માસ્તરનો

# અનુભવ સાગર.

લેખક તથા પ્રકાશક

ઠાકોરલાલ સુરજરામ માસ્તર.

મૂલ્ય રૂા. ૧ાા

માસ્તરનો

# અનુભવ સાગર.


લેખક તથા પ્રકાશક

ઠાકોરલાલ સુરજરામ માસ્તર.

ઠે૦ સોનીફળીયા—સુરત.





સુરત જુની મુંબઇ બેંકવાળા મકાનમાં આવેલા "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું.





આવૃત્તિ ૧લી
સંવત ૧૯૮૪

મૂલ્ય રૂ. ૧॥

પ્રત ૧૦૦૦
સને ૧૯૨૮

# સમર્પણ.

—:o:—

શા૦ ચીમનલાલ મોહનલાલ ઝવેરીની કંપનીના માલેકો શા૦ ચીમનલાલ મોહનલાલ તથા શા૦ નવલચંદ ખીમચંદ તથા શા૦ ભાઇચંદ ઝવેરચંદ.

મુંબાઈ.



સદગૃહસ્થો,

તમારી સાથેના ઘણા વર્ષોના પરિચયમાં, મેં તમારામાં ધર્મપરાયણતા, સખાવત, સાહિત્ય પર પ્રેમ, ગરીબો પર દયા, દરેક શુભ કાર્યો કરવામાં ઉત્સુકતા વિગેરે અનેક ગુણો નિહાળ્યા છે. વળી મારા પર તમારો અસલથી જે પ્રેમ હતો, તે હજી સુધી પણ તેવોને તેવોજ છે. આવાં આવાં અનેક કારણો આ પુસ્તક તમારી કુંપનીને અર્પણ કરવાને મને પ્રેરે છે તે સ્વિકારશો.

તમારો હિતેચ્છુ,

ઠાકોરલાલ સુરજરામ માસ્તર.

## બે બોલ.

આ પુસ્તકમાં હમે જે લખ્યું છે, તેમાંના ઘણાખરા વિષયો મુંબાઈના પ્રખ્યાત દૈનીક પેપર "મુંબઈ વર્તમાન" માં છ માસ સુધી "માસ્તરની સોનેરી શીખામણો" એ મથાળા નીચે હમે બહાર પાડી ચૂકેલા છીયે, અને તે વાંચીને જન સમુહે તેનાં વખાણ કીધાં છે. વળી જ્ઞાન સાથે ગમ્મત મળવાની ખાતર "હુન્નર દવાદારૂ બોધવચનો" વિગેરેના કેટલાક ઉતારા હમે ચોપડીઓ ચોપાનીયા અને છાપાઓમાંથી લઈને પુસ્તકના પાછલા ભાગમાં દાખલ કીધા છે.

માટે હમારી ખાત્રી છે કે મોટા અને નાના, ગરીબ અને તવંગર, સ્ત્રી અને પુરૂષો એ દરેકને આ પુસ્તક ઉપયોગી થઈ પડવાનું છે. હમારે તો જે કહેવાનું છે તે એટલુંજ કે જ્ઞાન દાન એ મોટું દાન છે, માટે આ વ્યવહારીક જ્ઞાનના સેંકડો પુસ્તકો ખરીદીને મફત વહેંચી દઈ પુન્ય હાંસલ કરવાની તક ચૂકશો નહીં. આ પહેલી આવૃતિ માટે તો લગભગ ગ્રાહકો નોંધાઈ ગયલા છે, પણ જો કોઈ ગ્રહસ્થને બીજી આવૃતિ કઢાવવાનો વિચાર હોય તો હમને મળવું. પુસ્તક બહુ મોટું થઈ જવાની દેહેશતથી અને એ પુસ્તકના કોઈ ગ્રાહક તરફથી હમને બહુ તાકીદ કરવામાં આવવાથી, હમારે પાછલા ભાગમાં બહુ કાપકુપ કરીને પુસ્તક જલદી બહાર પાડવાની જરૂર પડી છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. માટે હમારાથી કંઇક ભૂલો થઈ ગઈ હોય તો તે દરગુજર કરશો. કોઇને નહીં રૂચે એવું કદાચ લખાયું હોય, તો હંસક્ષીર ન્યાયે સારનેજ ગ્રહણ કરશો એવી વિનંતી છે. **કર્તા.**

# અનુક્રમણિકા.

—:(૦):—

# અભિપ્રાયો.

આ પુસ્તકને માટે ઘણાં વિદ્વાન લોકોના અભિપ્રાયો હમને મળેલા છે, પણ જગ્યાના સ્થળ સંકોચને લીધે અત્રે તે બધા આપી શકતા નથી, પણ નીચે પ્રમાણે જુજ આપીએ છીયે:--

રા૦ ઠાકોરલાલે પોતાની પચ્ચાસ વર્ષની જીવન યાત્રામાં અનેક પ્રકારના અનુભવ મેળવ્યા છે. દુનિયાના રંગો ઠીક જોયા છે. એ વિવિધ રંગી અનુભવને પરિણામે, એમણે સાધારણ જન સમુહને વ્યવહારમાં અનેક રીતે ઉપકારક થાય એવું સાહિત્ય નિબંધ રૂપે તૈયાર કર્યું છે. તેમાંથી થોડા ભાગ વાંચી જોતાં વિનોદ અને જ્ઞાન બન્ને મળે તેવું લખાણ જણાય છે. એમને ઉત્તેજન મળશે તો વધારે સારૂં સાહિત્ય પણ તેઓ તૈયાર કરી શકશે, આ પ્રયાસ સફળ થાય તેનો આધાર જન સમુહની સહાનુભૂતિ ઉપર મોટે અંશે રહે છે. શ્રીમંત વર્ગ એમને યોગ્ય આર્થિક સહાય આપશે તો તે સાહિત્યને તથા સાહિત્ય સેવકને ઉત્તેજન આપ્યા બરોબર ગણાશે. રા૦ ઠાકોરલાલનો યત્ન યશસ્વી થયલો સાંભળી હું બહુ પ્રસન્ન થઇશ.

**નંદનાથ કે૦ દીક્ષિત.**
(ગાયકવાડી રાજ્યના વિદ્યાધિકારી)

---

રા૦ ઠાકોરલાલ માસ્તરનું પુસ્તક જોયું. એના કેટલાએક ખંડો વાંચી પણ ગયો. માસ્તરે પોતાની જીવન યાત્રામાં ઘણું જોયું છે અને અનુભવ્યું છે અને એ નિરીક્ષણ અને અનુભવ એમણે આ પુસ્તકમાં સાદી અને સરળ ભાષામાં વ્યકત કર્યાં છે. હું માનું છું કે સંસારની ઠોકરોથી બચવા ઇચ્છતી દરેક વ્યકિત જો આ પુસ્તક વાંચી જશે તો એનો માર્ગ ઘણે અંશે સરળ થયા વગર નહીં રહે.

**મનહરરામ મહેતા.**
(ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળના મંત્રી)

ભાઇશ્રી ઠાકોરલાલ,

આપના હસ્ત લેખીત પુસ્તકના થોડા પાના આમ તેમ જોયાં. સાંકળિયું વિગેરે જોયું. ભાષા ઘણી સરળ છે. આપના આનંદી સ્વભાવ પ્રમાણે અનુભવો રસપૂર્વક લખેલા છે. નાના મોટા પુરૂષ સ્ત્રી દરેક માણસને આમાંથી જાણવા જેવું મળે તેમ છે. સંગ્રહ વ્યવહારમાં ઉપયોગી છે. આપના આ પ્રથમ સાહસને ફતેહ ઇચ્છું છું.

**આર૦ પી૦ કાગળવાળા.**

સીટી મેજીસ્ટ્રેટ—સુરત.

---

આ પુસ્તકની હસ્ત લેખીત નકલ મારા જોવામાં આવી છે. અને તે જોતાં મને માલુમ પડે છે કે કર્તાનો પ્રયાસ સ્તુતિપાત્ર છે. અને તેમાં તેમણે જ્ઞાન સાથે ગમ્મત આપવાના ઉદ્દેશથી જે અવલોકન જુદા જુદા વિષયોનું કર્યું છે તે પ્રશંસાપાત્ર છે.

**ધનપ્રસાદ દરૂ હેડમાસ્તર,**

શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાલય, સુરત.

---

લખતાં ઘણોજ હર્ષ ઉપજે છે કે રા૦ ઠાકોરલાલ સુરજરામ માસ્તરે નીતિબોધ અને આનંદના વિષયોના સંગ્રહવાળું પુસ્તક લખ્યું છે. તે એમનો પ્રશંસનીય અને સફળ પ્રયાસ છે. વાંચનારને એવા લેખો જ્ઞાન સાથે ગમ્મત, બોધ સાથે આનંદ આપી રહે છે. શૈલી કર્તાની ઘણીજ સાદી અને રસયુક્ત હોવાને લઇ પુસ્તક, વાંચકને ઘણુંજ પ્રિયકર થઇ પડશે એમ મને ખાત્રી છે. રા૦ ઠાકોરલાલને સર્વ કોઇ સાહિત્ય વિલાસી યોગ્ય ટેકો આપશે એવી મ્હારી ખાત્રી છે.

**કુલિન એમ. મ્હેતા**

બી૦ એ૦ એલ૦ એલ૦ બી૦ સુરત.

---

રા૦ રા૦ ડાહ્યારલાલભાઇ,

આપે પ્રગટ કરવા ધારેલા વિવિધ વિષયોથી ભરપુર મેન્યુસ્ક્રીપ્ટ મને બતાવ્યુ. એ જોતાં મને લાગે છે કે તમે પસંદ કરેલા વિષયો રંક તેમજ માતબર, થોડું ભણેલા તેમજ કેળવણીમાં આગળ વધેલાને પણ ગમ્મત સાથે વ્યવહારૂ જ્ઞાન પુરૂં પાડે છે. તમારી મોજીલી પ્રકૃતિના છાંટ તમારા લખાણુમાં ઠેર ઠેર દ્રશ્યમાન થાય છે, એટલુંજ નહિં પરંતુ નાના મોટા સાથે જીંદગી વ્યતીત કરી દુનીયાના નાના વિધ રંગોનો જે અનુભવ તમે પ્રાપ્ત કર્યો છે, તેને સરળ ભાષામાં પ્રદર્શીત કરી, સંસાર સાગરમાં ઝંપલાવનાર સમક્ષ દીવાદાંડી સમાન ધર્યો છે. આશા છે કે પ્રજામાં આ તમારા પહેલા પ્રયાસનો સારો સત્કાર થાય, કે જેથી બીજાં પુસ્તકો બહાર પાડવાનો ઉમંગ થાય.

એમ૦ ટી૦ આડતીઆ

રીટાયર્ડ આસિ૦ ડે૦ એ૦ ઇ૦ સુરત.

(હેડમાસ્તર, વનિતા વિશ્રામ, સુરત)



ઠાકોરલાલ સુરજરામ માસ્તર. (ઉમર વર્ષ ૫૪)

## ૧. બાળકની માવજત.

બાળકને ઉછેરવાની રીતોમાં હવે ઘણા ફેરફારો માલમ
ડે છે, અને સઉ સઉના મનમાં આવે તેમ વર્તે છે, પણ
ટલું તો ખરૂં કે, બાળક વરસ દહાડાનું થાય ત્યાં સુધી
ા, માતાએ સવારમાં બાળકને શરીરે તલનું તેલ ચોળી,
ક આંખ કાન વિગેરે છિદ્રોમાં તેલનાં ટીપાં મુકી, હાથ
ગને રીતસરના વાળીને કસરત આપીને, પછી ઉના પાણીથી
નવડાવી દીલ લુછી, આંખ આંજી, ધવરાવીને ઘોડીયામાં
વાડી, હાલો ગાવો. આ કામ માતાએ જાતે કરવાનું છે,
ણ જો પોતાને ત્યાં નોકરો હોય તો નોકરને તે કામ સોંપવું,
ણ માતાની દેખરેખ નીચેજ થવું જોઈએ. માતાને દૂધ ન
તરતું હોય તો તેના ઉપચારો કરવા, અને તેમ છતાં પણ
ધ નહીં ઉતરે, તોજ ગાયનું દૂધ પાવું.

રાત્રે પોતાની સોડમાં બાળકને સુવાડવાની ટેવ પાડવી
હીં. ધવરાવવા માટે પાસે લઈને પછી ઘોડીયામાં સુવાડી દેવું.
મેશાં બાળકને હરડે પાવાથી બાળક નિરોગી થાય છે.
ળક રડરડ કરતું હોય તો કંટાળીને તેને ઉંઘાડવા માટે
ફીણની મેળવણીવાળી ગોળી આપવી નહીં. માતાને જો
લરડું ગાતાં ન આવડે તો, તેણે પોતાની સાસુ અથવા
ડોસમાં કે મહોલ્લામાં કોઈ ડોશીમા હોય, તેની પાસેથી
ીખી લેવું. કારણ કે બાળક ગાયનનું શોખીન હોય છે,
ને તે સાંભળતાં સાંભળતાં ઉંઘી જાય છે. પોતાનો ઘાંટો

જાડો હોય કે પાતળો હોય તેની અડચણ નહીં, પણ દરેક માતાએ થોડું ઘણું ગાવાની ટેવ તો રાખવીજ જોઇએ. થોડીક ઉપલક દવાઓ પણ જાણવી જોઇએ. સુંઠ મરી પીપર હરડે અજમો એળીઆ દીકામલી વિગેરે કયારે અને કેવી રીતે વાપરવાં, તેતો ડોશીઓ પાસેથી શીખી લઈ, એવી ચીજો ઘરમાં રાખવીજ જોઇએ. ન છુટકેજ વૈદ કે ડોકટરને ત્યાં જવાનો વિચાર રાખવો. પોતે પરેજી ચોકકસ પાળવી. બેસીને બાળકને ખોળામાં સુવાડી, ઉપર છેડો ઢાંકીને બાળકને ધવરાવવું, ધવરાવતાં એકદમ તરછોડી નાંખી, બીજે કામે દોડી જવું નહીં. તમે ગુસ્સામાં હો અથવા રડતાં હો ત્યારે તમારે ધવરાવવા બેસવું નહીં. બહુ પોચી ગોદડીમાં સુવાડવાની ટેવ પાડવી નહીં. લીંપણવાળી જમીન હોય, તો કોઇવાર તેનાપર સુવે તો અડચણ નહીં, કારણ કે વળગે રજ ને વધે ગજ. આખો દિવસ પગમાં મોજાં, માથે કાન ઢાંકણી ટોપી, ડોકમાં ગલુપટો, કેડે તંગીયો, અને શરીરપર ગંજીફરાક પહેરાવી રાખશો નહીં. કારણ કે આ ટેવથી છોકરૂં કાવલું થઈ જશે, અને મોટપણે માંદું સાજું રહયાંજ કરશે.

આ બાબતપર તો વૈદકનાં પુસ્તકોમાં સેંકડો પાનાં ભરીને લખેલું હોય છે. જે બાબતને નજીવી ગણીને તેનાપર કોઈ ધ્યાન આપતું નથી, તેને માટે હમે તો ટુંકાણમાં સાદી સુચના આપી છે. માનશે તેને ફાયદો થશે. અને નહીં માનીને હસવામાં કાઢી નાંખશે તો તેની મરજીની વાત છે.

## ૨. બાળકને લાડ.

રાજા હોય કે રંક હોય, તે દરેકને છોકરાંની બહુ હોંસ હોય છે. જો પોતાને એકકે છોકરૂં ન હોય તો. વૈદ ડાકટરો, ભુવા જતીઓ, દેવ દેવીઓના ઈલાજો કરે છે, બાધા આખડીઓ રાખે છે, તન મન અને ધનનો ભોગ આપે છે, અને માત્ર એટલીજ ઇચ્છા રાખે છે કે, એકવાર મારે ઘેર ઘોડીયું બાંધવાનો વખત આવે, તો જીવ્યું સાર્થક થાય.

હવે જો બાળક ન હોય તો, તે મેળવવા માટે આટ આટલી આપદાઓ વેઠવા તઈયાર થાય, તો એ બાળકની કીંમત કેટલી? એની કીંમત અંકાયજ નહીં. ત્યારે આવાં મોઘાં મૂલનાં બાળક પર માબાપનો કેટલો બધો પ્રેમ હોય? બાળકને ખાતર પ્રાણ આપવાને પણ તૈયાર થાય. પણ એક વસ્તુ મળ્યા પછી, તેના પર પહેલાં જેટલો મોહ રહેતો નથી, તેમ બાળકની બાબતમાં પણ ઘણાં માબાપો બેદરકાર રહે છે, અને તેને મારઝુડ કર્યા કરે છે. ખરૂં જોતાં તો, બાળક પાંચ વરસનું થાય ત્યાં સુધી તો તેને લાડમાંજ ઉછેરવું જોઇએ. તેની લાગણી દુભવવી ન જોઈએ, તેને વઢવું મારવું ન જોઇએ, અને તેની જે ઇચ્છા થાય તે બનતે પ્રયત્ને પુરી કરવી જોઈએ, પણ બહુ તોફાન કરે ત્યારે જરા કુરપ બેસાડવાને માટે ધમકાવવું જોઈએ. તેને સારી શીખામણો આપવી, ભગવાનનાં ભજનો શીખવવાં, સ્વચ્છતાના નિયમો શીખવવાં અને પોતાનું વર્તન સારૂં રાખવું કે જે જોઇને બાળક શીખે.

કેટલાક લોકો છોકરાંને રમકડાં અપાવે છે, તે છોકરાંને રમવા માટે નહીં, પણ પોતાનું ઘર શોભાવવા માટેજ અપાવે છે, એટલે કે રમકડું લાવ્યા કે તરત ગોખલામાં કે કબાટમાં કે પેટીમાં મુકી દે છે. છોકરાંને તે લઇને રમવાની તિવ્ર ઇચ્છા હોય છે, પણ માબાપ તેને કહે છે કે, એને અડકાય નહીં, ભાંગી જાય, આઘેથી જોયા કર. છોકરાંને આ વાતથી સંતોષ થતો નથી, અને મનમાં હીજરાયા કરે છે. લાકડાંનાં કે ચીથરાંનાં, હલકી કીંમતનાં પણ રમકડાં છોકરાંના હાથમાં રમવા આપવાં જોઇએ, કે જેને છોકરૂં થોડી વાર લઈ રમશે, પછાડશે, અને ત્યારેજ તેને આનંદ થશે. માટે ભાંગે ફોડે તો તમારૂં દીલ દુખાય નહીં તેવાં રમકડાં અપાવવાં, અને ઘરની શોભાને માટે, કબાટ શણગારવા લાવવાં હોય, તો બીજાં લાવવાં.

નાનપણથી ભણાવવાની હોંસ રાખશો નહીં. હમણાં ઘણે ઠેકાણે જોઇએ છીએ કે, બાળક બોલતું થવા માંડે કે કહેશે કે, બોલ એક, બે, ત્રણ. પૂછીએ કે અત્યારથી ભણાવવાની ઉતાવળ શું છે? તો કહેશે કે એની હોંસે હોંસે બોલે છે, અમે કંઈ એના પર ફરજ નાંખી નથી. પણ પાંચ પચીસ વાર બોલાવશો, છતાં નહીં આવડશે તો તમે તેના પર ચીરડાયા વિના રહેવાનાજ નથી. કેટલાક તો હોંસની ખાતર, અથવા તો ઘરમાં રડીને પજવે તેની ખાતર, ચાર પાંચ વરસનાં બાળકને, નિશાળમાં અમસ્થું બેસાડી આવે છે. અને કેટલીક માતાઓ તો માસ્તારને કહેતી આવે છે કે, એ ઘેર બહુ તોફાન કરે

છે, માટે એને મારજો અને તમારે ઘેર લઈ જજો. કેટલાક માસ્તરો ભણાવવામાં ઢબ્બુ અને મારવા વઢવામાં એવા શૂરા હોય છે કે, બાળકે જરાક તોફાન કીધું, કે કોઈ છોકરાં સાથે વાત કરી, કે તરત તેના વાંસાપર લુગડાં ધોવા બેસી જાય છે. પણ આટલું અમસ્તું બાળક, મારા રાફડા જેવા હાથના ઢીકા ખમી શકશે કે નહીં, તેનો વિચાર કરવાની, તેનામાં શકિતજ હોતી નથી. બાળક માર ખાય, ઝોંસા ખાય, અને બીજાં છોકરાંઓને માર પડે તે, આખો દિવસ જોઈ જોઈને હેબકાઈ જાય. સવારે નિશાળે મુકવા જતાં પહેલાં બાળકનું વજન કર્યું હોય, અને સાંજે ઘેર આવે ત્યારે વજન કર્યું હોય, તો તે બાળકનું કેટલું વજન ઘટયું તે માલમ પડે. આ પ્રમાણે એક મહીને કેટલો ફેર પડે ? માટે પડોસણો તથા બેનપણીઓ સાથે, નિરાંતે વાતોના તડાકા મારવાની ખાતર, બાળકને નિશાળમાં ગોંધી આવવું, એ ઠીક નથી. ઘણીવાર બિચારાંઓ એક હાથ ઢગરાપર રાખી, બેકી જવાની રજા માંગવા જાય છે તોપણ રજા નહી મળવાથી, નિશાળમાંજ લેંઘીઓ બગાડે છે, માટે ચાર પાંચ વરસનાં બાળકને નિશાળમાં ગોંધશો નહીં, પણ લાડમાંજ ઉછેરજો.

---

## ૩ છોકરાને વિદ્યાભ્યાસ ભાગ ૧.

પહેલાંના વખતમાં તો છોકરો આઠેક વરસનો થાય ત્યાં સુધી તો, ખેલવા કુદવા શિવાય બીજું કંઇ જાણેજ નહી. પછી થોડું ઘણું ભણે અથવા કોઇ ધંધા રોજગારમાં પડે. પણ હમણાં જુગ બદલાયો છે, તો તે પ્રમાણે ચાલવું જોઇએ. સાતેક વરસનો છોકરો થાય કે તેને નિશાળે મુકવો, અથવા ઘરમાં ભણાવવાનું શરૂ કરવું. પ્રથમ આંક ભણાવવા. હાલમાં આંક બહુ થોડા ભણાવાય છે, પણ વીસે આંક છોકરાઓએ ભણવાની જરૂર છે, માટે તે કડકડ આવડવાજ જોઇએ. આંક એ તો આંખ અને પાંખ છે. આપણી માતૃભાષા ગુજરાતી, શુદ્ધ અને ઝડપથી લખતાં આવડે, સારી રીતે વાંચતાં આવડે, અને રોજના ખપમાં આવે એવા હિસાબ કીતાબ આવડે, એટલું શીક્ષણ તો લેવુંજ જોઇએ. પછી જો અનુકુળતા હોય તો, રાજ ભાષા અંગ્રેજી થોડું શીખવું જોઇએ. જેને બધી જાતની સગવડ હોય, તેણે તો આગળ અભ્યાસ કરવોજ જોઇએ.

વિદ્યાર્થીએ નિશાળના લેસન કર્યા ઉપરાંત ઘરનાં કામ-કાજમાં માથું મારવાનું, બજારમાંથી સોદા સલુગ લાવવાનું, પોતાના ધર્મના નિયમો પ્રમાણે પ્રભુભક્તિ કરવાનું, અંગ કસરત કરવાનું, નાનાને આનંદ આપવાનું, રજાના દિવસોમાં મા પાસે બેસીને દાળ, ભાત, શાક, રોટલા, રોટલી, પૂરી, ભાખરી, ખીચડી અને કઢી એટલાં વાનાં બનાવવાનું, કપડું

ફાટયું હોય તો તેને ઝંડકો ભરી લેવાનું, દરેક કામ વખતસર કરવાનું, પ્રભુ ભક્તિનાં ભજનો ગાવાનું, ઘરમાં નોકર હોય છતાં પણ, બનતાં સુધી પોતાની જાતેજ દરેક ચીજ ઉઠીને લેવા મુકવાનું વિગેરે વિગેરે, વિદ્યાર્થી પોતાના અભ્યાસની સાથે સાથે ધ્યાન આપીને શીખી શકે છે. અને તે કેટલુ ઉપયોગી છે તે મોટા થયા પછી માલમ પડે છે.

---

## ૪. છોકરાને વિદ્યાભ્યાસ ભાગ ૨.

છોકરાને કેવું અને કેટલું ભણાવવુ. એની ઘણાઓને ગમ પડતી નથી. પહેલાં તો દરેક કારીગર વર્ગ પોતાના છોકરાને પોતાનો ધંધોજ શીખવતો, અને હવે તો વાણીયા, બ્રાહ્મણ, સુથાર, લુહાર, સોની, દરજી, કાછીયા, કણબી, તાઈ, તંબોળી કોળી નાળી વિગેરે બધાઓજ છોકરાને ભણાવવા તરફજ દોડયા છે. સાત વરસમાં છોકરાને નિશાળે મુકે, અને બારમે વરસે ગુજરાતી પાંચમી પાસ કરે, પછી અંગ્રેજી મેટ્રીક સુધી ભણવાના સાત વરસ, અને કેટલીક નિશાળોમાં તો આઠ વરસ ભણવું પડે. એટલે ઓગણીસ વીસ વરસની ઉમરે મેટ્રીકમાં પાસ થાય, તેમાં કોઈ વરસ નાપાસ થયો હોય તો એક વરસ વધારે ગણવું. મેટ્રીકમાં પાસ થયા પછી છોકરો વિચાર કરે છે કે હવે મારે કરવું શું ? આગળ ભણવાના તો પૈસા નથી, માટે નોકરી શોધવી. ઘણાઓના કાલાવાલા કરી, સીફારસ લગાડીને વીસ પચીસ રૂપીઆની નોકરી

મેળવે છે. જેની પૈસાની સ્થિતિ સારી હોય તે આગળ ભણે છે, અને બી. એ. કે એમ. એ. થાય છે, પણ એટલે સુધી ભણતાં તેની હુસ નીકળી જાય છે. તમે એનું શરીર જોશો તો જાણે હાડપીંજર! કોઈક તો મેટ્રીક સુધી ભણેલા એવા હોય છે, કે તેને કહ્યું હોય, કે પેલા યુરોપીઅન સાથે વાત કરીને જરા ફલાણું સમજાવોની! તો વાત કરતાં કરતાં તેંતેં પેંપેં થઈ જશે, અને કહ્યું હોય કે ઘીનો ડબો એક મણ ને સવાશેરનો છે, તેમાંથી ડબાનું બારદાન અઢી શેર કાપીને, મણના રૂ. ૩૭॥ લેખેના હિસાબથી ઘીના કેટલા રૂપીઆ ચુકવવા? તો કહેશે કે મને હમણા પુરસદ નથી, અથવા કાગળ પેનસીલ લેશે અને અપુર્ણાંક તથા ત્રીરાશી, પંચરાશી કરશે, ત્યારે અર્ધે કલાકે જવાબ દેશે, અને તેજ હિસાબ વેપારી લાઈનનો માણસ, વગર કાગળ પેનસીલે બે મીનીટમાં કહેશે.

કદાચ કોઈ દરજી કે કડીયાના છોકરાએ બી એ. સુધીનો અભ્યાસ કર્યો અને તે પાસ થયો, તો મોંઘવારીના વખતમાં પચાસ રૂપીઆનો પગાર મળે. આખો દિવસ નિશાળે ભણતો, અને રાત્રે લેસન કરતી વખતે ઉંઘ આવે તો દોરીનો એક છેડો ખીટી પર બાંધી, બીજો છેડો પોતાની ચોટલીએ બાંધતો, એટલે વાંચતાં વાંચતાં ઝોકું આવે તો તરત ચોટલી તણાતી અને જાગૃત થતો. આવી રીતનો સખ્ત અભ્યાસ કરી શરીર તવી નાંખીને પાસ થઈને, પચાસ રૂપીઆ કમાતો

થયો, પણ એનો બાપ તો પોતાના ધંધામાં, સ્વતંત્ર રીતે એ ત્રણ રૂપીઆનો રોજ કમાતો હોય, ત્યારે એ સુખી કે તે સુખી ?

બી. એ. ને એમ. એ. વાળાઓ રોજના માંદા, ભૂખ લાગવા માટે આસવ ખાવો પડે, ખાધેલું પાચન કરવા માટે ચુરણ ફાકવું પડે, અને ઉંઘ લાવવા માટે ગોળી ગળવી પડે, કહ્યું છે કે

મેટ્રીક માંદા ના મટે, બી. એ. થયા બેહાલ,
એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

બિચારા ભણનારા શું કરે ? હાલનું ભણતરજ એવું થઈ રહેલું છે. ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે, માસ્તરોએ શીખવવું જોઈએ, તેને બદલે પરીક્ષાજ લે છે, આટલું વાંચી લાવજો, આટલું લખી લાવજો, આટલું ગોખી લાવજો, એમ કહે છે અને પોતે કલાસમાં સવાલો પુછે છે. છ દિવસ ભણાવ્યું કે સાતમે દિવસ પરીક્ષા આવી. આવી રીતે મહીનામાં ચાર પરાક્ષા. વળી મહીને મહીને પરીક્ષા લેવાય. ત્રીમાસીક છ માસીક અને છેલ્લે વારસીક પરીક્ષા લેવાય. આવી રીતે બી. એ. કે એમ. એ., એલ. એલ. બી. સુધી કેટલી બધી પરીક્ષા આપવાની ? તેમાંએ વાર્ષીક પરીક્ષા લેનારામાં કેટલાક તો, છોકરાને શું આવડે છે તેની પરીક્ષા નથી લેતા, પણ શું નથી આવડતું તેજ જોવા માંગે છે, એટલે નહી આવડે એવાજ સવાલો આપવા પડે, અને આવી રીતે વિદ્યાર્થી સખત મહેનત કરવાથી મુડદા ફરસ થાય એમાં કાંઈ નવાઈ છે ?

કારીગર વર્ગે તો આ જમાનાને અનુસરીને, પોતાના છોકરાને હુન્નરજ શીખવવો, અને વેપારીઓએ વેપારમાં નાખવો, ખપ જોગું વાંચતાં લખતાં અને હિસાબ કરતાં આવડે એટલે બસ છે. જેણે પોતાના છોકરાને ડાકટર વકીલ કે ઇજનેર બનાવવો હોય, તેણે તો આગળ અભ્યાસ કરાવવોજ જોઇએ.

---

## ૫ છોકરીઓનું શિક્ષણ.

જે નીશાળમાં ભણાવવાવાળી સ્ત્રીઓ હોય, ત્યાં જઈને છોકરીઓએ સારૂં લખતાં વાંચતાં આવડે તેટલું શીખવું જોઇએ, અને સાથે સીવવા સાંધવાનું પણ શીખવું જોઈએ. પોતાના નાનાં ભાઈબેનોની સંભાળ રાખવી, તે માંદા સાજાં થાય તો તેને દવા વિગેરે આપવાં, પાણી ભરવાં, વાસણ માંજવાં, લુગડાં ધોવાં, રાંધવા વિગેરેમાં માને મદદ કરવી, વિવેકથી વર્તવું, છોકરાઓ સાથે વિશેષ પરીચય રાખવો નહી, બહુ હસવાની ટેવ રાખવી નહીં, બહુ મોટેથી બોલવું નહીં, સ્વચ્છતાના નિયમો પાળવા, કરકસર કરતાં શીખવું, સાસરે જવાનું થાય તેના બે વરસ પહેલાં તો નિશાળ છોડવીજ જોઇએ, અને બધું ઘરનું કામકાજ ઉપાડી લેવું જોઇએ, એટલે સાસરે ગયા પછી કંઈ અઘરૂં લાગશે નહી, અને પોતાનાં તેમજ પોતાનાં માબાપનાં વખાણ થશે. માબાપ પૈસાવાળા હોય તો આગળ અભ્યાસ કરવો.

---

## ૬. છોકરીઓને તો સાસરૂં એજ ઘર.

આપણામાં કેટલેક ઠેકાણે એવો રીવાજ છે કે, છોકરીનાં લગન ગમે ત્યારે કરે, પણ વિવાહ ( સગઇ ) તો નાના પણથીજ કરી મુકે છે. કોઈનો ચાર વરસની ઉમરે, કોઈનો આઠ વરસની ઉમરે, અને કોઈનો બાર વરસે વિવાહ થાય ત્યારથી તે છોકરી સાસરે જઈને રહેતી થાય ત્યાં સુધીમાં, કરવહેવારોની બાબતમાં કેટલીએ વાર વહેવાઈઓને તકરાર થાય છે, અને ઉંચાં દીલ થાય છે. દરેક વેવાઈ પોતાના ઘરમાં સામાનું બુરૂં બોલે છે. છોકરી હંમેશાં પોતાનાં માબાપોની વાતો સાંભળીને સાસરીયાંને ધિક્કારે છે, અને તેનો વર પોતાનાં સાસરીયાંને ધિક્કારવાનું શીખે છે. માટે જ્યારે છોકરી સાસરે રહેવા જાય, ત્યારે જાણે દુશ્મનનાજ ઘરમાં ગઈ! અને દુશ્મનના ટોળામાં રહેવું કંઇ સહેલું નથી.

પણ વનો (વીનય) વેરીને વશ કરે છે, એ આપણે જાણીએ છીએ, માટે વિનયથી દુશ્મનને પણ વશ કરી લેવાની વિદ્યાનો ઉપયોગ કરો, તો તરતજ સાસરીયાં વશ થઈ જાય છે. સાસરે જઈને દરેક જણના કામમાં મદદ લાગી જવું નરમાશથી બોલવું, કોઈ ઠપકો દે તો સહન કરવો, પીયરીયાના અવગુણ બોલે તો, તે પણ સાંભળ્યાજ કરવા, જવાબ દેવાની જરૂર જણાય તો નરમાસથીજ બોલવું, પણ ગુસ્સો લાવીને અને જેમ આવે તેમ સામા જવાબો આપવા નહીં, જેઠાણીનાં છોકરાંઓપર હેત બતાવવું. અને નણંદને

તો ખાસ હાથપર લેવી. આ પ્રમાણે દસબાર દહાડા કે મહીનો બે કે મહીના સહન કરી લે, દરેક જણને વધારે વધારે માન આપી જાય, અને પીયરમાં જઈને દુખની વાત કરે નહીં, તો આખરે પોતાની જીત થાય, અને સાસરીયાંની હાર થાય. પણ જો પીયરમાં જઈને વાત કરી, કે મારી સાસુ આમ. બોલી અને મારી નણંદ તેમ બોલી, અને જો પોતાની મા ઠરેલ નહીં હોય, તો તેજ દિવસથી છોકરીનાં સુખનો અંત આવ્યો સમજવો, કારણ કે મા આ વાત પોતાના મંડળમાં ગાજી ગાજીને કહેશે, અને સાંભળનાર લોકો ઉમેરી ઉમેરીને વેવાઈને ઘેર વાત પહોંચાડશે, એટલે પછી રોજનાજ ભવાડા. માટે છોકરીનાં સાસરીયાં ગમે તેવાં કઠોર અને લઢકણાં હશે, તો પણ સાસરૂં એજ હવે તો મારૂં ઘર છે, એમ સમજીને કામકાજ હોંસથી કરી જાય, ને સાસુ નણંદ વિગેરેપર બહુ હેત બતાવે, તો આખરે પોતેજ ઘરમાં કરતી કારવતી થાય, અને દરેક જણ ચાહ્યા વગર રહે નહીં. પૈસાવાળાની છોકરીને ગરીબ અને લઢકણું સાસરૂં મળ્યું હોય, તો તેને પણ આવાજ વર્તનથી સુખી કરી શકાશે, અને પોતે સુખી થવાશે. આમ કરવામાં વધારે વખત લાગશે નહીં, બે ત્રણ મહીનામાં ફેરફાર કરી શકાશે.

---

## ૭. ઉદ્યમની શરૂઆત.

છોકરો ખપજોગું નિશાળમાં શીખીને નિશાળ છોડે છે, પછી પોતાના બાપની દુકાન ચાલતી હોય તો તેમાં જોડાઈ

જાય છે, અને તેમ નહીં હોય તો કોઈ ઠેકાણે નોકરીએ રહી જાય છે. અથવા કોઈ કારીગરને ત્યાં ધંધો શીખવા જાય છે. નોકરી રહેનાર છોકરાએ દહાડામાં દસ વાર શેઠના ઠપકા ખાવા પડશે એમ ધારીનેજ નોકરીએ રહેવું. કારણકે કેટલાક શેઠીઆઓ નોકર સાથે બીજાસથીજ વાત કરે છે. માટે નોકરે તો સહન શીલતા રાખવી, શેઠને પોતાના બાપ સમાન માન આપવું, શેઠને ત્યાંના દરેક માણસને રાજી રાખવાનો પ્રયત્ન કરવો, દરેકનું કામ કરી છુટવું, પ્રમાણીકપણું રાખવું, સોદોસલુગ લાવવામાં ચોરી કરવી નહીં, આપણાં કરતાં મોટા દરજાના નોકરો, મેહતા મુનીમોને પણ શેઠ જેટલુંજ માન આપી, તેમનું કામ કરી ખુશ રાખવાં, જબાનમાં મીઠાશ રાખવી, દરેક કામ સ્પુરતીથી કરવું, ચાડી ચુગલી કરવી નહીં, વધારે આગળ પડતું બોલવું નહીં, દરેક કામ પર બારીક નીધાં રાખવી, આગળ વધવાનો પ્રયત્ન કરવો, બનતા સુધી ગેરહાજર રહેવું નહીં અને જુઠું બોલવું નહીં. આમ કરવાથી થોડા વખતમાં જરૂર મોટી પાયરીએ ચઢી શકાશે.

સુથાર, લુહાર, કડીયા, સોની, દરજી, ઘડીઆળી, વિંધારા પરોણીગર વિગેરે કારીગરોને ત્યાં છોકરો હુન્નર શીખવા રહે, તો તેણે વગર પૈસે કામ કરવાનું છે, છતાં પણ ઉપર લખેલા ગુણો તો તેનામાં પણ હોવા જોઈએ. બે એક વર્ષ સુધી તો શીખઉ છોકરાને હુન્નર શીખવાનો તો મળતોજ

નથી, પણ ઘરનાં કામકાજમાંજ વખત જાય છે. દુકાનમાં કચરા કાઢવા, બજારથી સોદા લાવવા, કુવામાંથી કે નળેથી પાણી ભરવાં, ગાય ઘોડું કે બળદ પાળ્યાં હોય, તો તેનું કોઢ-વાસીદું કરવું, વિગેરે કામો કરવામાંજ વખત જાય છે. અને તેમાંથી પુરસદ મળે તો શેઠ કામ કરતા હોય, તેના સામે બેસીને જોવાનું હોય છે. પછીથી શેઠ થોડું થોડું કામ બતાવતા જાય છે. માટે ખંત રાખી કંટાળ્યા વગર શેઠને ગુરૂ અથવા બાપ સમજી તેમના કહેવા પ્રમાણે કામ કર્યા જવાથી, આખરે હુન્નર શીખીને તઈયાર થઈ સુખી થવાશે.

---

## ૮. કારીગર શેઠ.

હુન્નર કળાના જાણવાવાળા કારીગર લોકોને ત્યાં શીખઉ છોકરો રહે છે. તે શીખઉ છોકરાને શેઠે પોતાના પુત્ર તરીકે ગણવો જોઇએ. પણ આથી ઉલટું કેટલાક શેઠ એવું સમજતા દેખાય છે કે, આ તો થોડા વર્ષને માટે વગર પૈસાનો નોકર આવ્યો છે. તેને કામકાજ શીખવવાની તો આરતી, પણ ઘરના કામકાજ તેને સોંપી દેવામાં આવે છે. બજારમાં લાગ લાગટ ચાર પાંચ સામટા ફેરા ખવરાવતાં પણ દયા લાવતા નથી, અને આખો દિવસ બીજાસથીજ વાત કરે છે. બે એક વરસ આમ કાઢયા પછી થોડું થોડું કામ બતાવે છે, અને રોજનું રૂપીઓ, બે રૂપીઆ ત્રણ રૂપીઆનું કામ કરતો થાય છે, ત્યારે તેને કંઇક પગાર આપવા માંડે છે. પછી તે છોકરો

શીખી રહે અને પોતાને ઘેર જઈ સ્વતંત્ર ધંધો કરવા માંગે, ત્યારે શેઠ તેનો પગાર કંઈક વધારવાની ઈચ્છા બતાવે છે, પણ તેને છુટો પડવા દેતા નથી. છતાં પણ જો પેલો દુકાનેથી ઉઠી જાય, તો શેઠ કહેશે કે એ તો નગુરો નીકળ્યો, હમારૂં કહ્યું માન્યું જ નહીં. પણ માને શેનું ? તમે એને શીખવ્યું તેના બદલામાં પાંચ સાત કે દસ વરસ તમારે ત્યાં કામ કીધું, હુન્નર શીખ્યા પછી બે ત્રણ વરસ તો તમારી દુકાનમાં કામ કીધું, તેની મજુરીના પૈસા તમે લીધા, અને હજી પણ શું તેને સ્વતંત્ર ધંધો કરીને પોતાનું ગુજરાન કરવા દેવું નથી ? કારીગરીનો ધંધો શીખવવા માટે સ્કુલો હોય, તો તેમાં બે ત્રણ વર્ષમાં શીખી શકાય. એવા હુન્નર આ શેઠને ત્યાં શીખતાં પાંચ દસ વરસ કાઢવા પડે છે. માટે હાલના જમાનાના શેઠોએ શીખઉને જલદી શીખવી, તેને ઘેર વિદાય કરીને આશીર્વાદ લેવો જોઈએ, અને તેમાંજ ભગવાન રાજી રહેશે.

---

## ૯. સ્ત્રીઓને ઉપલક સુચના.

સ્ત્રીઓએ સહવારે વહેલાં ઉઠીને કામે લાગી જવું જોઈએ, પાડપાડોસણ જોડે વાતે વળગવું નહીં, કામથી પરવારી ન્હાઈ ધોઈને ભગવાનની ભકિત કરી લેવી, નહાનાં છોકરાં હોય તો તેને ન્હવાડવાં, નાસ્તો કરવો હોય તો કરી લઈ, રાંધવા સીંધવાનું કામ કરી લેવું. બપોરે ફુરસદના વખતમાં, ભોંયમાં ખાડા પડયા હોય તો તે પુરવા, અથવા લુગડાં

ફાટયાં તુટયાં હોય તો તે સાંધવા, અથવા સડ્યું દડયું અનાજ પાણી હોય, તો તે તપાસી જોવું, અથવા નીતિનાં પુસ્તકો વાંચવાં, અથવા બે ઘડી આરામ લેવો, પડોસણને અથવા બેનપણી બાઈપણીને કપડાં વેતરતાં આવડતું હોય તો, તે પુરસદે શીખી લેવું. ત્રાંબા પિત્તળનાં વાસણોને પંદર વીસ દિવસે ખટાશ ચોપડી માંજી નાંખવાં, અથવા દરરોજ એક બે વાસણ માંજતાં રહેવું, એટલે પાણીઆરૂં કે વાસણ મુકવાની બીજી જગા ઝળાં ઝળાં થયાંજ કરશે. ભોંયપર આમતેમ નકામી ચીજો પડે કે તરત, ઉઠાવીને તેની જગાએ ગોઠવી દેવી. મતલબ કે એવી ટાપટીપ અને સોજવટ રાખવી, કે તમારૂં નાનું સરખું અને ગરીબ ઘર હોય, તોપણ તમારે ઘેર જે માણસ આવે તે. જોતાંની સાથે છક થઈ જાય. ખાસ કામ શિવાય ઘરની બહાર જવું નહીં, પાકટ ઉમર ન થઇ હોય ત્યાં સુધી દેવદર્શને પણ જવું હોય તો, કોઈ ઠરેલ બાઈનો સંગાથ હોય તોજ જવું. કોઇ સગો કે પીછાનવાળો પુરૂષ રસ્તામાં મળે તો, તેની સાથે વાતે વળગવું નહીં. પણ ઘણે દહાડે દીઠો હોય તો કદાચ એટલું કહેવું કે "કેમ દેખાતા નથી ? ઘેર આવજો" પણ વધારે વાતે વળગ્યાથી, લોકો દુર ઉભા ઉભા નિંદા કરશે, અને તેથીજ કહ્યું છે કે "અદ્યપી, શુદ્ધં લોક વીરૂદ્ધમ; ના કરણીયં, ના ચરણીયમ."

ધણી બહારથી ઘેર આવે ત્યારે, તેને હાથ પગ અથવા મ્હોં ધોવા માટે પાણી જોઈએ તો, તે હાજર રાખવું, મીઠાશથી બોલવું, અને જે વાત કહેવાથી તેને ગુસ્સો આવે, તે

વાત તે વખતે કહેવી નહીં, પણ તે ખુશમીજાજમાં છે એવી ખાત્રી થાય ત્યારેજ, અને કહયા વગર છુટકોજ ન હોય તોજ, તે વાત ધીમે ધીમે નરમાશથી કહેવી. કારણ કે તેણે પોતાના ધંધા સંબંધમાં કંઈ નુકસાનીના સમાચાર સાંભળ્યા હોય, અથવા ઉઘરાણી ગયા હોય ત્યાં લડાઈ થઈ હોય, અથવા એવું બીજું કંઈ બન્યું હોય, અને ઘેર આવે ત્યારે તેને છોકરાંઓએ તોફાન કીધું હોય તેની ફર્યાદ કરવાને, અથવા તમે કાંસકી કે આરસી કે બીજી કોઈ ચીજ લાવવાનું કહ્યું હોય, તે લાવ્યા કે નહીં., તે કહેવાને ટાંપીને બેસી રહ્યા હો એવું કરશો નહીં, કારણ કે એમ કરવાથી તરતજ કંકાસ થશે. ચોટલો ચાંદલો અને આંખ આંજવાનું કદી ભુલશો નહીં. છોકરાંઓને ખરાબ ગાળ કદી દેશો નહીં, અને જરા જરા વારમાં ઢબ ઢીકા અને ચાપુ ચણા " જેવું કરશો નહીં. કેટલીક મા તો એવી હોય છે કે, છોકરૂં પડી જાય અને રડે, તો તે સાંભળીને દોડતી જઈને, તેને બેચાર ધબુકા મારશે, અને પછી તેને ઉપાડશે અને જોશે કે કયાં વાગ્યું છે. આવું તમે કરશો નહીં. તમારૂં કહ્યું માને એટલો કુરપ રાખી મુકજો, પણ આખો દહાડો મીઠાશથીજ વાતો કરજો, અને નાની નાની વાર્તાઓ કહીને, શીખામણ તથા આનંદ આપજો. જેમ બને તેમ કરકસરથી ચાલજો, પણ ખપ પડે ત્યાં વાપરવામાં કંજુસાઈ કરશો નહીં.

હાલમાં કેટલીક સ્ત્રીઓ અસલના રીવાજોને પડતા મુકીને સુધારામાં ઘુસવા માંગે છે, તેને માટે એક કવિએ કવિતા લખી છે, તે નીચે પ્રમાણે છે, તે વાંચીને તેમાંથી ગુણ લેજોઃ—

---

## કવિતા.

ગ્રહુણીના ધર્મ તણા, મર્મ આજ ભાંગી પડયા.
શર્મ તજી બૂટ ને, સ્ટોકીંગ્સમાં સોહાય છે;
છતરી લઇને હાથે, પુરૂષની સાથે હાથે;
હાથ ઝાલી ટેડી ચાલે, ચાલતી જણાય છે.
ભૂગોળ ખગોળ ને, ગણીત તણા ગોળા માંહે;
કંથને વીટાળી ડાહયલી, થવા ડોળાય છે;
ગ્રહુસ્થના ધર્મના, આધાર રૂપ નારી નીજ;
ધર્મને વિસારી, નર તુલ્ય થવા જાય છે. ૧.
કુળ મરજાદ તણી, રીતી કૃતિ સર્વે ભૂલી;
વિલાતી મઢમડીની, ચાલ ચીત ચા'ય છે;
પારસણ તણો ડોળ, હૃદયમાં રમી રહયો;
જુની હિંદવાણી રીત, કઢંગી કળાય છે.
સસરો ને સાસુ ઘર, કુટુંબ સંબંધ બંધ;
ત્રોડી ફોડી સ્વતંત્ર, થવાને લલચાય છે;
ગ્રહુસ્થના ધર્મના, આધારરૂપ નારી નીજ;
ધર્મને વિસારી નર, તુલ્ય થવા જાય છે. ૨.
રાંધવાનું ભૂલી સાથે, ખાંડવાનું ભૂલી વસ્ત્ર;

સાંધવાનું ભૂલી, ભૂલી પડેલી ભળાય છે;
ચાલવાનું ભૂલી, ઘર ભાળવાનું ભૂલી એહું;
ટાળવાનું ભૂલી, લુલી લંગડી લખાય છે.
ધર્મધીંગો ભૂલી, નીજ કર્મો ગઈ ભૂલી;
હાડચર્મો માંહે ભૂલી, છાકી છુટથી છળાય છે;
ગ્રહુસ્થના ધર્મના, આધાર રૂપ નારી નીજ;
ધર્મને વિસારી, નર તુલ્ય થવા જાય છે. ૩.
માંજવાનું ભૂલી, નેણ આંજવાનું ભૂલી;
સેંથો પાડવાનું ભૂલી, ઝાઝાં ઝટીયાં જણાય છે;
માથે ઓઢવાનું ભૂલી, માઝાદાર વસ્ત્ર ભૂલી;
ચાંદલો કપાળે ભૂલી, સુધરેલી ( ઉધરેલી ) થાય છે.
હરીગીત ભૂલી, દુખીયાની દાઝ ભૂલી;
ભૂલી કુટુંબ વ્યવહાર, મેળે ખેળે ખડકાય છે;
ગ્રહુસ્થના ધર્મના, આધાર રૂપનારી નીજ;
ધર્મને વિસારી, નર તુલ્ય થવા જાય છે. ૪.
અતિથી આદર ભૂલી, શુદ્ધ પતિ પ્રેમ ભૂલી;
સતી નેમ ભૂલી, આઠે પો'ર અથડાય છે;
સંતાન સેવન ભૂલી, પાડોશીના ધર્મ ભૂલી;
ભૂલી ઘર વૈદું, પોલી પુતળી પળાય છે.
ભૂલી વિવેકાઈ, નમ્રતાઈ છકેલાઈ માંહે;
પતિથી સવાઈ આપ, વડાઈ લદાય છે;
ગ્રહુસ્થના ધર્મના, આધાર રૂપ નારી નીજ;

ધર્મને વિસારી, નર તુલ્ય થવા જાય છે. ૫.
પતિ પદ રજ ભૂલી, ફેલમાં ફરજ ભૂલી;
સરળ સમજ ભૂલી, કુપથ પળાય છે;
ભૂલી પડી ભોળી, જુની રીત નાંખી રોળી;
બધો દેશ દીધો ડોળી, ખોટા ચાળાથી ચળાય છે.
સીતા દમયંતી, અનસુયા ને સાવિત્રી;
ભગવાન તેનાં ચરિત્ર, શું લક્ષમાં લેવાય છે?
ગ્રહસ્થના ધર્મના, આધાર રૂપ નારી નીજ;
ધર્મને વિસારી, નર તુલ્ય થવા જાય છે. ૬

---

## ૧૦. સાસુ.

સાસુનો દરજ્જો મોટો છે. સાસુએ ઘર સંભાળવાનું છે, સાસુએ છોકરાં કેળવવાનાં છે, અને સાસુએ વહુને ઘર ચલાવતી કરવાની છે. આ કામ રોફથી પણ કરી શકાય છે, અને પ્રેમથી પણ કરી શકાય છે. પણ પ્રેમથી જે કામ લેવાય છે તેજ સારૂં થાય છે. પણ હમણાના જમાનામાં ઘણીખરી સાસુઓ વહુપર રોફ બજાવવામાંજ પોતાની મોટાઇ સમજે છે. વહુ બિચારી પોતાનાં માબાપનો ઘણા વર્ષોનો સહવાસ છોડીને તમારે ત્યાં રહેવા આવે, તેને કેટલું અઘરૂં લાગતું હશે? તેનાપર હેત બતાવવાને બદલે, જો તમે સાસુ થઇને દરેક કામમાં તેની ખોડખાંપણુ કાઢીને લઢયા કરો, અને વળી અધુરામાં પુરૂં તમારો છોકરો સાંજે ઘેર આવે ત્યારે,

તેનાં મોઢાં આગળ વહુની ભૂલોની વંશાવળી વાંચી જાઓ, એટલે પેલો પણ મૂળે તો નાદાન, તેથી તેને આ સાંભળીને ગુસ્સો આવે, અને સમજુ હોય તોપણ તમને રાજી રાખવાની ખાતર, વહુને ધમકાવે છે અથવા ધભુડે છે, ત્યારે પેલી વહુ કેટલા નિસાસા નાંખતી હશે અને કેટલું લોહી બાળતી હશે, તેનો તો ખ્યાલ કરો? ઘોડા ગાડીમાં કે હાથીની અંબાડીમાં બેસાડીને, વાજતે ગાજતે બડી ધામધુમથી વહુને લાવો, અને પછી તેનાપર આવો જુલમ કરો, તે સારૂં દેખાય કે?

આથી તમારા છોકરાનું ઘર મંડાતું નથી, લોકોમાં તમારા ભવાડા થાય છે, અને ઘણે વખતે કંટાળીને તમારો છોકરો, પોતાની વહુને લઇને જુદો રહેવા જાય છે. તમારા ધણીની ઉમર થવા આવી હોય, ત્યારે તમે છોકરાની મદદની આશા રાખી શકો, પણ છોકરાનેજ તમે ભગાડી મુકો, પછી તમારા શું હાલ થશે તેનો કંઇ વિચાર કીધો? વહુની જે જે ભૂલો થતી હોય તે ધીમે ધીમે સુધારી, તેનું ચારમાં માન જાળવો, તેની સાથે હેતથી વાત કરો, તેની તબીયત બગડે કે તરત સંભાળ લો, તમારો છોકરો તેની સાથે લડયા કરતો હોય તો તેને સુધારો, "સાસુ ભાંગે તે કલેઢાં અને વહુ ભાંગે તે ઠીકરાં" એ કહેવતને ખોટી પાડો; અને પછી જુવો કે વહુ તમારા પગ ધોઈને પીએ છે કે નહી? અને દુનીયામાં તમારી તથા તમારા ઘરની આબરૂ વધે છે કે નહીં?

---

## ૧૧ નણંદ.

જ્યારે ભાઈ કુંવારો હોય, ત્યારે બેનને એટલી બધી હોંસ હોય છે કે, ભાભી આવશે તેની સાથે હું રમીશ, તેને તેડવા જઈશ ને મુકવા જઈશ, એવા એવા વિચારો કરે છે. પણ ભાભી ઘરમાં રહેવા આવે, એટલે કેટલીક નણંદો પોતાનો સક્કો બજાવવા મંડી જાય છે. ભાભી એટલે નોકરડી કરતાં પણ હલકી એમ સમજે છે, કારણ કે નોકરડીને તો મીજાસ કરો કે તરત નોકરી છોડીને ચાલી જાય છે, પણ ભાભી ક્યાં જવાની હતી? આખો દિવસ ખોદણાં ખોદયાં કરે છે, અને માને અને ભાઈને ભંભેર્યા કરે છે, કે આજે તો ભાભીએ આમ કર્યું, અને આજે તેમ કર્યું. 'નણંદ' એ શબ્દ એવો છે કે આઘેથી કોઈ સાંભળે તો એવું સંભળાય કે 'આણંદ'. હે નણંદો તમને જોઈને, તો ભાભીઓને આનંદ થવો જોઈએ, તેને બદલે તમે કેમ આવા કઠોર થાઓ છો? સાસુના મ્હોં આગળ વહુથી ઘડીઘડી નહીં બેસાય અને ખુલ્લા દીલથી વાત નહીં થાય, પણ નણંદ તો નાની ઉમરની હોય, એટલે તેની જોડે બેસવાનું મન થાય. પણ નણંદજ આઘી નાસતી ફરે, તો પછી બેસવું કોની પાસે? એક ઠેકાણે કહ્યું છે કેઃ-

ચાંદા મામા! ચાંદા મામા! સાસરે ન જાઉં,
સાસરે જાઉં તો મને સાસુડી સંતાપે.

નાધડી નણંદ મને તુંકારે બોલાવે,
નાધડો દીયર મારે માથે છાણા થાપે.

હે નણંદો! હવે સુધરેલા જમાનામાં તમે પણ સુધરો, સામાને સુખી કરો અને તમે સુખી થાઓ. તમારે સાસરે પણ તમે ભાભી છો, અને તમારાં નણંદ તમને પજવે તો તમને કેટલું દુઃખ થાય તેનો વિચાર કરો.

ઘણી નણંદોને એવી ટેવ હોય છે કે, પોતે સાસરે રહે છે, અને છોકરાં છઈયાં થયાં હોય છે તોપણ પીયેર જાય છે ત્યારે ભાભીઓપર પોતાનો સકકો બજાવે છે; ભારે ભારે કયાં જાઓ છો તો કહે હલકાં થવા. "તમે આટલું બધું શાક શા માટે મંગાવો છો? ખાંટનો આટલો બધો બગાડ કેમ કરો છો? આટલા બધા નકામા માણસો કેમ રાખો છો? છોકરાને ભણાવવાને આટલા મોટા પગારનો માસ્તર રખાય કે? એ તો નાસી જવાના ધંધા છે" વિગેરે વિગેરે કહીને કંઇ કંઇ ખોડખાપણો કાઢયા કરે છે. એક બે કલાક કે ચાર કલાક પીયરમાં રહેવું, તેમાં તો હજારો વાત કરી નાખશે. ભાભી બિચારી હાજી હા કર્યા કરે છે, પણ મનમાં તો બહુ લાગે છે. તેના ઘરમાં બગડે છે કે સુધરે છે તેના હવે તમારે શા માટે ફીકર રાખવી જોઈએ? તમારામાંજ અકકલ છે અને તે લોકોમાં નથી, એમ તમે શા ઉપરથી ધારો છો? તમારા ઘરમાં તમે કેટલી દરકાર રાખો છો, તેનો તો વિચાર કરો? તમને પીયરમાં આવતાં દેખે છે કે ભાભીઓ અને નોકરોના

પેટમાં ધ્રાસકો પડે છે, કે આ આવી તે હવે કંઈ નવું જુનું કરીને જશે. કારણ કે તમારી વાત સાંભળીને તમારા ભાઇ તમને રાજી રાખવાને માટે, પોતાની બાયડીને ધમકાવે છે.

કેટલીક નણંદોના નસીબમાં નાનપણથીજ રંડાપો લખાયો હોય છે તો તે બિચારીને પોતાના પીયરમાંજ ઘણું ખરૂં રહીને, પોતાની જીંદગી ગાળવાનો વખત આવે છે. તે વખતે પોતાનો સ્વભાવ નરમ રાખી બધાની સાથે હળીમળીને કામકાજ કરી, પ્રભુ ભિકતમાં વખત ગાળવો જોઈએ. તેને બદલે તમે ઘણા દાખલામાં જોશો, તો માલમ પડશે કે માબાપ કહે છે કે એ બિચારીએ દુનીયાનો શું લ્હાવો લીધો? એનું તો નસીબ ફુટી ગયું, માટે એને તો હવે જેમ બને તેમ રાજી રાખવી જોઈએ. ભાઈઓ પણ તેને રાજી રાખવા માંગે છે, એટલે પેલી નફકરી થાય છે અને માને છે કે, મને કહેનાર કોણ છે? અને પછી માના સામા તડતડ જવાબો દે છે, અને ભાભીના તો હિસાબજ નહિ! પણ એટલો વિચાર કરતી નથી, કે ભાઈ કમાય તેનું સુખ ભાભીને નહી લેવા દે, તો ભાભી કેટલા નિસાશા નાંખે? અરે નણંદો! સમજો, સમજો. આવા સમયમાં તો ઉલટો તમારે તેનો પડતો બોલ ઝીલવો જોઈએ. કારણ કે તમે તેને આધારે પડયાં છો, તેને બદલે આવા જુલમો શા માટે માટે કરતાં હશો? કોઈ સારી નણંદોના દાખલા લઈ તેના જેવા થાઓ.

---

## ૧૨. શેઠ.

કોઇ માણુસ પાસે બહુ પૈસા હોય, વેપાર રોજગાર સારા ચાલતા હોય, વાડી બંગલાઓ હોય, ગાડી ઘોડાઓ હોય, ઘાટી, ઘાટણ ભઈયા, રસોઇયા, રામોશી હોય, મેહતા મુનીઓ હોય એ વિગેરે જેને બીજી સાહેબીઓ પણ હોય, તેને બધા એમ કહે છે કે આ મોટા શેઠ છે અથવા શેઠીયા છે. પણ તે શેઠમાં સારા ગુણ હોય, તો બધા વખાણે છે અને નઠારા ગુણ હોય તો બધા વખોડે છે. બગીચામાં કેળ ઉગે છે ત્યારે સોટા જેવી હોય છે, પણ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ નમતી જાય છે, અને ફળ આવે ત્યારે તો તદન નમી જાય છે, તેજ પ્રમાણે શેઠ પાસે જેમ જેમ પૈસો વધતો જાય તેમ તેમ શેઠનો સ્વભાવ નરમ થવો જોઇએ, પોતાનાં છોકરાંઓને સારી કેળવણી આપવી જોઇએ, નોકરોને બચ્ચાં સમાન ગણવા જોઇએ, અને તેમને અવાર નવાર ઈનામો આપવાં જોઇએ, એટલે તે તેમનું ઘર કદી છોડશે નહીં. નોકરોનાં દેખતાં ધણીઆણી સાથે લડવું નહીં. ઘોડાવાળા, ભઈયા, ઘાટી વિગેરેને સારાં કપડાં અપાવજો, કારણ કે એ લોકોના ડ્રેસપરથી તમારી કીંમત અંકાશે, પણ ચાકરોને છાજતાંજ કપડાં અપાવજો, તમારા જેવાં અથવા તમારા છોકરાઓનાં કપડાં જેવાં તેમને અપાવશો નહીં. આ ચાકર છે, એમ તરત ઓળખાઈ જવું જોઈએ. કેટલાક શેઠ પોતાના કુટુંબની છબી પડાવે છે ત્યારે, ઘાટીના પોરીયાને પોતાના છોકરાનાં કપડાં

પહેરાવીને ઉભો રાખે છે, તેથી અજાણ્યા માણસને છબી પરથી એમજ માલમ પડે છે કે, આ શેઠનો છોકરો હશે, પણ શેઠના જેવો ગોરો અને હોશીયાર દેખાતો નથી. ચાકરોની ટોપી એવી રીતની રાખવી કે તરત ઓળખાય.

કેટલાક શેઠીયાઓનો રીવાજ એવો હોય છે કે, ઓછાં માણસો રાખી વધારે કામ લેવાં, દાદુનું દાદું અને ઝાડુનું ઝાડું, એવાં માણસો તેમને પસંદ હોય છે, પણ સોંઘું તેજ મોઘું એમ નક્કી સમજવું. માટે લાયક માણસોને લાયક કામ સોંપી લાયક પગાર આપશો, તો તમારી કીર્તી વધારવામાં, તેઓ મદદગાર થઈ પડશે.

જેમ બને તેમ સુપાત્રને દાન આપવું જોઈએ ધર્મમાં વાપરવા માટેનો પૈસો એકઠો થાય કે તરત વાપરી નાંખવો જોઈએ, ગરીબો પર દયા રાખવી, કોઈ કોઇ ગરીબોને ભણાવી આગળ વધારવા, કોઇને પૈસા ધીરી વેપાર કરાવવો, કોઈને નોકરીએ રખાવવા વિગેરે, જેમ બને તેમ પરમાર્થનાં કામો કર્યાં જવાં. કારણ કે ઘડપણમાં દાંત પડી જશે. કાન બહેરા થશે. આંખે દેખાશે નહીં, નાક ગળતું હશે, ત્યારે તમારાથી ધર્મના કામો થવાના નથી, પોતાના ખરા જાહોઝલાલીના વખતમાં સારાં કામો કરશો તોજ ફાવશો. જો તમારા ઘરમાં, સગામાં મીત્રમંડળમાં, ગામમાં શહેરમાં અને દેશમાં તમને બધા વખાણુતા હોય તોજ તમે ખરા શેઠીયા કહેવાઓ અને નહીં તો તમને એક પૈસાદાર માણસ તરીકે થોડાક

માણસ ઓળખશે એટલુંજ. તમારા મહોલ્લામાં કોઈને ત્યાં સારો અવસર આવે ત્યારે તમારે ત્યાં દાગીના કે ગાડી માંગવા આવે તો, જેને જે લાયક હોય તે પ્રમાણે આપજો, અને વરઘોડા વિગેરેમાં જવાનું તેડું આવે તો જજો. એમાં તમે હલકા દેખાવાના નથી પણ જેને ત્યાં તમે જશો, તે માણસ પોતાને મોટું માન સમજશે, અને પોતાની ન્યાતવાળા આગળ તમારાં ઘણાં વખાણ કરશે. એકંદરે તમારામાં શેઠાઈના દરેક સદગુણો લાવવાનો પ્રયત્ન કરજો.

---

## ૧૩. શેઠાણી—ભાગ ૧.

ઘરનાં માલેકની ધણીઆણી તે ઘરની શેઠાણી કહેવાય. પણ બધાઓ તેને શેઠાણી કહીને બોલાવતા નથી. પૈસાવાળા હોય, જેને ઘર નોકર ચાકરો હોય, તેની ધણીઆણીને પોતાના નોકર ચાકરો શેઠાણી શેઠાણી કહીને બોલાવે છે. એટલે પછી તે શેઠાણીથી ઓળખાય છે. શેઠાણીનો દરજ્જો મોટો છે તે જાળવી રાખવો પોતાના હાથમાં છે. ધંધો અથવા નોકરી કરીને પૈસા પેદા કરવાનું કામ શેઠનું છે, તો ઘર ચલાવવામાં દરેક જાતની વ્યવસ્થા કરવાનું કામ શેઠાણીનું છે. આ કામ પણ કંઈ નાનું સુનું નથી. અનાજ, પાણી, મરીમસાલા વિગેરે સોદાસલુગ મંગાવવા, ધણીની તથા છોકરાં છઈયાંની તજવીજ રાખવી, નોકર ચાકરોપર દેખરેખ રાખવી વિગેરે ફરજો હોય છે. તે ફરજ બજાવવામાં કામ લેવાની આવડત જોઈએ, શરી-

રમાં સ્ફુરતી જોઈએ, મ્હોંમાં મીઠાશ જોઇએ, જરા કુરૂપ પણ જોઈએ, અને લખતાં વાંચતાં આવડવું જોઇએ.

ચાકર રાખતી વખતે તેનું નામ ચોક્કસ પુછીને રાખવો, અને બનતાં સુધી કોઈની ઓળખાણવાળો રાખવો. કારણ કે ચાકર ચોરી કરીને ચાલ્યો જાય, ત્યારે શેઠાણીને પુછીએ કે તેનું નામ શું? ત્યારે કહેશે કે રામો. અરે! એવા તો સેંકડો રામા હોય, તેમાંથી કોને પકડવો? પુછીએ કે તે કયા ગામનો હતો? તો કહેશે કે તેતો ખબર નથી, કાલે ઓચિંતો આવી ચઢયો, અને એક રૂપીએ ઓછે રહેવાની હા કહી તેથી રાખ્યો, અને આજે તો ચોરી કરીને નાસી ગયો. માટે નામ ઠામ ચોક્કસ નોંધી લેવું. પછી ચાર દિવસ ઘરનાં કામથી માહીત કરવો, પણ કેટલાક દિવસ એનો સુમાર જોયા વગર ચાવીનો ઝુમખો આપીને, પેટીમાંથી સાડી કાઢી લાવવાનું કામ સોંપવું નહીં.

સવારે સેવા પુજા કરીને, જો બને તો પોતે જાતે લોબાન, સુખડ, ગુગળ વિગેરે કોઇ પણ જાતનો ધુપ ઘરના દરેક ઓરડામાં ખુણે ખાંચરે કરવો, એમ કરવાથી હવા શુધ્ધ થશે, જીવજીવાત જતી રહેશે, બગડતી સમરતી ચીજો દેખાઈ આવશે, કોઈ નોકરે કોઈ ચીજ દબાવી દીધી હશે તે પણ જણાઈ આવશે. દરેક નોકર દરેક ખુણા ખાંચરા સાફ રાખશે, અને તમારા શરીરને કસરત મળશે.

રસોઈઓ રાખવો હોય તો બહુ જુવાનીઓ રાખવો નહીં, કારણ કે તે ઘડીમાં ઘડીમાં ચીડવાઈ જશે, અને ચાલચલગતનો પણ કેવો છે, તે શું માલમ પડે? બહુ ઘરડો પણ રાખવો નહીં જોઈએ, કારણ કે તે ઘડી ઘડી માંદો પડશે, નાકમાંથી પાણી ટપકયા કરતું હશે, કાને બહેરાશ હશે, અને આંખે ઝાંપ હશે. કોઈ ચેપી રોગવાળો કે ખસના ફોલ્લાવાળો કે દરાજવાળો રાખવો નહીં, કારણ કે તે રસોઈ કરતો જશે અને ખજવાળતો જશે, માટે આધેડ ઉમરનો, ઠરેલ, નિરોગી રસોઇઓ રાખવો. રસોઇઓ રાખ્યો છતાં પણ બે ત્રણ વખત રસોડામાં જઈને મરીમસાલા કેટલા નાંખવા, વિગેરેની સમજ પાડી આવવી. આમ કરવાથી રસોઇઓ બગાડ કરશે નહીં, દરેક ચીજ સારી રીતે રાંધશે, અને ચેતતો રહેશે કે શેઠાણી ઓચિંતા આવી પડશે. રસોઇઆ વિગેરે નોકરો સાથે બીલકુલ બીજાસથી વાત કરવી નહીં, તેમ મોંઢે પણ ચઢાવવા નહીં. તમારા કહુયા પ્રમાણે કામ નહીં કરે, તો તેને રજા આપવી, અને બીજો નવો માણસ મળે તેટલો વખત હાથે નીભાવી લેવું. એવા મીઠા ન થવું કે કોઈ ગળી જાય, અને એવા કડવા ન થવું કે કોઈ થુંકી નાંખે. આપણા સામું બોલે તે નોકર રાખવો નહીં, તેમજ નોકરની સાથે આખો દિવસ ખીટખીટ પણ કર્યા કરવી નહીં.

બે ચાર મહીને કોઈ કપડું, કે મેળામાં જવાના ચાર આના, કે દીવાળીપર બોણી વિગેરે, પગાર ઉપરાંત

આપવાની ટેવ રાખશો, તો કાળજીથી તમારૂં કામ કરશે, અને કદી તમારૂં ઘર છોડશે નહી. કોઈ કામ ભૂલેચુકે બગડે સમરે તો દરગુજર પણ કરવું. નોકરોને પોતાનાં બચ્ચાં સમાન સમજવાં, તેને આખા દિવસમાં થોડો આરામ પણ લેવા દેવો. કહ્યું છે કે—

માગન કબુ આળસ કરે, તસ્કર જાય ન જાય;
ચાકર બિચારા કયા કરે, લુણ પરાયા ખાય.

---

## ૧૪ શેઠાણી ભાગ ૨

તમારા ઘરમાં કોઈ આવે તેનો સારો આદરસત્કાર કરો, પણ રીતસરનો ખરચ કરવાનો આવે તેમાં ચીપાસીયા અને કંજુસ થશો નહીં. તમે ગરીબોની માફક ફાટેલા કપડાં અથવા સાંધેલાં કપડાં પહેરશો નહીં. અને જુનાં કપડાં વેચશો નહીં પણ નોકરો અથવા તમારી પાસે આવી આવીને કામ કરી જતાં હોય તેને, અથવા ગરીબ ગુરબાને આપી દેજો. એટલે એક લેખે આશીષ પણ લેશો, અને લોકોમાં વાહ વાહ થશે. કોઈ કોઈ વાર મહોલ્લા પાડામાં અને પીછાનવાળા તથા સગાંવહાલામાં કંઈ નવાઈની ખાવાની ચીજ અથવા બીજું કંઈ મોકલતા રહેજો, સગાવહાલાંને જમવા તેડતા રહેજો, ખાશે તે ધાશે. જમીને હાથ ધોયા પછી હાથ લુછવા માટે નેપકીનો એટલે હાથ લુંછવાના કકડા હાજર રાખજો, નહીં તો તે લોકો તમારા ઘરમાં ધોતીયાં કે

લુગડાં પડયાં હશે તેના પર અથવા મારી બારણાપર હાથ લુછી નાંખશે, પાનસોપારીની રકાબીમાં પાનને કકડો લપેટી મુકજો, એટલે પાનપર ચુનો ચોપડીને આંગળા લુછવાં ચાલે, નહીં તો ચુનાવાળી આંગળી શેત્રંજી અથવા ગાદીપર લુછશે. ઘરમાં ખાવાની ચીજ બગડી ગયા પહેલાં, નોકરોમાં વર્તાવી દેજો. નોકરોની ભૂલ થઈ હોય તો બહારના ચાર માણુશો આવ્યા હોય તે ગયા પછીજ કહેજો; તમારા સ્વામીને જેમ બને તેમ આનંદ આપજો, અને સારા સારા ધર્મના કામોમાં પૈસા ખરચવાની સલાહ આપતા રહેજો, તમારા દીકરા વહુને બેસવા ઉઠવાના ખાનગી ઓરડામાં જવું હોય તો તે લોકોને ખબર પડે તેમ અવાજ કરતાં કરતાં જજો. ઓચીંતા જશો નહીં. તમારા બાળકોને કેળવવા ખાસ કાળજી રાખજો, અને તેમને એ પણ કેળવણી આપજો કે ઘરમાં પોતાને જોઈતી ચીજ પોતે જાતે ઉઠીને લે અને નોકર ઉપર આધાર રાખે નહીં, નહીં તો પાણી પાન ટોપી છત્રી ચાકુ કાતર કાગળ પેનસીલ વિગેરેમાંથી કોઈ ચીજ જોઈતી હશે, તો નોકરનેજ બુમ મારશે, એટલે નોકર તમારાં છોકરાંઓનુંજ કામ કરતો પરવારશે નહીં, તો ઘરનાં બીજાં કામ કયારે કરશે ?

તમારાં છોકરાં તમારે ઘેર આવનાર માણસો સાથે, સલુકાઈથી વર્તે છે કે નહીં, તે ખાસ જોતા રહેજો. કારણ કે ઘણા શેઠીયાઓને ઘેર જોવામાં આવે છે કે, મળવા આવ-

નાર માણુસની સાથે છોકરાંઓ તુંતાંથી વાત કરે છે. અને પેલા મળવા આવનાર બિચારા "હા શેઠ હા બેન" કરે છે, પણ મનમાં તો તેને બહુ ખોટું લાગે છે. ખાસ કરીને દીકરીને તો બહુ ઉદ્ધત કરશો નહીં, કારણ કે કહેવત છે કે "ખીચડીને હલાવવી નહીં અને દીકરીને મ્હલાવવી નહીં."

કોઈ આવે તેની સાથે ખપ જોગી વાત કરવી, સારાં સારાં નીતિનાં પુસ્તકો વાંચવાં અને "શેઠાણી તે આનું નામ" એમ લોકો મારે માટે બોલે, એવી હોંસ રાખીને તે પ્રમાણે વર્તજો.

પંડીતા એટલે વિદ્વાન અને શાણી, અને મુર્ખી એટલે અભણ અને કજીયા ખોર. વિદ્વાન સ્ત્રી જ્યાં જાય ત્યાં તેને માન મળતું હતું, તેનું શું કારણ એમ મુર્ખીએ તેને પૂછ્યું. તેના સંવાદરૂપે હમે રાગ વગરની એક કવિતા લખી છે, તે નીચે પ્રમાણે છે.

---

## કવિતા.

મુર્ખી ને પંડીતા તણો, ભેટો એક દીન થયો
મુર્ખી કહે બેહેન, એક પૂછું તે જવાબ દે. ૧
હું છું હોશીયાર આવી, સર્વને ધુજાવનારી
તોયે તું સમાન, વિના માનથી મુઝાવું છું. ૨
પંડીતા કહે તું ગુણ, હોય તે બતાવ તારા

તોલન કરીને માર્ગ, સરળ બતાવું હું. ૩
મુર્ખી કહે ગુણ તો, અનેકથી ભરેલી હું છું
છતાં પૂછે છે તો તને, સ્હેજ બતલાવું છું. ૪
પહોર દહાડે સુતી ઉઠું, ધણીનું ન ચાલે કશું
છોકરાં સોંપ્યાં છે તેને, કામ ચાલ્યું જાય છે. ૫
ધણી બોલે એક, સંભળાવી દઉં સો એક
છતાં બતાવે જો તોર, કરૂં શોર ને બકોર હું. ૬
પાડ પાડોશીની માંય, મારો ટેક જળવાય
ઉઠાડી હું એવી લ્હાય, સારી શેરીને નચાવું છું. ૭
ભોજન વેળાની લડાઈ, આખા ગામમાં ગવાઇ
થાય ધણીની ભવાઇ, પણ હું તો બચી જાઉં છું. ૮
ધણી જાય જ્યારે બ્હાર, સાહેલીઓનો નહીં પાર
તેના ઘરોની તકરારનો, સરદાર હું નીમાઉં છું. ૯
એકને કહું હું એવું, બીજીને લડાવે તેવું
ત્રીજી તાલ જોવા તેડીને, હું સામે ઉભી રહું છું. ૧૦
વાતો કરી મીઠી મીઠી, કઢાવી લઉં હું બધી
તરત કહું તે બીજીને, મીઠું મરચું ભભરાવીને. ૧૧
કંઈકને લડાવી માર્યાં, કંઈકના ભંગાવી પાડયાં
તોયે હું તો હજુ, અલગની અલગ કહાઉં છું. ૧૨
ધણી આવે જેવો ઘેર, એટલે વરસાવું હું કેર
ગરીબ ગાય જેવો થાય, ત્યારે સુખે ખાવા દઉં છું. ૧૩

કોઈ એવું નહીં હશે, મારો તોર જીતી જશે
પણ સર્વે હુંથી દૂર કેમ, રહેવાને ચહાય છે? ૧૪
પંડીતા કહે એ ગાંડી, સર્વને નાંખે તું ભાંડી
શા માટે સંબંધ તારો, તેઓ રાખવાને ચહાયરે? ૧૫
રસ્તામાં કાંટા વેરી, ફરતી ફરે શેરી શેરી
વાગે ભચોભચ જ્યારે, ત્યારે પછીથી પસ્તાય છે. ૧૬
પતિ ભગવાન સમ, પૂજે થાય સુખ ત્યમ
સગાં સહોદર સાથ, હળી મળીને ચલાય જો ૧૭
મીઠું બોલે મળે માન, કડવેથી છે તોફાન
કુથલીથી કોપે પ્રભુ, અને પાપથી ભરાય તે ૧૮
એકની બીજાની સાથ, ઉમેરીને કરે વાત
પાછળથી પડે લાત, ત્યારે સીધી દોર થાય તે ૧૯
પણ જો પહેલેથી ચેતે, વાતો કરે સહુથી હેતે
તો તો બીજાનું સુધારી, પોતે સુખી તો થવાય છે ૨૦
પ્રભુ કૃપાથી ઘર, ધંધાનો ન હોય ડર
તેજ પ્રભુનેજ ભજો, જે અખંડ સુખ દાતા છે. ૨૧
પુસ્તકો રૂડાં વાંચી, બીજાઓને કરો રાજી
સાથે બોધ લો ને આપો, જીવ્યું સાર્થક કરાય છે ૨૨
માનવાળી થાય એમ, કુથલીથી નહીં તેમ
માટે અહંકારી બેન, કેમ તોરમાં તણાય છે? ૨૩
મોત તો મુઠીમાં રાખી, કરે ખાલી પતરાજી
તોય તને ભાન નથી, ખોટી ફાંદામાં ફસાય છે ૨૪

કંઈક તો તારાથી છોટા, કંઈકતો તારાથી મોટા
જે ગણાતા તારા જોટા, તે તો પ્રાણ છોડી ચાલ્યા છે ૨૫
જેના વિના ઘડી ત્હારે, ચાલતું ન કોઈવારે
તે તો ગયા જમદ્વારે, તુંથી વિસારી મેલાયા છે ૨૬
ગયા તે વિસારી દીધા, નવા નવા નેહી કીધા
કાળે તેને પણ લીધા, તેમાં તારો શો ઈલાજ છે ? ૨૭
આજ કાલ કે સો વર્ષે, ત્હાંરે એ જવાનું ઠરશે
શા માટે ઝનુન રાખે, ખોટું સ્વપ્નાનું તોફાન છે. ૨૮
માટે અરે બેન શાણી, વિચારી જો મુજ વાણી
કરણી તેવી પાર ઉતરણી, કાળ જાય કે'તી થાય છે. ૨૯
ફાટયું ફાટયું તું તો બોલે, પાછું આવે ત્હારે ખોળે
ડહાપણ અમથું તું ડહોળે, ફુલી ફુલીને ફસાય છે. ૩૦
બીજાઓને તે શી પડી, તારી ખોડ કાઢે જરી
તને શીખ આપે કોઈ, તે તો દુશ્મન ગણાય છે. ૩૧
તેથી હવે તો વિચાર, માથે રહાય છે કિર્તાર
દયા હેત પ્રીત રાખી, સારી સૃષ્ટીને જીતાય છે. ૩૨
કહયું છે સારાને માટે, કરવું છે તારે હાથે
દીપ લઈ પડે કૂપ, તેમાં બીજાનું શું જાય છે ? ૩૩
કરૂં હવે રામ રામ, તોર મૂકજે તમામ
દુનીયાનું જીતી માન, મોક્ષ મારગે સીધાવજે. ૩૪

---

## ૧૫ વિવાહ—સગઇ.

છોકરા છોકરીનું સગપણ કરવું તેને સગઈ કરવી એમ પણ કહે છે, અને કોઇ ઠેકાણે વિવાહ કરવો એમ પણ કહે છે. કેટલેક ઠેકાણે લગ્નને વિવાહ કહે છે. હવે વિવાહ કરવા એટલે કે છોકરાને માટે કન્યા નકકી કરવી અથવા છોકરીને માટે વર નકકી કરવો, એતો પસાદાર લોકોના મનને રમત છે, પણ ગરીબ અને સાધારણ વર્ગના લોકોને તો એ મહાભારત કામ છે. કોઈ ન્યાતમાં કન્યાની અછત હોય ત્યાં છોકરીવાળા પોતાને રાજા સમજે છે, અને વરની અછત હોય ત્યાં છોકરાવાળા પોતાને રાજા સમજે છે. ન્યાતમાં કન્યાની અછત હોય છે, તો છોકરાવાળાએ કન્યા મેળવવા માટે, પોતાના સગાને ભલામણ કરવી પડે છે કે, તમે જરા આટલો ઘાટ બેસાડી આપો. તેમાં કેટલાક સગા એવા હોય છે કે, તમારા છોકરાને માટે માગું કરવા તમે મોકલો, પણ તે તો કન્યાવાળાને ત્યાં જઈને, તમારૂં સારૂં બોલવાને બદલે બુરૂંજ બોલે છે, અને કહે છે કે “ હમે તો બધુંએ જાણીયે છીએ, પણ હમને મોકલ્યા એટલે કંઈ આવ્યા વગર છુટકો થાય ” ? “ બધું જાણીયે છીયે ” એટલે શું ? તે તો તેનું મન જાણે.

પણ કન્યાવાળાનો થોડો વિચાર થયો હોય, તે પણ માંડી વળાય છે. આ સગાં વહાલાંએજ મૂળ વાઢયાં. વળી કેટલાંક સગાં તો ત્યાં જઈને તમારી તો વાતજ કરશે નહીં,

પણ કોઈ પોતાનો ભત્રીજો કે ભાણેજ કે સાળો હશે, તેની સગાઈ કરવાનું માગું કરશે, અને આવીને તમને સાક્ષી પૂરાવા સાથે કહેશે કે, આજે આટલે વાગે હમે તમારા તરફથી કન્યાવાળાને ત્યાં જઈ આવ્યા, તેણે કહ્યું છે કે "જોઈશું". કન્યાવાળાને ત્યાં જઈ આવ્યા એમ કહે છે, પણ તમારે બદલે કોઈ બીજાનુંજ કામ કરી આવ્યા છે, તે તમે શું જાણો? માટે આવે વખતે તમારે એકને ભરોસેજ બેસી રહેવું નહીં, અને એકને કામ સોંપ્યું છે તે શું વાત કરી આવે છે, તે બીજી રીતે જાણવાનો પ્રયત્ન કરજો.

ન્યાતમાં તમારે લીધે તડ પડયાં હોય, ત્યારે તમારા પક્ષવાળાને ખુશી રાખવા પડે છે. તેજ પ્રમાણે વિવાહની બાબતમાં પણ, તમારાં સગાં તથા સ્નેહીઓ, જે આ કામમાં તમને મદદ લાગે એવા હોય, તેઓને ખુશી રાખવાં પડે છે. તેમાં કેટલાક ખરી મહેનત કરવાવાળા અને લાગણીવાળા હોય છે, અને કેટલાક તો એ બ્હાને માન ખાટવાને, કે કંઈ લાલચેજ તમારી પાસે આવી આવીને, ગમે તે કંઈ વાત કરી જાય છે. તે વખતે તમારામાં તો કંઈ અકકલજ નથી અને તે લોકોમાં અકકલનો ભંડાર ભરેલો હોય, એવી રીતે તમારી સાથે વાત કરશે. તમારે તો હાજી હાજી કર્યા કરવાની. કહેશે કે બોલ બાંદી ગુલામ, તો કે ગુલામ; બોલ બકરા જી, તો કે જી. આ તમારૂં કામ થાય તો, ફલાણા

ફંડમાં હમે તમારી પાસે આટલા રૂપીઆ ભરાવીશું, તો કે હાજી, ફલાણા દેહેરામાં ધામધુમથી પૂજા કરાવજો, તો કે હાજી, ઉજાણી આપજો, તો કે હાજી, તમે ફલાણા સાથે ફલાણી વાત કરી તેમાં તમારી ભૂલ છે, તો કે હાજી, અરે ! મારે જરા પાંચ રૂપીઆની જરૂર છે તે આપો તો, તો કે હાજી, બજાર જવા નીકળ્યા છો તો, એક રૂપીઆની બરફી તો લેતા આવજો, તો કે હાજી, કોઇ કંઇ કહેશે અને કોઇ કંઇ કહેશે. અને તમને તો જાણે અક્કલ વગરનાજ સમજશે.

તમે સમજો છો કે આ બધા વાતોના તડાકા મારે છે, પણ કંઇજ કામ કરતા નથી; છતાં પણ તમારાથી તેમને તરછોડી નંખાશે નહીં, કારણ કે માખી છીંકી, તો ઉલટી ફાંસ મારવાને તો ચુકશે નહીં. માટે તમારે તો આવે વખતે પોસ મહિનાના થંડા પાણીના માટલા જેવાજ થઇને રહેવાનું છે, જરા પણ ગરમ થવાની જરૂર નથી. તમારા મદદગારો જે જે વાતો લાવે, તે એકની બીજાને બધીજ વાત કરશો નહીં, જેને જેટલી ખબર આપવા જેટેલી હોય, તેને તેટલીજ આપજો. અને ફલાણા ભાઇ પણ હમારે માટે ખુબ મહેનત કરી રહ્યા છે, એમ બનતા સુધી કહેશો નહીં, કારણ કે આ માણસ પોતેજ એકલો માન ખાટવા માંગે છે, માટે તેનેજ ફુલાવા દો.

થોડા દહાડા પછી બીજા હરીફો ઉભા થશે. અને પછી તો પૂછવુંજ શું ? આ વખતે જો કન્યાવાળો ડહાપણ વાપ-

ગમે તે ઠેકાણે છોકરીને ઉતારી દે, તો તો એટલેથીજ પતી. પણ કેટલાક કન્યાવાળા બહુ ડહાપણ કરીને, દરેક ા હાથ તાળી આપીને, મહીનાઓ અને વરસો સુધી લટકાવી મૂકે છે, અને પોતાની મરજી માફક નચાવ્યા છે, કે જેથી કરીને તમારો બીજો વળ હોય તે પણ જતો છે. કેટલેક ઠેકાણે છોકરીના જન્માક્ષર મેળવ્યા પછી ૬ કરવામાં આવે છે, તેમાં કોઈક કન્યાવાળા તો વરસ બે ફેરા ખવાડી ખવાડીને એવું કહીને જન્માક્ષર પાછા છે કે "ગ્રહ મળતા આવતા નથી, માટે તમારા ક્ષર પાછા લઈ જાઓ; હમને તો તમારે ત્યાં સંબંધ ાની બહુ હોંસ હતી, પણ શું કરીએ ?" જો તમે કહોકે ુ બીજા કોઈ જોશીને બતાવીને ખાત્રી કરીયે તો કંઈ ણ છે ? તો પેલો કેહેશે કે હમે બતાવ્યું તે કંઈ ખોટું તમને નહીં ભરોસો આવે તો તમારી મરજી. હમે તો કરી લીધી છે. આવું આવું કહીને તમને નિરાશ વિદાય કરશે. પણ તેમાં પોતાને પણ કેટલી હાડમારી પડે છે, તે સમજતા નથી, અને હાથે કરીને દુશ્મનો કરે છે.

તમારા તરફથી કામ કરનારાઓમાંના કોને કોને શું શું દેવા, તે તમારે ખુબ ધ્યાન પોંચાડીનેજ દેવા, અને શાંત રાખવા, અને પરમેશ્વરનું ધાર્યુંજ થવાનું છે, ધારીને શાંતીથી પ્રયત્ન આદર્યા કરવો, કારણ કે પુરૂષ

પ્રયત્ન, ઈશ્વર સહાય. તમે જો કન્યાવાળા હો તો આવો સ્વયંવર રચવા જેવું કરશોજ નહીં. જ્યાં વરની અછત હોય છે, ત્યાં કન્યાવાળાને આવીજ રીતની આપદા છે. ભગવાન સૌને સારી બુદ્ધિ આપે !

---

## ૧૬ લગ્ન.

દરેક જણને લગ્ન જેવો બીજો કંઈ હર્ષ હોતો નથી. કહેવત છે કે પરણવું ને પટેલાઈ કોને નહીં ગમે ? બધાનેજ ગમે. પણ લાયક ઉમરના થાય, અને પછી લગ્ન થાય તોજ સારૂં. હાલમાં તો ઘણે ભાગે ઢીંગલા ઢીંગલીના ખેલ થાય છે. છોકરાંઓ નાદાન હોય ત્યારથીજ વિવાહ તો કરી મૂકે છે, પછી છોકરી સાત આઠ કે દસ બાર વરસની થઈ કે તેને પરણાવી દે છે. કન્યા કરતાં વરની ઉમર ઓછામાં ઓછી પાંચ વરસ મોટી રાખવી જોઈએ, તેને બદલે કેટલીક વખત તો, પૈસાવાળાના ત્યાંનો છોકરો હોય તો, સરખે સરખી ઉમરના હોય, તોપણ વિવાહ કરે છે, અને અગીઆર બાર વરસની ઉમર થાય કે લગ્ન કરી દે છે.બાર તેર વરસની કન્યા થઈ કે સાસરે રહેતી થાય છે. છોકરીની જાતને વધતાં વાર લાગતી નથી, અને સાસરે જાય છે એટલે ઠરેલ અને ઠાવકી થાય છે. પણ છોકરો એકદમ વધતો નથી અને રમતીયાળ રહે છે.

માટે આવા વરકન્યાનું તો કજોડુંજ કહેવાય. ઘરમાં વડીલો સારા હોય તો ઠીક છે, નહિ તો રોજ કજીયા કંકાસ થયા કરવાના અને કન્યા ઝુર્યાજ કરવાની.

કોઈક દાખલામાં તો આવી વહુ પોતાના વરને નાનપણથીજ દબેલો રાખે છે, અને કોઈનો ધાક નહીં, એટલે બ્હેકી જાય છે. અને કોઈને ત્યાં લગ્ન આવ્યાં કે ગીતો ગાવામાં પણ એક્કો, મરણ પ્રસંગે રાજબીઓ ગાવામાં પણ પહેલો નંબર, અને એકંદરે એવી બાધો બની જાય છે કે, કોઈની શરમ કે લાજ મળે નહીં! આ કંઈ લગ્ન ન કહેવાય.

નાની ઉમરમાં લગ્ન કરવાં એ મોટું પાપ છે. બનતા સુધી નાની ઉમરમાં વિવાહ કરી મૂકવા નહિં; પરણવાનો વખત આવે ત્યારેજ વિવાહ કરવા એટલે વેવાઈઓને લડવાનો વખત આવે નહિં, અને તેથી વરકન્યાને મેળ સારો આવે. કદાચ ન્યાતમાં નાની કન્યાઓ વરઈ જતી હોય તો વિવાહ કરી મુકજો, પણ લગ્ન તો વહેલાં કરતા નહીં. કદાચ લગ્ન પણ વહેલાં કરવાં પડયાં તો વહુ ઉમર લાયક થયા પહેલાં ઘેર રાખશો નહીં. નાદાન વર કન્યાના સંજોગથી છોકરાં થાય, તે નિર્માલ્ય જેવાં યાય છે, અને એકંદરે એ સંસારજ ખારો થઈ પડે છે. માટે માબાપે પોતાનાં છોકરાંનાં લગ્ન કરતાં પહેલાં, બધીજ રીતે પૂખ્ત વિચાર કરવો જોઈએ, કારણ કે એના પર તો, તેઓનું ભવિષ્ય બંધાયલું છે.

---

## ૧૭ સીમંત–અચરણી.

સ્ત્રીએ અટકાવમાં ત્રણ દિવસ સુધી ઘરનાં કોઈ પણ કામ કરવાં નહીં, એવો નિયમ રાખેલો છે. કોઈ પણ ચીજને અડકવું નહીં, કોઈને મોઢું બતાવવું નહીં, ચોટલો ચાંલ્લો કરવાં નહીં, આંખ આંજવી નહીં, પુરૂષનો સંગ કરવો નહીં, ખટાશ ખાવી નહીં વિગેરે. પછી ચોથે દિવસે ન્હાઈને સ્વચ્છ થવું, પણ રસોઈ તો પાંચમા દિવસથીજ કરવા માંડવી. વૈદકની ચોપડીમાંથી એકવાર એ વિષય વાંચવાની તસ્દી લીધી હોય, તો માલમ પડે કે આ નિયમો નહિ પાળવાથી નુકસાન છે.

સ્ત્રીને રૂડો દિવસ આવે ત્યાર પછી પાંચમે માસે પચ-માસી, અને સાતમે માસે સીમંત કરવાનો રીવાજ છે. એ રીવાજમાં કંઈ પણ રહસ્ય સમાયલું હોવું જોઈએ.

જો સારી સંતતી પેદા કરવી હોય તો, સ્ત્રીને જ્યારથી ગર્ભ રહે ત્યારથી તે, તેને છુટા છેડા થાય ત્યાં સુધી, તેને જે મન થાય તે ખવરાવવું પહેરાવવું અને દરેક રીતે તેને રાજી રાખવી જોઈએ. માટેજ તેને પ્રથમ રૂડો અવસર આવે ત્યારે, ગૃહની શંતી પણ કરવામાં આવે છે, અને તેને સારાં સારાં વસ્ત્રો તથા આભૂષણો પહેરાવવામાં આવે છે, તેથી તેનું મન ઉલ્લાસમાં રહે છે. બધા માણસોની સ્થિતિ કંઈ એવી સારી હેતી નથી, કે એટલાં બધાં લુગડાં ઘરેણા વસાવે. માટે જેની શકિત નહીં હોય તે, આવા અવસર પર પીછાનવાળા પાસેથી માંગી લાવીને પણ પહેરાવે છે. ઘરમાં દરરોજ તેને

કોઈ બાર બત્રીસી રસોઈ કરીને જમાડવાનું નથી, માટે વારણા જમાડવાનો રીવાજ રાખેલો છે, એટલે કે સગાં વહાલાં કે પીછાન વાળાં કે મહોલ્લાવાળાઓ, વારા ફરતી તેને જમવા તેડે છે. સ્ત્રીને આવા પ્રસંગે ડોળો અથવા દોહદ ઉત્પન્ન થાય છે અને અરજ પડે છે, એટલે કે અમૂક અમૂક વસ્તુ ખાવાનું મન થાય છે, અને અમુક પર તિરસ્કાર આવે છે, એટલે તેની ગંધ પણ ગમતી નથી. માટે વારણા જમવા જવાથી કોઈ કોઈ ઠેકાણે તેના મનને ગમતી ચીજો મળી શકે છે. ઘણા કુટુંબોમાં તો આવા રૂડા પ્રસંગમાં પણ, સ્ત્રીના ઉપર રોજનોજ જુલમ હોય છે. માટે જો સારા લુગડાં ઘરેણાં પહેરવાનાં મળે, અને જમવા જવાનું મળે એવો રીવાજ હોય તો, ઘણે ભાગે તે સ્ત્રી પોતાનું દુઃખ વિસરીને આનંદ ભોગવે છે.

કોઈ માણસ પડી ગયું હોય અને તેને ખુબ વાગ્યું હોય, તો તેને રાતી ખાંડ અને હળદરનો ભૂકો ફકાડે છે, અને વાગેલા ભાગપર તેલને હળદર ચોળે છે, એટલે પછડાવાથી લોહી ઉકળી ગયું હોય તે શાંત પડે છે. જે સ્ત્રીને સીમંત આવે છે તેને ઘણોજ આનંદ આનંદ થઈ જાય છે, અને અતિશય આનંદ થવાથી કોઈવાર લોહી ઉકળી જાય છે અને નુકસાન કરે છે. માટે તે ઉકળે નહીં, અથવા તે ઉકળ્યું હોય તો તેને શાંત પાડવા માટે, સુગંધીદાર તેલમાં હળદરનો ભૂકો મેળવી, તેના શરીરપર મર્દન કરીને પછી તેને ન્હવાડ-

માં આવે છે, અથવા ગુલાબ જળમાં અત્તર મેળવી તેમાં ૉદરનો ભૂકો કાલવીને શરીરપર ચોળવામાં આવે છે. આ ાજને પીઠી ચોળવાનો રીવાજ કહે છે. કેટલા બધા ઉંડા ાથી આ રીવાજ ઉત્પન્ન કરવામાં આવ્યો છે તેનો ખ્યાલ ા. દખ્ખણમાં અને બીજા કેટલાક દેશોમાં તો, અમૂક મૂક ટાણાઓ પર સ્ત્રીઓ તેલ તથા હળદરનું, પોતાના ીરપર મર્દન કરીને, પછી ગરમ પાણીથી દીલ શેકીને ાય છે.

ન્યાત જમાડવી કે નહીં જમાડવી, તે પોતાના મનની ત છે. પણ સીમંતવાળી સ્ત્રીને આનંદ થાય એવી રૂઢીઓ ાણે તો ચાલવુંજ. એકંદરે હમને તો એમ લાગે છે કે, ધન સંપન્ન અને કેળવાયલા લોકો સીમંત નહીં કરે તો લે. કારણ કે તે લોકો દરેક રીતે હંમેશજ સ્ત્રીને આનંદ ાપી શકે છે. પણ સાધારણ સ્થિતિના લોકો તો સીમંત વાનો રીવાજ રાખે તેમાંજ સ્ત્રીને ફાયદો. પછી તો જેવી ની માન્યતા.

---

## ૧૮ સુવાવડ.

સુવાવડ એ સ્ત્રીઓને મોટી ઘાત છે. જયાંસુધી છુટાછેડા થાય ત્યાંસુધી, જીવ તાળવે ટાંગેલો હોય છે, અને બધા ક છે કે છોકરો આવે કે છોકરી આવે તેની ફીકર નહીં, ાુ એ બિચારી ન્હાઈધોઈને ખાટલો ખંખેરીને ઉઠે, તો

સોમ ન્હાયા. સુખરૂપ પ્રસુત થાય તો સ્ત્રી નવે અવતારે આવી એમ કહેવાય છે. હવે સુખરૂપ છુટા છેડા થવામાં ઘણી જાતના નિયમો પાળવાના હોય છે, પણ તે ઘણે ભાગે પાળી શકાતા નથી, અને તેથી પીડા ભોગવવી પડે છે. જો સુવાવડ સુધારવી હોય અને સારી સંતતી પેદા કરવી હોય, તો કોઈ સારા વૈદ કે ડાકટર સલાહ આપે તે પ્રમાણે દરેક મહીને, જુદી જુદી જાતની પરેજી પાળવાની હોય તે પાળવી, અને જો દવા લેવાની જરૂર હોય તો દવા લેવી. ઘર કામમાં શરીરને કસવું અને બનતાં સુધી કોઈ કોઇવાર કુવામાંથી કપ્પો કે ઘરેડી વતી પાણી કાઢવું, અને ઘંટીએ બેસીને થોડું પણ દળવું. આથી પ્રસુતી વખતે વેદના થતી નથી. ગર્ભ રહયા પછી સારી વાર્તાઓ સાંભળવી અથવા વાંચવી, કોઈ દિવસ પણ ક્રોધ લાવવો નહિ, અને રડવાનો પ્રસંગ આવવા દેવો નહિં.

મોટાં શહેરો કરતાં ગામડાંઓમાં સ્ત્રીઓની તંદુરસ્તી ઘણી સારી રહે છે, તેનું એક કારણ એ પણ છે કે, ત્યાં સ્ત્રીનું પીયર બેચાર ગાઉ દૂર હોય છે, એટલે જલદીથી પીયર ચાલ્યા થવું પડે છે, કારણ કે ગર્ભીણી સ્ત્રીને માટે પાંચ માસ ચઢયા પછી, વાહનમાં બેસવું, નદી ઓળંગવી વિગેરે બાબતોની શાસ્ત્રે મના કીધેલી છે. પીયરમાં સુવાવડ કરે એટલે તેની મા લઢી વઢીને પણ તેને નિયમસર ઓસ-ડીયાં આપે, અને બાળક ચાર પાંચ માસનું થાય ત્યારેજ સાસરે

વિદાય કરે છે. પણ મોટા શહેરમાં તો સાસરૂં ને પીયર એકજ શહેરમાં હોય, એટલે વધારે વખત પીયરમાં રહેવાતું નથી, તેથી દવા અને પરેજીના નિયમ પળાતા નથી. પછી કોઇ રોગ ઘર ઘાલે છે, અને પેલી બિચારી જલદી મરણને શરણ થાય છે.

બનતાં સુધી માએ દીકરીની સુવાવડ કરવી જોઇએ, અને મા ન હોય તો બેન અથવા સાસુએ કરવી. રાબડી અથવા શીરો વિગેરે પદાર્થો ખાવા આપતી વખતે, ઘરનાં છોકરાંઓની પણ નજર તેના પર ન પડવા દેવી, એવા નિયમો રાખેલા છે તે ઘણાજ ફાયદાકારક છે. માથું બાંધેલું રાખવું, કાનમાં પુમડાં રાખવાં, હળદરનું બનાવેલું કંકુ તથા તેલ કાલવીને કપાળની વચમાં ભેંસ ભડકે એવો મોટો ચાંલ્લો કરવો જોઇએ. આવો ચાંલ્લો કરવાથી માથાને ફાયદો થાય છે. બહુ પવન આવે નહીં અને રોજ તેલનું મર્દન કરીને ન્હાવું જોઇએ.

---

## ૧૯ વિધવા.

જે ન્યાતોમાં નાતરાં કરવાનો રીવાજ હોય છે, તે ન્યાતોની વિધવાઓ તો પોતાનું દુઃખ વિસરી જાય છે. પણ જે ન્યાતમાં ફરીથી પરણવાનો રીવાજ નથી, તે ન્યાતની વિધવાઓ પાસે જો પૈસો હોય, તો તો પોતાનું ગુજરાન ચલાવી શકે છે; પણ ગરીબ સ્થિતિમાં હોય તો અમુક જાતના ધંધા કરીને પેટ ભરવાનો વખત આવે છે.

ઘણાં ગામડાંઓમાં તો વિધવા થઇ, તે જાણી જોઇને થઈ હોય, અને તેથી તેને શિક્ષા કરતા હોય, એવી રીતે તેની સાથે વર્તન ચલાવાય છે. એક તો તેનો ધણી ગુજરી ગયો તેનું દુઃખ, અને પડતા પર પાટુની પેઠે, ન્યાતના રીવાજોનું દુઃખ; જેમકે લુખું ખાવું પડે, ભોંય પર સૂવું પડે, છાતી કુટી કુટીને છાતીમાંથી લોહી કાઢવું પડે; પાસે બીજી પુંજી ન હોય તોપણ, પોતાના પલ્લાના દાગીના તેમજ ઘરબાર વેચીને પણ ન્યાત જમાડવી પડે, અને પાછળથી પોતાનું ગુજરાન ચલાવવા માટે, કંઇ મહેનત મજુરી શોધવી પડે, વિગેરે અનેક સંતાપો વેઠવા પડે છે. આ કંઈ થોડું દયાજનક છે?

તેમાં પણ વળી બાર તેર વરસની ઉમરમાં કે તે પહેલાં, જેને રંડાપો આવે છે, તેની સ્થિતિ તો ઘણીજ દયાજનક છે. હજી તો પોતાની બેનપણીઓમાં ખેલતી કુદતી છોકરી હોય, તેને પરણી તેનું શું ભાન અને રંડઇ તેનું પણ શું ભાન? બિચારી જેમ જેમ મોટી થતી જાય છે, અને સમજણ આવતી જાય છે. તેમ તેમ દુઃખના ડુંગર તળે દબાતી જાય છે: આવી વિધવાઓએ પોતાનું શિયળ સાચવવા માટે સાવચેતીના ઈલાજો લેવા જોઇએ. તે ઇલાજોમાં મુખ્ય તો એ છે કે, તેમણે દાગીના ઉતારી નાખવા જોઇએ, ભગવાં અથવા સફેદ વસ્ત્રો પહેરવાં જોઈએ, વ્રત અપવાસો કરીને પોતાના લોહીને થંડુ રાખવું જોઇએ, ઘી દૂધનો ઉપયોગ જેમ બને

તેમ ઓછો રાખવો જોઈએ, અજાણ્યાઓ સાથે વાતનો પ્રસંગ ન છુટકેજ ખપ જોગો રાખવો, અને બહાર જવું તો એકલા જવું નહીં.

રાંડયા પછી ધર્મ માર્ગ તરફ દોરાઈને, ઘણે ભાગે પોતાના ઘરમાં રહીને, ભકિતમાં વખત ગાળે તેમાંજ સુખ છે. ઘણાં માબાપો કહે છે કે નાની ઉમરમાં દીકરીએ ધણીનું સુખ તો ખોયું, તેને બદલે એને હવે પહેરવા ઓઢવાનો તો લ્હાવો લેવા દેવો કે નહીં? પણ આવાં માબાપોને કેટલીક વાર પસ્તાવાનો પણ વખત આવે છે.

જે વિધવાએ દાગીના પહેર્યા નહિં હોય, સફેદ, ભગવાં, કાળાં કે કષાય વસ્ત્ર, કે જે વિધવાપણાની નિશાની છે તે પહેર્યાં હોય, કપાળે ભસ્મ અથવા ચંદનનો લેપ કર્યો હોય, તે સાક્ષાત દેવી જેવી દેખાય છે, તેના તરફ પૂજ્ય ભાવથીજ જોવાનું મન થાય છે. માટે વિધવાઓને ક્યાંતો બીજે ઠેકાણે પરણાવી લ્હાવો લેવો, કે કાંતો તેને સાદો ખોરાક, સાદાં કપડાં આપીને ભકિત માર્ગ તરફ વાળવાનો પ્રયત્ન કરવો. ગરીબ વિધવાઓના પોષણ માટે, દરેક ન્યાતે ગોઠવણ કરવાની ખાસ જરૂર છે.

કોઈ વિધવાને પોતાની જીંદગી વૈધવ્યમાંજ ગાળવાની ઇચ્છા હોય, તો તેને તેમજ કરવા દેવું. અને જો પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય, તો તેને તે કામમાં મદદ કરવી, એજ સારો રસ્તો છે.

## ૨૦ શા માટે દીકરીને પરદેશ દેવી ?

દરેક શહેરમાં અથવા મોટા ગામમાં દરેક ન્યાતનો મોટો જથ્થો હોય છે. અને દરેક જણ પોતાની દીકરીને, પોતાનાજ વતનમાં પોતાની ન્યાતમાં પરણાવે છે. છતાં કોઈ માણસ પોતાની દીકરીને સેંકડો ગાઉ દુર પરણાવે છે, અને તેનું કારણ પોતાને પૈસા સંબંધી કંઈ લાલચ હોય છે, અથવા પોતાના વતનમાં છોકરીના લાયકનો કોઈ વર નહીં મળતો હોય, તે હોય છે. પણ એમાંએ જે ઘણો ડાહ્યો થાય, તેને ત્રણ ઠેકાણે ખરડાવા જેવું થાય છે.

પૈસાને ખાતર દીકરીને બહારગામ આપે છે, તે વાત બાજુએ મૂકો; પણ બીજા ગમે તે કારણથી પણ દુર દેશ પરણાવવાથી પાછળથી પસ્તાવાનો વખત આવવાનોજ. જે ગામમાં જન્મ થયો હોય, ત્યાંના હુવા પાણી માફક આવી ગયાં હોય, તે પ્રમાણે બહારગામનાં આવતાં નથી. પોતાની જન્મ ભૂમી પર દરેક જણને પ્રેમ હોય છે. મોટી ઉમરનાને, પોતાનાં માબાપને મળવાની હોંસ થાય છે, તો નાની છોકરીને થાય તેમાં શી નવાઈ ?

છોકરીને પરણાવીને દુર દેશ વિદાય કીધી, કે તરત તો પાછી આવી શકવાનીજ નથી. વળી ઘણે દહાડે આવે છે, તો થોડો વખત રહીને પાછી ચાલી જાય છે, તે લાંબી મુદ્દત બાદ પાછી આવે છે. અને ઘણા દાખલાઓમાં તો

એવું બને છે કે, પરણીને ગઈ તે પાંચ સાત વરસ સુધી, પોતાના પીયરનું મ્હોં જોવાજ પામતી નથી. નાદાનથી ભુલો તો થાયજ. પણ એ ભુલો સાસરીયાં ખમી શકતાં નથી, એટલે કંકાસ થાય છે. પોતાના પીયરનું સગું કે દેશનું તો મળેજ નહીં. અને ન્યાતના કે પાડોસનાં માણસો જાણે છે કે, આ બિચારી પર જુલમ થાય છે, તોપણ તે લોકો તો બોલી શકતા નથી, કારણ કે બોલે તો તરતજ પેલીનાં સાસુ સસરા કહેશે કે, તમેજ એને ચઢાવો છો. માટે સાસુ વહુને તકરાર ચાલતી હોય, ત્યારે ઓચીંતું કોઈ પીછાનવાળું જઈ ચઢે, તોપણ તેણે વહુનો વાંક કાઢવો પડશે, કારણ કે—

મોટાને કહેવાય નહીં, નાનાને કહેવાય;
સાસુમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય.

એટલે છોકરીથી પોતાનું હૃદય ખોલીને કોઈ ઠેકાણે વાત થાયજ નહીં, તો પછી પોતાની મુઝવણોનો બોજો કયાં ઠાલવે? કુવાની છાંયડી કુવામાંજ સમાય. ઘણી અકળાય ત્યારે ઘરના એક ખુણામાં બેસીને રડીને હદયનો ભાર હલકો કરે છે.

માબાપ જાણે કે દીકરીને સારે ઘેર પરણાવી છે, એટલે ચમન કરતી હશે. વેવાઈના કાગળ આવે કે હમે ખુશીમાં છીએ, તમારી છોકરી પણ ખુશીમાં છે, ફીકર કરશો નહીં, એ અમારૂંજ બચ્ચું છે. આ કાગળ વાંચીને માબાપ રાજી થાય છે, પણ તેને ખબર કયાં હોય છે કે આતો ખોટો

ઢોંગ છે. જ્યારે છોકરી હાડપીંજર જેવી થઈને પીયર જાય છે, ત્યારે પોતાનાં માબાપને મળીને કહે છે કે, "મ્હેં તમારો એટલો મોટો શો ગુન્હો કીધો હતો, કે મને દુરના મુલકમાં દેશનીકાલ કરી, દુઃખના દરીયામાં હડસેલી મુકી ?" માબાપ પણ પસ્તાય છે.

પણ હવે ઈલાજ શો ? કોઠીમાંનો કુકવો ! પોતાનાં ગામના લોકોએ તો પહેલેથીજ કહેલું હોય કે, આ સો પચાસ ઘરમાંથી એકે વર નહીં મળ્યો, તે રાજ વૈભવ ભોગવવા બ્હાર ગામ આપી ! હવે જો પોતે છોકરીનાં દુઃખની વાત કહે તો ફજેતી થાય, માટે તેરીબી ચૂપ ઓર મેરીબી ચુપ, ગળે ગાંઠ અને મોઢે ડુચા જેવું થાય છે.

છોકરી માંદી પડે અથવા જમાઈ માંદો પડે, અથવા છોકરીનાં સાસરામાં કોઈનાં લગન આવે, અથવા કોઈ ડોસું ડગરૂં મરી જાય, તો ત્યાં હજાર કામ મુકીને જવુંજ પડે. ઘણીવાર છોકરીને લેવા જવું પડે. છોકરીને સાસરે વાડી બંગલા હોય અને નોકર ચાકરોની સાહેબી હોય, પણ છોકરીને રોજ કકળવાનું હોય, અને નોકર કરતાં પણ બુરી દશા હોય, તો તેને બદલે પોતાનાજ ગામમાં સાધારણ ઘરમાં પરણાવી હોત તો સારૂં થાત, એમ માબાપને પાછળથી લાગે છે. પણ એ તો રાંડયા પછીનું ડહાપણ.

છોકરી મોટી ઉમરની હોય, અને કોઈ વિદ્વાન પુરૂષ, કે જે પોતાના ઘરમાં કરતો કારવતો હોય, તેના ગુણદોષો

જોયા પછી, પોતાની રાજીખુશીથી તેની સાથે લગ્ન કરે, તો તો તેને દુઃખ થવાનું નથી. પણ નાહાનીમાં વિવાહ કરી પરણાવીને, સાસુના ટપલા ખાવા દુર દેશ હડસેલી મૂકવી, એતો ઠીક ન કહેવાય. તેના નસીબમાં સુખ લખ્યું હશે તો, ગામમાં રહેવાથી પણ કેમ સુખ નહીં મળે? ગામમાંજ સાસરૂં હોય અને છોકરીની ભૂલ થતી હોય તો, તેને સુધારી શકાય અને વેવાઇને પણ બે વાત કહેવા જેવી હોય તો, તેને પણ રીત સર કહી શકાય, અથવા ચાર સારા માણસો મારફતે પણ, વેવાઈને કહાવી શકાય. અને વેવાઈ પણ ડરતા રહે કે, અન્યાયથી વહુને પજવીશું તો લોકો ઠપકો દેશે. પણ આ તો લંકાની લાડી ને ઘોઘાનો વર! ત્યાં શું કરવું?

કયાં ચંદન કયાં મલીયાગરી, કયાં સાહેર કયાં નીર;
જેમ જેમ પડે વીપતડી, તેમ તેમ સહે શરીર.

માટે પોતાનાજ ગામમાં અથવા પાંચ પંદર ગાઉને છેટે, છોકરીને પરણાવવીજ સલાહકારક છે. કેટલાક સંજોગોમાં દુર પરણાવવામાં પણ ફાયદા હોય, પણ પૂરે પૂરી જાતે તપાસ કર્યા શિવાય, અને તે પણ તે ગામમાં છુપા રહીને તપાસ કર્યા શિવાય તો, દુર નજ દેવી. કોઈને તપાસ કરવા મોકલો, તેને ભરોસે રહેશો નહીં.

## ૨૧ ઘોલ્લા.

લગ્નની કે એવી કોઈ ન્યાત જમતી હોય, ત્યાં ભાણુા વ્યવહારવાળા કેટલાક નફ્ફટ માણુસો, વગર નોતરે જમવા ઘુસી જાય છે, તે ઘોલ્લા કહેવાય છે, કોઈ વરઘોડામાં નાળીયર અથવા પૈસા લેવાની લાલચે, સાજનમાં દાખલ થઈ જાય છે, એ પણુ ઘોલ્લા કહેવાય છે. બેચાર જણા કંઈ વાત કરતા હોય, તેમાં કોઈ ઓચીંતો આવે, અને વગર બોલાવે વાતમાં નકામાં ડાફાં મારે છે, તે પણુ ઘોલ્લો કહેવાય છે. એવી રીતના ઘણી જાતના ઘોલ્લા કહેવાય છે. તેમાં એક જાતના ઘોલ્લા તો ઘણીવાર જોવામાં આવે છે. તે કોણુ તે જાણવું હોય તો સાંભળો. તમે આગગાડીમાં બેઠા હો, અને એટલામાં સાંજ વર્તમાન કે. મુંબઈ સમાચાર, કે જામે જમશેદ કે હિંદુસ્થાન, કે ગુજરાતી કે ગુજરાત મિત્ર, કે ટાઈમ્સ કે એડવોકેટ કે એવું ગમે તે છાપું, તમે કોઈ પણુ સ્ટેશનેથી વેચાતું લીધું, અને તમે હજી વાંચવા માંડો અને કોઈ વાત વાંચવાનો તમને ખુબ રસ પડયો હોય અને વાકય પણુ પૂરું થયું ન હોય એટલામાં, તમારી સામે કે પાસે બેઠેલો માણુસ, તમારા હાથમાંથી છાપું લઇ લે છે અને કહે છે કે, જોઈએ મીસ્ટર, શું સમાચાર આવ્યા છે ? આ માણુસ પણુ ઘોલ્લોજ કહેવાય. તમને જો આવી આવી ટેવ હોય તો આ વાંચ્યા પછી છોડીજ દેજો કારણુ કે જેના હાથમાંથી તમે

ઝુંટ મારશો, તેને તમારે માટે ઘણો હલકો વિચાર આવશે, અને કોઈ વખત તમારૂં અપમાન પણ કરી બેસશે.

---

## ૨૨ મુસાફરીમાં સાવચેતી.

આગગાડીમાં તમારી સાથે વધારે જોખમ હોય તો, વધારે ભીડ હોય તે ડબ્બામાં બેસજો, એટલે ઉંઘ આવે નહીં, અને ઉંઘ આવે તો કુતરા જેવી અલપ જલપીઆ રાખજો. ગાડીનો નંબર તથા ટીકીટનો નંબર નોંધી રાખીને એક જૂદા ખીસામાં મૂકજો. તમે કયે ગામ જાઓ છો તે કોઈ અજાણ્યા માણસને એકદમ કહેશો નહીં. આગગાડીમાંથી તમારી ટોપી કે એવી કોઈ ચીજ રસ્તામાં પડી જાય તો, ત્યાર પછી રસ્તામાં તારના થાંભલા આવે છે તેના નંબર વાંચજો, અને કયા બે થાંભલા વચ્ચે તમારી ચીજ પડી છે તે, હવે જે સ્ટેશન આવે તેના સ્ટેશન માસ્તરને કહેશો તો, તજવીજ કરાવીને શોધાવી મંગાવશે. સ્ટેશન પર જતી વખતે અથવા આગગાડીમાં બેસતી વખતે, તમારી સાથે મુસાફરી એ આવનારને ઘાંટા પાડીને એમ પુછયા નહી કરતા કે, "જોખમની પેટી કયાં છે? ઘરેણાંનેઃ દાબડો કયાં મૂકયો છે? બરાબર સાચવીને મૂકજો." કારણકે ત્યાં ઠગ લોકો ફરતા હોય તે તરત પામી જશે કે આટલા બધા પોટલામાં જોખમની પેટી તો ફલાણીજ છે.

જે ગામ ઉતરો ત્યાં બનતા સુધી નંબરવાળી ગાડી કરીને જજો, અને તે ગાડીવાળો ધોરી રસ્તો મૂકીને આડફેટે રસ્તે જવા માંડે કે તરત રોકજો, અને રસ્તે જનાર આવનારને પુછી, વાકેફ થઈને પછીજ ગાડી હાંકવા દેજો.

ધર્મશાળામાં સુવો તોપણ જાગૃત રહેજો. માથા નીચે પોટલું મૂકીને સુવાનો વખત આવે તો, તે પોટલાંને દોરીનો એક છેડો બાંધી બીજો છેડો કમરે બાંધીને સુજો. કારણ કે કેટલાક ઠગ, મુસાફર થઈને ધર્મશાળામાં આવે છે, અને એક બે જણ તમારા પગ તરફ સૂવે છે, અને એક બે જણ માથા તરફ સૂવેછે. તમે ભર ઉંઘમાં પડો ત્યારે પગ આગળનો માણસ, તમારા પગના અંગુઠાને બચકું ભરે છે, એટલે તમે એકદમ બેઠા થઈ જાઓ છો, કે તરત માથા આગળનો ઠગ તમારૂં પોટલું લઈને ચાલતો થાય છે.

તમારા પાકીટ અથવા ટ્રંક પર તમારૂં નામ અને ગામનું ચોકસ સરનામું લખી રાખજો. કોઈ દુકાને માલ ખરીદવા જાઓ તો, દુકાનની અંદરના ભાગમાં જઈને માલ જોવાનું તમને કહે તો, તેમાં જશો નહિં. શહેરમાં ફરવા જવું હોય તો, અજાણ્યા માણસને સાથે રાખશો નહીં, પણ કોઈની ઓળખાણ લઈને રાખજો. ભાડુતી ગાડી કે મોટરમાં કે આગગાડીમાં તમે બરાબર દાખલ થાઓ નહીં ત્યાં સુધી, તમારાથી કે કોઈનાથી બારણું એકદમ દેવાય નહીં, તે ધ્યાનમાં રાખજો, નહીં તો હાથ કે પગ ચગદાઈ જશે. અને

બેઠા પછી બારણાને અઢેલતા નહીં અથવા બારીમાંથી હાથ લંબાવતા નહિં, કે ડોકું બહાર કાઢતા નહિં, ચાલતી ગાડી કે ટ્રામે ચડવા ઉતરવાની ટેવ રાખશો નહિં.

રસ્તામાં મેળો તમાસો જોવા ઉભા રહો તો, થોડી થોડી વારે તમારા ખીસાની ચોકકસ તપાસ રાખતા રહેજો, નહિં તો તરત ખીસું કપાશે. રસ્તે બહુ ભીડમાં ચાલો ત્યારે પણ ખુબ સંભાળ રાખજો, કારણ કે બે ઠગ તમારી આગળ, બે પાછળ અને બે ત્રણ તમારી આજુ બાજુ ચાલશે, અને બીજા લોકોની ભીડમાં, પોતે પણ તમારી સાથે અથડા અથડી કરશે, અને ચટ દઈને તમારા ખીસામાંની વસ્તુ કાઢી લઈને, પોતાના બીજા ગોઠીયાને આપીને ચાલતા થશે. હડસેલા હડસેલી થાય ત્યારે ખુબ ચેતીને ચાલજો.

---

## ૨૩ બાપ.

બાપની ફરજ છે કે દીકરાને પોતાથી બની શકે તેટલો ભણાવવો, અને કોઈ સારે ધંધે કે નોકરીએ લગાડવો. પાછળથી વારસા તરીકે પૈસો ઓછો મૂકી જવાય તેની હરકત નહીં, પણ કેળવણી આપવા પાછળ તો પૈસા ખરચવાજ. સારી રીતે કમાઈ શકે એવે રસ્તે ચઢાવશો, તેજ મોટો વારસો છે. છોકરાને નાનપણમાં ઘડી ઘડી વઢયા કે માર્યા કરવો નહીં. પ્રેમથી તેને એવો વશ કરી લેવો કે, તમારા હુકમનું અપમાન

કરે નહીં. જેમ જેમ મોટો થતો જાય તેમ તેમ જરા છૂટ આપતા જજો. આખો દિવસ ઘરમાં બેસાડી મૂકીને અને ધાકમાં રાખીને, માવડી મૂખો બનાવી દેતા નહીં.

પંદર સત્તર વરસનો થાય કે, એને મિત્ર જેવો ગણુવો, અને કોઈ કોઈ બાબતમાં તેની સલાહ પણ લેવી. તેની સ્રીના દેખતાં તેને કોઈ બાબતનો ઠપકો આપશો નહીં. દોસ્તદાર ભાઈબંધ સાથે બહાર એકલો જતો થાય, ત્યારે કોઈ કોઈ વાર તે ન જાણે તેમ, તેની પાછળ પાછળ જઈને ચર્ચા જોજો, કે ક્યાં જાય છે અને શું કરે છે, અને તેને ખબર પણ પડવા દેજો કે તમે છુપી રીતે તેની તપાસ કરો છો; એટલે તે ચેતતો રહેશે.

બનતાં સુધી છોકરો જુદો રહે એવું કરશો નહીં. તેને બીડી તમાકુનું વ્યસન લાગે નહિં તેની તપાસ રાખજો, અને જો બીડી પીતો કે તમાકુ ખાતો કે એવું કંઈ વ્યસન કરતો દેખો કે, તેજ વખતે સખત શિક્ષા કરજો. પણ મોટો થયા પછી તમને માલમ પડે કે વ્યસન લાગ્યું છે, તો યુકિતથી છુટે તો છોડાવજો, અને નહિ તો તેનો ખ્યાલ લેશો નહિં, અને જાણે જાણુતાજ નથી એમ રાખજો. કારણ કે પાકી કોઠીએ કાના ચઢશે નહિં, અને તમારી આમન્યા રહેશે નહી. અને પછી તો તમારા દેખતાંજ બીડી પીએ કે તમાકું ખાય એવું તેને કહીજ દેજો. કારણકે પછીથી આજ્ઞા પળાવવામાં તમને તેમજ તેને ફાયદાને બદલે ગેર ફાયદો છે. ધર્મ તરફ જરૂર

વાળજો. તે પોતાના દોસ્તદાર ભાઈબંધ સાથે તડાકા મારવા બેઠો હોય, ત્યાં ઓચીંતા જઈને ઉભા રહેશો નહીં, જરાક તેને ખબર પડે તેવી રીતે જજો. તેને કોઈની સાથે મુસાફરીએ મોકલીને અનુભવ લેવડાવજો, પણ એકલો મુસાફરીએ મોકલતાં પહેલાં, જો જો કે તે મુસાફરી કરવા જેવો ઠરેલ થયો છે કે નહીં.

---

## ૨૪ દીકરો.

દીકરો તે કોનું નામ કે બાપને ઠારે, દીકરો તે કોનું નામ કે બાપનું નામ વધારે, દીકરો તે કોનું નામ કે બાપથી સવાયો નીકળે, દીકરો તે કોનું નામ કે બાપને નામે ધર્માદા ખાતાંઓ ખોલે, દીકરો તે કોનું નામ કે બાપના કહ્યા સર ચાલે, દીકરો તે કોનું નામ કે બાપને વેપાર ધંધામાં મદદ કરે, દીકરો તે કોનું નામ કે નોકરી ઉદ્યમ કરીને, પૈસો કમાઈ લાવીને બાપને આપે.

તમે ગુજરાન જેટલું કમાતા થાઓ કે, બૈરીના કહેવાથી જુદા રહેશો નહીં. માબાપે તમારે માટે બાધા આખડીઓ રાખી, દુખો વેઠીને તમને ઉછેરીને મોટા કીધા, તે એવી આશાએ કે, ઘડપણમાં હમારી ચાકરી કરશે. પણ તમે તેમને મૂકીને જુદા રહેવા જાઓ તો તેમને કેટલું દુઃખ થાય? ઘણા ખરા દાખલામાં તો બૈરીના કહેવાથીજ જુદા

રહેવું પડે છે, કારણ કે બૈરી કહે છે કે સાસુ સસરામાં ભેગું રહેવું હવે મને પરવડતું નથી, કોઈ પણ રીતે હવે તો જુદા રહેવુંજ જોઈએ; સુકો રોટલો ખાઈશું, એક વખત શાક વગર ચલાવી લઈશું, બે દાગીના ઓછા પહેરીશું, આછું પાતળું પહેરીને ચલાવી લઈશું તે હા, પણ હવે તો એક ઘડી પણ આ ઘરમાં રહેવું નથી. આ પ્રમાણે બૈરી પોતાના ધણીને ભંભેરીને ભૂત કરે છે, એટલે પેલો જુદો રહે છે, માબાપને દુખી કરે છે અને પોતે દુખી થાય છે. ઘરડાં વિનાનું ઘર નહીં, માટે બૈરી સ્વતંત્ર થાય છે, દુનીયાદારીનો અનુભવ નહીં માટે ખરચા વધારે થયા જાય છે, અને દેવું થઈ જાય છે ત્યારે પાછું બાપનું શરણું શોધવું પડે છે. બાપ સારો હોય તો સંઘરે છે અને નહીં તો લાત મારીને પાછો કાઢે છે. માટે બૈરી પણ રાજી રહે અને માબાપ સાથે સંપીને એકઠા રહેવાય એવી યુકિત વાપરે તો તે સપુત દીકરો કહેવાય.

કેટલાક છોકરાઓ પોતાના બાપને બહુ દુખ દેછે, અને બાપ નિસાસા નાંખી નાંખીને મરી જાય છે. પછી છોકરો પોતાના ઓરડામાં બાપની છબી ટંગાવી, તેના પર રોજ પુલનો હાર ચઢાવે છે, એટલે લોકો જાણે કે એને બાપ પર કેટલો બધો પ્રેમ છે? કેટલાકમાં એવો રીવાજ હોય છે કે, સ્મશાનમાં મુડદું બળી ગયા પછી, પુલ એટલે બળતાં રહેલી હાડકાંની કટકીઓ, ઘેર લાવીને રાખી મૂકે છે, અને મહીને

એ મહીને કે જ્યારે ફુરસદ મળે ત્યારે, કોઈ પવિત્ર નદીએ જઈને પધરાવી આવે છે. કોઈ પૂછે કે કેમ ભાઈ! હમણાં કંઈ જણાતા નહોતા? તો બડા ઠાઠમાં બોલશે કે "પિતાશ્રીના ફુલ પધરાવવા ગયો હતો, અને સાથે સાથે શ્રાદ્ધ પણ સારતો આવ્યો, અને ફુલ નહીં ને ફુલની પાંખડી, જે બન્યું તે બ્રહ્મભોજન પણ કરાવતો આવ્યો; એમના રૂણમાંથી છુટાય તેટલું તો છુટવું?" અરે શું ધુળ છુટવાનો છે? જીવતાં તો તેને ગાળો દેતો અને મારવા જતો, અને હવે આવો ઢોંગ કરેથી કંઈ પાપ ધોવઈ જશે? એને માટે એક કવિએ ભજનમાં કહ્યું છે કે

જીતે પિતાકુ સુખ નહીં
મુવે હાડ ગંગા લે ચલે.

જે છોકરો પોતાના નામથી ઓળખાય તે સૌથી ઉત્તમ છે, બાપના નામથી ઓળખાય કે આતો ફલાણા ભાઈના છોકરા, તે મધ્યમ છે; પણ સસરાના નામથી ઓળખાય કે આતો ફલાણા શેઠના જમાઇ થાય તે અધમ છે. માટે પોતે પરાક્રમ કરીને સારૂં નામ કાઢવું જોઈએ.

---

## ૨૫ ભાઇ.

કડવા હોજો લીમડા, મીઠી જેની છાંય;
બાંધવ હોજો અબોલડા, તોય પોતાની બાંય.

એકજ માબાપના દીકરા તે સગ્ગા ભાઈઓ કહેવાય. ભાઈની ઓથ જેવી બીજા કોઈની ઓથજ નહીં. જે ઘરમાં

ભાઈઓ હળી મળીને ચાલતા હોય, એક બીજાપર હેત રાખતા હોય, તો તે ભાઇઓ માટે એમ કહેવાય છે કે, એતો રામ લક્ષ્મણની જોડી છે. નાના ભાઈએ મોટા ભાઈને પીતા તુલ્ય માન આપીને, તેની અદબ રાખવી જોઈએ, અને તેની સલાહ પ્રમાણે ચાલવું જોઈએ. મોટા ભાઈએ પણ નાના ભાઈપર પોતાનાં બચ્ચાં સમાન હેત રાખવું જોઈએ, અને નાનો ભાઈ મોટો થાય ત્યારે, તેને પોતાના મિત્ર સમાન ગણીને, દરેક કામમાં તેની સલાહ પણ લેવી, અને હસી બોલીને વાતો પણ કરવી જોઈએ. કોઇક ઠેકાણે એમ જોવામાં આવે છે કે, મોટો ભાઈ નાના ભાઈને ધમકાવ્યાજ કરે છે, તેને દબેલો રાખે છે, અને કોઈ કામમાં તેને આગળ પડવા દેતો નથી. ઉમર લાયક થાય તોપણ, સાધારણ વાતચીતમાં પણ ગુસ્સાથીજ વાત કરે છે, અને ડોળા ઘુરકાવ્યાજ કરે છે. નાનો ભાઈ બિચારો ડરી ડરીને બીકણ બીલાડી થઈ જાય છે, બીકમાં ને બીકમાં મગજ બ્હેર મારી જાય છે, એટલે જ્યાં ભૂલ નહીં થવી જોઈએ ત્યાં પણ ભૂલ થઇ જાય છે, અને પોતાની મેળે ઉદ્યમ કરવાની તેને હિંમતજ આવતી નથી. મોટો ભાઈ સમજે કે એ બ્હાને એ મારો દબેલો રહેશે, પણ આમાં તેની ભૂલ છે. નાના ભાઇને પ્રેમથી વશ કરવો જોઇએ.

કોઈક નાનો ભાઈ પણ એવો હોય છે કે મોટાને ગણકારતો નથી. પણ મોટો ભાઈ આપણા કરતાં વરસમાં વધારે છે, તે પ્રમાણે તેને અનુભવ પણ વધારે છે, માટે તે કહેતા

હશે તે વ્યાજબીજ કહેતા હશે, એમ સમજીને તેને માન આપીને ચાલવું જોઇએ.

માટે ભાઈઓ તો કોનું નામ, કે જ્યારે વાત કરતા હોય અને હસતા બોલતા હોય ત્યારે, કોઈ અતરાપી આવી ચઢે તો તે એમજ ધારે કે, આ બે જણ દોસ્તદાર હશે. અરધી રાત્રે આફતને વખતે તો એજ નાનો ભાઈ મોટાને, અને મોટો ભાઈ નાનાને ખપ લાગશે, કારણ કે એક લોહીનો ઉમળકો જુદો છે.

## ભુજંગી.

દુઃખે દાઝશે ભાઈનું દીલ જેવું, કદી અન્યનું દીલ દાઝે ન તેવું;
સદાકાળ તે સાથ સાચી સગાઈ, ભલે હોય ભુંડો ભલો તોય ભાઈ;

પોતાની બાયડી જો ભાઈ માટે ચાડી ચુગલી કરવા આવે, તો બહુ વિચાર કરીને પછીજ આગળ ડગલું ભરજો. કારણ કે કેટલાંક બૈરાંઓને એવી ટેવ હોય છે કે બીજી કોઈ વાત કરવાની જડે નહીં, એટલે કહેશે કે આજે તો દેરાણીએ કે જેઠાણીએ આ નુકસાન કર્યું, અને આજે મારા છોકરાને ઝાંસા કીધા, અને આવું આવું કહીને સ્વામીનાથના કાનમાં ઝેર રેડે, એટલે બીજે દહાડે ભાઈઓ ભાઈને તકરાર થાય. માટે આવી વાતો સાંભળવાની ટેવ રાખવી નહીં, અને જો ભાઈ સાથે નહીંજ બનતું હોય તો ન છુટકેજ જુદા રહેવું, પણ રાજીખુશીથી એવી રીતે જુદા પડવું કે, બ્હારના કોઈને પણ ખબર પડે નહીં કે, આ ભાઈઓએ શું વેંચી લીધું,

કે કેવી રીતે જુદા પડયા ? ભાઈઓએ ઉદાર દીલ રાખવાં. મોટાએ એમ વિચારવું કે એ મારો નાનો ભાઈ છે, તે છોકરા બરાબર છે, માટે એ વધારે લઈ જશે તો પણ શું થયું ? અને નાનાએ વિચારવું કે એ મારા મોટા ભાઈ તો બાપ સમાન છે, માટે તે વધારે લેશે તેમાં શું થયું ? બાપ કદાચ ઓછું મુકી ગયા હોત તો શું કરત ?

---

## ૨૬ મીત્ર-દોસ્તદાર

પૈસો મૂકવાનું ઠેકાણું મળી શકે છે, પણ ગુંજની વાત મુકવાનું ઠેકાણું મળી શકતું નથી. માટે એવો કોઈ મિત્ર હોવો જોઈએ કે, આપણા દુખની વાત તેના આગળ કરવાથી, આપણો ઉભરો ખાલી થાય અને ખરી સલાહ મળે. પણ એવા દોસ્તદાર બહુ થોડા હોય છે, માટે દોસ્તી બાંધતા પહેલાં પૂરી ચોકસી કરવી.

દોસ્ત પારખીએ દાતણ કરતાં, સગો પારખીએ સાંઈ;
સ્ત્રી પારખીએ કયારે, કે જ્યારે ઘરમાં નહોય કાંઈ.

આપણે દોસ્તદારને લઈને દાતણ કરવા બેસીએ, ત્યારે એક સુંદર દાતણ અને એક વાંકું ચુંકું દાતણ તેના સામે ધરવાં. જો તે સરસ દાતણ લે અને તમારે માટે વાંકું દાતણ રહેવા દે, તો જાણવું કે આ માણસ વખત આવે પોતાનુંજ ભલું ચાહશે અને તમને રઝળાવશે. પણ જો પોતે નઠારૂં

દાતણ લે તો જાણવું, કે તમારે માટે એને સારી કાળજી રહેશે. ઘણે ભાગે તો સરખે સરખા સ્વભાવનાઓનેજ દોસ્તી બંધાય છે. અને તેને માટે કહ્યું પણ છે કે,

પાણીસે પાણી મીલે, મીલે કીચસે કીચ;
પંડીતસે પંડીત મીલે, મીલે નીચસે નીચ.

કેટલાક ધનની લાલચે, કેટલાક બૈરીની લાલચે, કેટલાક તમારો હુન્નર શીખવા કે બીજું કંઈ કામ કઢાવવા તમારી સાથે દોસ્તી બાંધવા આવે, ત્યારે તેની બરાબર તપાસ કર્યા વિના, તેની સાથે દોસ્તી બાંધશો નહિ. જે તમારા દુખમાં તમારી મદદે રહે તેજ ખરો મિત્ર જાણવો.

ફૂળ પાકે તવ જાણીએ, ગુલ્લાલા કે પોસ
સમય પડે તવ દેખીયે, એ વેરી એ દોસ

ખરી મિત્રાઈ તો દુધ અને પાણી જેવી હોય તેજ. કેમકે દુધને ઉકાળવા મુકયું હોય, ત્યારે પાણી બળી જાય છે. પણ પોતાનો મિત્ર પાણી બળે છે તે, દુધથી ખમાતું નથી, માટે પોતે પણ ઉભરાઈને ચુલામાં પડવા જાય છે. પણ જો તરત દુધના વાસણમાં પાણી છાંટશો તો, દુધનો ઉભરો સમઈ જશે, કારણ કે એનો મિત્ર પાણી, પાછો એની પાસે આવ્યો. આવી રીતે કેટલાક મિત્રો એવા પણ હોય છે કે, પોતાના મિત્રની ખાતર પ્રાણ આપવાને પણ તેયાર થાય છે.

કેટલાક મિત્રોનો એવો સ્વભાવ હોય છે કે, કોઈવાર તમે તમારી તબીયત બરાબર નહીં હોવાથી, કે ઘરમાં કંઈ

ખટપટ થઈ હોય તેથી, તમારા મન પરનો બોજો ઓછો કરવા, તમારા મિત્રને ત્યાં જઈને વાત કરવા માંડો, એટલે પેલો મિત્ર તમને બોલતા અટકાવીને, પોતાનાજ દુખની વાતો કરવા મંડી જશે. તમે કહેશો કે બેચાર દિવસ થયા રાત રાતના તાવ ભરાય છે, અને રાત્રે બરાબર ઉંઘ પણ આવતી નથી. આટલું તમે પૂરૂં બોલી નહીં રહેશો, તે પહેલાં તો તેજ બોલી દેશે કે, ગયા મહીનામાં મને આઠ દસ દિવસ સુધી, રાત રાતનાં બબે ડીગ્રી તાવ ભરાતો, અને એક દહાડો તો રાતમાં બસો ઝાડા થઈ ગયા, વિગેરે વિગેરે પોતાનુંજ હાંક સુલેમાન ગાલ્લું ચલાવ્યોજ જશે. આથી તમે નિરાશ થઈ જશો; કારણ કે અહિં તો, તેરા દુઃખ કયા કહું કે મેરા દુખ બોત હે, એવી વાત પેલો કરે છે. માટે તમારી પાસે કોઇ મિત્ર પોતાનું હૃદય ખોલવા આવે તો, પુરેપુરૂં સાંભળી તેનું મન ખાલી કરવા દેજો, અને પછી તેને ધીરજ મળે એવી સલાહ આપજો.

દોસ્તદાર સાથે પૈસાનું લેનદેન રાખતા નહીં. બનતા સુધી પૈસાદાર દોસ્તદાર સાથે ભાગીદારીમાં વેપાર કરશો નહીં. કારણ કે તમે સરખે ભાગે પૈસા રોકીને વેપારમાં ભાગીઆ થયા હશો, તોપણ દુનીઆ તો જાણશે કે, પેલો પૈસાવાળો મિત્ર તમને મદદ કરીને નીભાવે છે. શરમને લીધે તમે કંઈ લખાણ પત્રાણ પણ કરવાના નથી, એટલે દાવ આવે ત્યારે

ધીમે રહીને તમને ખસેડી મૂકશે, અને કહેશે કે ખોટ ગઈ છે માટે તારા રૂપીઆ તેમાં ઘસડાઈ ગયા. તમે બોલવા જશો તો તમારી હકીકત કોઈ સાંભળશે નહીં, કારણ કે મોટાની સ્હેમાં સૌ અંજાય. કદાચ વેપારમાં જોડાવુંજ પડે તો, ચોક્કસ કાયદાસર લખાણ કર્યા શિવાય જોડાશો નહિ. દરેક વાત લખાણથીજ રાખજો, મોઢાની વાત રાખતાજ નહીં. જો એમાં ચુકયા તો ખુણામાં બેસીને રડવાનો વખત આવશે.

નીચ અને હલકાઓ સાથે લટક સલામ રાખવી હોય તો રાખજો, પણ દોસ્તી બાંધશો નહીં. સારા આબરૂદારો સાથે બેસવા ઉઠવાનો પરીચય રાખજો. કારણ કે સારાઓ સાથે ફરવાથી તમારી કીંમત સારી અંકાશે.

છાકટા, નીચ, હલકા અને હુલ્લડી માણસ સાથે કેટલાક લોકો એવું ધારીને દોસ્તી રાખે છે, કે અડધી રાતે આપણને ખપ લાગશે, અને બીજા બધા આપણાથી ડરતા રહેશે, પણ તેને વાંકું પડતાં વાર લાગશે નહીં, અને તમને હેરાનજ કર્યા કરશે. એ તો કુતરા જેવા સ્વભાવના કહેવાય. કહ્યું છે કેઃ—

દોસ્તી કરના શ્વાનકી, દો પાંતીકા દુઃખ;
ખીજા કાટે પાંઉકું, રીઝા ચાટે મુખ.

---

## ૨૭ માસ્તર ભાગ ૧.

અસલના વખતમાં વિદ્યાભ્યાસ કરવા, ગુરૂને ઘેર રેહવું પડતું, એટલે ગુરૂના ઘરનાં બધાંજ કામો કરવાં પડતાં, અને ગુરૂ ચેલાને, બાપ દીકરાનો નાતો થતો. પછી તો ગામડામાં ઓટલાપર બેસીને બ્રાહ્મણ કોમના મહેતાજીઓ ભણાવવા લાગ્યા. અને શહેરમાં પણ, મહેલ્લામાં ઓટલા પર કે ઘરમાં બેસીને ભણાવવા લાગ્યા. અને ત્યાં ભણીને છોકરાંઓ બપોરે ઘેર જમવા જાય, અને જમી આવીને પાછા ભણવા બેસે, તે સાંજે ઘેર જાય. ઘણા મહેતાજીઓ તો ભણાવવાની સાથે દવા આપવાનું તથા જોતીષનું તથા જંતર મંતરનું તથા દોરાધાગાનું કામ પણ કરતા. કેટલેક ઠેકાણે તો જૈનના ગોરજીઓ પણ આ બધાં કામ કરતા. છોકરાઓ આઠમ બારસ વિગેરે અમુક તિથીઓએ, દાણા અથવા પૈ પૈસો લાવીને મહેતાજીને આપતા. કોઈ નવો છોકરો નિશાળે બેસે ત્યારે, અથવા આંક ભણી રહી કક્કો ભણવાનો વખત આવે ત્યારે મહેતાજીને દાપું મળતું, અને સારે માઠે અવસરે દાપું તથા જમવાનું તથા કપડાં લત્તાં મળતાં. હવે તો સરકાર તરફથી તથા મ્યુનીસી પાલીટી તરફથી સ્કુલો નીકળી છે, તેમાં પધ્ધતિસર શિક્ષણ અપાય છે, અને તેમાં શિક્ષણ આપનારને માસ્તર કહે છે.

પૈસા લઈને પણ વિદ્યાદાન કરવું, એ પણ એક જાતનું પુન્ય છે. તમે જે જ્ઞાન લીધું છે તે બીજાને આપો તોજ

સાર્થક છે. માટે માસ્તર થાઓ તો તમને એ લાભ મળી શકે; પણ મગજ વહેલું ઘસાઈ જાય. આખો દિવસ મગજ પર બોજો રહે છે, અને કેટલાક છોકરાઓ જોડે એવી માથા ઝીકણી કરવી પડે છે કે ન પુછો વાત ! તેમાં નાદાન છોકરાંઓને ભણાવવાનું તો ઘણુંજ અઘરૂં છે, કારણ કે એક બે વાર કહેવાથી તે લોકો સમજી શકતાં નથી. માટે બનતાં સુધી કોઈ પણ નોકરી, ઉદ્યમની શોધ કરવી, અને કશે પણ તીકડી નહીંજ ખાય, તોજ માસ્તર બનજો.

માસ્તરે નિશાળીયાને પોતાનાં બચ્ચાં સમજીને કેળવવાનાં છે. જેવી રીતે પોતાનાં બાળક પર પ્રેમ અને કાળજી રાખે, તેવીજ રીતે નિશાળીયાઓ ઉપર પણ રાખવાં જોઈએ. કેટલીક વખતે માસ્તરો પોતાની ફરજો ભૂલી જાય છે, અને પ્રેમથી કામ લેવાને બદલે કુરપથી કામ લે છે, અને વખતે તો છોકરાંઓને ગજા ઉપરાંતની શિક્ષા કરે છે. પણ એથી તો છોકરાંઓ આખો દિવસ ડર્યાં કરે છે, અને તેથી લોહી સુકાઈ જાય છે અને યાદદાસ્ત નબળી પડી જાય છે.

વળી કોઈ માસ્તરો કલાસમાં છોકરાંઓને લખવા કે ગોખવાનું કામ સોંપી, પોતે ન્યુસપેપરો કે ચોપડીઓ વાંચ્યા કરે છે, અથવા કોઈ મળવા આવ્યું હોય તેની સાથે વાતના તડાકા હાંકે છે. છોકરાંઓ લખી રહે તે તપાસવાની પણ તસ્દી લેતા નથી, અને જે છોકરો પહેલો નંબર રાખતો

હોય કે જેને મોનીટર કહે છે, તેજ તપાસી લે છે. ઘેરથી લેસનો શું શું કરી લાવવાં તે પણ મોનીટરજ કહે છે, પછી કલાકને બદલે ચાર કલાક વૈતરૂં કરવાનું લેસન અપાઈ જાય, તેનું ભાન બિચારા મોનીટરને કયાંથી હોય? મોનીટર પણ એક શીખતું છોકરૂંજ કેની? આવા માસ્તરો કલાસમાં છોકરાંઓને પુરૂં સમજાવવાની તસ્દી લેતા નથી, અને ઘેરથી લખી વાંચી લાવવાનું કામ આંખ વીંચીને સોંપે છે. આ પદ્ધતિ સારી નહીં કહેવાય. દરેક માસ્તર પોતાની ફરજ સમજે તો, છોકરાંને બોજો ઓછો પડે, અને તેની તંદુરસ્તી સારી રહે. કોઈ નિશાળીયાને કલાસમાં ઉંઘવાની ટેવ હોય, તો તેને રસ પડે એવો વિષય કાઢીને સમજાવવો, અને વચ્ચે વચ્ચે સવાલો પણ પુછવા. કોઈ નિશાળીયાને લાડકો બનાવીને તેના પર ખાસ હેત બતાવવું નહીં. કારણ કે એમ કરવાથી બીજા છોકરાં અદેખાઈ કરશે.

---

## ૨૮ માસ્તર ભાગ ૨.

એકજ ઘરનાં બેચાર અથવા પાડપાડોશીનાં થઇને બેચાર છોકરાંને સાથે બેસાડી, જુદી જુદી ચોપડીનાં લેસન કરાવવાં હોય તો, તેવું ભણાવવાનું લેશોજ નહીં, કારણ કે તમે જેટલી વાર બેસીને ભણાવશો, તેટલી વારમાં તમને એક મીનીટની પણ પુરસદ મળશે નહીં. તમે એક જણને કંઇ

સમજાવતા હશો, ત્યારે તમને કોઈ કંઈ પુછશે ને કોઈ કંઈ પુછશે. માટે તમે કોઈને પુરૂં તો સમજાવી શકશોજ નહીં.

છોકરાંઓને હોંસથી ખીલવી ખીલવીને ભણાવજો, મારશો વઢશો નહિ, પણ કોઈવાર કુરપતો બતાવજોજ. એમ નહિ કરશો તો તમારી આમન્યામાં રહેશે નહીં. કેટલાંક માબાપ એવાં હોય છે કે માસ્તર છોકરાંને મારે અને છોકરૂં રડે ત્યારે રાજી થાય છે. અને માસ્તર જો મારતો નહીં હોય; અને સમજાવીને ભણાવતો હોય, તો કહેશે કે તમે એને ફટકાવતા કેમ નથી ? ફલાણા માસ્તર હતા તે માસ્તરનું નામ સાંભળીને છોકરૂં થથરી જતું. આવાં માબાપને યુકિતથી સમજાવી દેજો. જેમ બને તેમ છોકરાંઓને ગોખવાનો ઓછો બોજો પડે તેમ કરજો, અને ટુંકાણમાં એટલુંજ કહેવાનું કે તેઓને એવી સમજણ પાડજો, કે તેના મગજપર ચોંટી જાય.

છોકરાંની નિશાળમાં કોઈ કોઈવાર બાપે જઈને તપાસ કરતા રહેવી જોઈએ, કે માસ્તર કેવી રીતે શીખવે છે. અને માસ્તર ઘેર ભણાવવા આવતા હોય તો, તેને પણ કોઈવાર પુછતા રહેવું કે હમણા શું શીખવો છો, પહેલાં કરતાં આગળ કેટલું વધ્યા વિગેરે. કોઈ કોઈ વાર માસ્તરને આટલું પુછતા રહેશો, તો માસ્તરને કાળજી રહેશે.

---

## ૨૯ ટ્રસ્ટી.

કોઇ દોસ્તદાર કે સગું કે પીછાનવાળું માંદું પડે અને વીલ કરે, ત્યારે તમને કહે કે તમને મારી મીલકતના એક ટ્રસ્ટી તરીકે નીમું છું, તો તરતજ ના કહેજો; જરા પણ શર- માયા, તો કરમાવું પડશે. કારણ કે મરનારનાં છોકરાંના કુલ મુખત્યાર તમે થશો, અને બધી મીલકતની વ્યવસ્થા કરવાની તમારા હાથમાં આવશે, એટલે જર દેખીને મુનીવર ચળે તેમ, તમે લલચાશો અને પાપનાં પોટલાં બાંધશો.

અને કદાચ નહીં લલચાયા તો, છોકરાંઓનાં સગાં વહાલાંઓની ગાળો તો ખાશોજ, કારણ કે તમે ન્યાયથી ચાલવા જતાં, છોકરાંઓ કહે તે પ્રમાણે કોઇ કામ ન પણ થાય, તો તેઓ પોતાનાં મોસાળીયાં કે બીજાં સગાંઓ કે ભાઇબંધોમાં વાતો કરશે. તે લોકો તમને ગાળો દેશે અને ખોટું તહોમત મૂકશે કે, એતો બધું ખાઇ જઇને, છોકરાંઓને રડાવીને, પોતે પૈસાવાળો થવા માંગે છે. તમારાં છોકરાંને તમે ધમકાવી શકો, પણ આ છોકરાંઓને કહી શકશો નહીં. વગર પૈસાની નોકરી કરીને ગાળો સાંભળવા શા માટે જવું ? તમારા છેકજ નજીકના સગાનું કામ હોય, અને તેને ના નહીંજ કહેવાય એવું હોય, તોજ ટ્રસ્ટી થવું, અને પ્રમાણીક પણે કામ બજાવવું.

---

## ૩૦ વૈદ-ડાકટર.

વૈદ ડાકટરમાં ત્રણ ગુણ મુખ્ય હોવા જોઈએ, તે એકે પૂછવું પ્રીતથી, નાડ જોવી રીતથી અને દવા આપવી ચિત્તથી. પણ હમણાં તો ઘણે ઠેકાણે એમ જોવામાં આવતું નથી. કેટલાક વૈદ ડાકટરો દરદી જોડે ગુસ્સાથીજ વાત કરે છે, અને નાડ જોતી વખતે તેમજ દવા આપતી વખતે, બીજા ચાર જણ જોડે વાતો કરતા જાય છે. વળી કેટલાકતો નાડ જોતાં એટલી બધી વાર સુધી હાથ પકડી રાખે છે, કે દરદી થાકી જાય છે.

દરદીથી વધારે વાર થોભાય નહીં, વળી તેની સાથે કોઈ આવ્યું હોય, તેને ઘરનાં કામો પતાવવાનાં રહી જતાં હોય, તેની તે લોકોને દરકારજ હોતી નથી. જેમ તેમ કરતાં નાડ તો જોઈ અને દવા લખી આપી, પણ કમ્પાઉન્ડર પાસે ગયા તો ત્યાં પણ તેટલીજ વાર. કમ્પાઉન્ડરો કેટલી ઝડપથી દવા આપે છે, તે કોઈ કોઈવાર ડાકટરોએ જોવું જોઈએ.

એક ગરીબ માણસ દવા લેવા આવે, તે પોતાનાં ઘરનાં કેટલાં કામો અધુરાં મૂકીને આવ્યો હોય તેનો ખ્યાલ કરવો જોઈએ. દવા લેવામાં બે ત્રણ કલાક જાય તો કેમ પરવડે? જ્યાં વધારે ઘરાકી હોય છે, ત્યાં પણ આવુંજ હોય છે, અને થોડા ઘરાક હોય છે ત્યાં પણ કેટલેક ઠેકાણે આવુંજ હોય છે. માટે વૈદ, ડાકટર અને કંમ્પાઉન્ડરો, જેઓને ત્યાં

આવી ફર્યાદ હોય, તેઓએ દરદીઓ પર દયા રાખી, જેમ બને તેમ જલદી પતાવવાનું ધ્યાન રાખવું જોઇએ.

કેટલાક ડાકટરો એમ સમજે છે કે, દરદીને ઘેર તપાસવા જઈએ, અને ત્યાં વધારે વાર બેસીને ડાહી ડાહી વાતો કરીએ, તો દરદીનાં ઘરનાં એમ સમજશે કે, આ ડાકટર બહુજ સારા છે. પણ આમ સમજવામાં તેઓ મોટી ભૂલ કરે છે. દરદીને નીરાંતે તપાસી તેને સંતોષ થાય તેમ વાત કરીને, કામ પતે કે ચાલવા માંડવું જોઇએ. પોતાને દવાખાને વધારે ઘરાકી ન હોય, તોપણ દરદીને ત્યાં વધારે વખત ગાળવો નહીં, કારણ કે એમ કરવાથી તો બોજ ઘટે છે. અને નકકી સમજજો કે, તે લોકો એમજ કહેવાના કે આ ડાકટર તડાકીદાસ છે, એની વાતનો છેડોજ આવશે નહીં. કોઈ ખાસ કેસમાં દરદીની સારવારમાંજ વધારે વખત જાય તે વાત જુદી છે, પણ પોતે કયા કયા વખતે કયા કયા મહાભારત કેસો સારા કીધા છે વિગેરે, પોતાનાં બણગાં ફુંકવામાં કે બીજી નજીવી બાબતમાં વખત ગાળવો તે સારૂં નહીં.

દવાનો ચાર્જ જેમ બને તેમ ઓછો રાખજો, એટલે દર્દીઓનો આશીર્વાદ લેવાશે, અને થોડે નફે બહોળા વેપાર જેવું થશે. કેટલી ફી લેવી તે પહેલેથી ઠેરવી મૂકજો; એટલે દરેક જણ તેટલાજ પૈસા લઈને આવે. કોઇ દિવસ ચાર આના, કોઈ દિવસ આઠ આના, અમુક દવાના બાર આન

અને અમુક દવાનો દોઢ રૂપીઓ લેવાનો રીવાજ રાખશો નહીં. કોઈ ખાસ કેસમાં ભારી દવા આપવી પડે, તે વખતે તે પ્રમાણમાં વધારે પૈસા લેશો તો કદાચ હરકત નહીં.

દરદી એક હકીકત કહે એટલે તમે આખો કેસ સમજી જાઓ, અને તે પ્રમાણે દવા આપવા માંડો, અને દરદીની બીજી હકીકત સાંભળો નહીં, તો દરદીને સંતોષ થશે નહીં. માટે તે કહે તે બધું સાંભળી તો જવુંજ, અને તેને સંતોષ થાય તેવો જવાબ દઈને પછી દવા આપવી. કેટલાક ડાકટરો દરદીની સાથે મીજાસથી વાત કરે છે. તે રીત ખોટી કહેવાય, જેવી રીતે કોરટના મોટા જજનું મગજ બહુ થંડું કહેવાય છે, તેવીજ રીતે બહુજ મોટા સરજનનું મગજ પણ તેવુંજ થંડું હોય છે, અને દરદીની સાથે બહુજ મીઠાશથી વાત કરે છે. માટે દરેક ડાકટરમાં આ ગુણ હોવો જોઈએ.

કોઈએ ઘર ખાનગી ધરમાદુ દવાખાનું ખોલ્યું હોય, અને તેમાં તમને ડાકટર તરીકે નીમ્યા હોય, ત્યારે તમારે માથે બેવડું કામ આવી પડશે. એક તો તમારા ઘરનું ખાનગી દવાખાનું, અને બીજું ધરમાદુ દવાખાનું ચલાવવાનું. આવે વખતે તમારા ખાનગી દરદીઓ પર જેટલું ધ્યાન આપો, તેટલુંજ ધરમાદા દવાખાનાના દરદીઓપર આપજો. બનતાં સુધી બીજા કોઈ ખાતાના કામમાં માથું મારશો નહીં. કારણ કે બીજી જંજાળોને લીધે દરદીઓના વખત સાચવી શકાશે નહીં.

————

# ૩૧ ઉંટ વૈદ.

વૈદક શાસ્ત્ર બહુ વિશાળ છે. એનો ઘણા વરસ અભ્યાસ કીધો હોય અને અનુભવ લીધો હોય, તોજ એ ધંધો ચલાવી શકાય છે, અને લોકોનો આશીર્વાદ લઈ શકાય છે. પણ આજકાલ એ ધંધાને બહુ હલકું રૂપ અપાયું છે, અને કહેવાય છે કે "કંઈ નહીં આવડે તો વૈદું શીખ." જો કોઈ ધંધા કે નોકરીમાં ફાવટ નહીં આવે તો વૈદકના ધંધા તરફ નીઘાં દોડાવે છે. પોતાના શહેરમાં કે બીજા શહેરમાં જઇને, એક દુકાન ભાડે રાખી, બે સાદડી પાથરી, "બધે દવા કરીને થાકયા હો તો અહીં આવજો" એવું મોટા અક્ષરથી લખેલું કાગળ કે કપડાનું બોર્ડ ટંગાવી, સુંઠ, મરી, પીપર, હરડે, નેપાળો ધાપણ, વિગેરેના ભૂકાના આઠ દશ શીશા, નીતર્યા પાણીના બે ચાર શીશા ભરી, તેમાં જાત જાતના રંગ નાંખીને તૈયાર બનાવેલા શીશા ગોઠવી, કપાળે સીંદુરની મોટી આચકા તથા કાળી ટપકી કરી, હાથ પર સોનાની ગીલીટવાળી ચાંદીની પોંચી પહેરી, મોર પીછનો ઝુંડો ખીટી પર ટંગાવી, ગોખલામાં ત્રીશુળ ચીતરી તેના પર પુલનો હાર ચઢાવી, મોટો તકીયો અને ગાદી બીછાવી, બેઠા બેઠા મૂછના આંકડા અમળાવ્યા કરે છે, અને કોઈ ઘરાકની રાહ જોયા કરે છે.

એટલામાં કોઈ માણસ દુકાન કને જોવા માટે ઉભો રહે છે, તેને પ્રેમથી બોલાવીને કહે છે કે આવોની ભાઈ, અંદર આવોની, બીડી બીડી તો પીઓ? પછી તેની સાથે વાત કરતાં કરતાં કહે છે કે, તમારા શરીરમાં ફલાણો ફલાણો રોગ છે તે આ પડીકાં થોડા દહાડા ખાશો તો મટી જશે, એમ કહીને મફત દવા આપે છે. અને એક બે જાતના થંડા સુરમા આંજે છે અને કહે છે કે, આંખની દવા તો તદન મફત કરીએ છીએ, અને માતાજીની કૃપાથી આંધળાંને પણ દેખતાં કરીએ છીએ. આવી રીતે નવાં પીછાનો બાંધે છે, એટલે તે લોકો નવાં ઘરાકો શોધી લાવે છે, અને આવો ઠાઠ જોઈને ઘણાં પતંગીયાંઓ ઝંપલાય છે. પણ ખબર કાઢતા નથી કે અસલ એનું દવાખાનું ક્યાં હતું, અને કેટલા કેસો સારા કીધા છે વિગેરે. આ વૈદ બીજા એક સારા વૈદ સાથે દોસ્તી બાંધે છે, અને સવાર સાંજ તેને ત્યાં જઈને પોતાના દરદી માટે સલાહ પૂછી આવે છે.

આવા ઉંટ વૈદોથી લોકો ચેતે તો સારૂં. પાસ થયલો ડીગ્રીવાળો ડાકટર દવાખાનું ખોલે તેજ દિવસે, તેને ત્યાંથી દવા લેવામાં હરકત નથી, કારણ કે એતો પાંચ દશ વરસ અભ્યાસ કરીને પાસ થઈને આવેલો છે. પણ વૈદ નવું દવાખાનું ખોલે તેની શી ખાત્રી, કે કેટલું શીખેલો છે? ખરો વૈદ તો તેજ કહેવાય કે જે, કોઈ દવાની નિશાળમાં

ભણીને પાસ થઈને નીકળ્યો હોય, અથવા જેણે કોઈ વૈદને ત્યાં થોડા વરસ રહી પડીકાં બાંધી દવા આપી હોય, ખલ બટ્ટાથી દવા ઘુંટી હોય અથવા ઘુંટાતી જોઈ હોય, અને વૈદની ગેરહાજરીમાં પોતે થોડા દિવસ દવાખાનું ચલાવ્યું હોય. અને તેવા માણસે દવાખાનું કાઢયું હોય, તેના પર ભરોસો રાખી શકાય. અજાણ્યા વૈદની દવા ખાશોજ નહીં. વૈદો જેમ જુના અને અનુભવી તેમ સારા. પૈસા બચાવવાની ખાતર ઉંટ વૈદને હાથે ચઢશો નહીં.

એક જણ ઉંટ લઈને જતો હતો, તે વખતે જંગલમાં ઝાંખરાં ખાતાં ખાતાં ઉંટના ગળામાં કોઠ પેસી ગયું. ઉંટ અકળાયું ને માંદું પડયું, પણ ઉંટવાળાને કંઈ કારણ સમજાયું નહીં. રસ્તેથી એક વૈદ જતો હતો, તેણે તપાસીને જોયું તો ગળામાં કોઠ અટકેલું દીઠું. માટે ગળાપર એક મુકકી મારી, એટલે કોઠ પેટમાં ઉતરી ગયું, અને ઉંટને શુદ્ધી આવી અને ચાલવા માંડયું. સામા ઝાડ નીચે એક મુસાફર બેઠો હતો, તેણે આ બધું જોયું અને ધાર્યું કે મુકકી મારવાથી દરદ મટે છે. માટે એક ગામમાં દવાખાનું ખોલ્યું અને પોતાનું નામ ઉંટ વૈદ રાખ્યું. કોઈ ગુમડા વાળો દરદી આવે કે એક મુકકી મારે કે ગુમડું ફાટી જાય અને કદાચ આરામ થાય, અને કોઈનું માથું દુખતું હોય તો મુકકી મારે કે માથું દુખતું રહી જાય. કોઈ ભોગ જોગે સારા પણ થતા,

અને બાકીના હેરાન થતા અને રામ શરણ થતા. આખરે એ વૈદને ગામ છોડીને ભાગવું પડયું, ત્યારથી આવા અભણ વૈદોને ઉંટવૈદ કહે છે. ભૂલે ચુકે પણ ઉંટવૈદને પાને પડશો નહીં.

---

## ૩૨ સુરત ભાગ ૧.

તાપી નદી સૂર્યની પુત્રી છે. તે તાપીના કીનારા પર સુરત શહેર આવેલું. છે. તાપીનું સ્મર્ણ કર્યાથી પાપ ધોવાઈ જાય છે. એને માટે શ્લોક છે કે

તાપી સ્મર્ણે, રેવા દર્શને
ગંગા સ્નાને, જમના પાને.

એટલે તાપીનું તો સ્મર્ણ માત્રજ બસ છે, રેવાજીના દર્શન કરવાથી પુન્ય મળે છે, ગંગાજીમાં સ્નાન કરવાથી અને જમનાજીનું આચમન કરવાથી પુન્ય મળે છે, અને પાપ ધોવાઈ જાય છે. દસમી સદીમાં અહીં સુર્યપુર નામે શહેર હતું, તે વખતે અણુહીલપુરના ચામુંડ સોળંકીએ લાટ દેશ જીત્યો, ત્યારે તેનું લશ્કર સુર્યપુર સુધી આવેલું. સુર્યપુરના નાશ પછી માછીમારોનું ગામ બન્યું હતું. એને સામે કાંઠે રાંદેર નામે શહેર હતું. એ શહેરમાં કરોડપતીઓ વસતા હતા. અરબસ્તાનના વેપારીઓ પણ રાંદેરમાં વસતા હતા. એકને ઘેર તો છપ્પન પર ભુંગળ વાગતી, એટલે તેને ત્યાં છપ્પન

કરોડ સોનૈયા હતા, અને જે ભોંયરામાં નાણું રહેતું, તેમાંથી ગેબી અવાજ નીકળ્યા કરતો. આવા કરોડપતીઓની સાહેબીની વાતો સાંભળીને, જહાંગીર બાદશાહ પણ રાંદેર આવ્યા હતા. શહેર બહાર બાદશાહને ગામડાના ઢેડાઓ મળ્યા, તેની સાથે વાતચીત કરવાથી બાદશાહ ખુશ થઈ ગયા, અને વિચારવા લાગ્યા કે જ્યારે ઢેડાઓ આવા ચતુર છે, ત્યારે ઉંચ કોમ કેટલી ચતુર હશે? પછી તે ઢેડ લોકોને ઈનામમાં ગામો આપ્યાં.

"સુરત" નામ શા ઉપરથી પડયું તેનાં ઘણાં કારણો છે, તેમાંનાં કેટલાક નીચે લખીયે છીએ. અહીં કામળેજના રાજાની ચૌદસો વીંઘાની વાડી હતી, તેનું નામ "સુરજ" વાડી હતું. તેના ઉપર આ શહેર વસ્યું તેથી સુરજ ઉર્ફે સુરત નામ પડયું. તે રાજાએ વાડી પાસે નદી પર એક ઘાટ બંધાવ્યો તેને રાજા ઓવારો કહે છે. કોઇ કહે છે કે આ ગામડું એક વખત લુટાયું, તેથી સુરતજી નામના માણસે, અહીં એક કીલ્લો બાંધવાની રાજા પાસે પરવાનગી માગી, તે સુરતજીના નામ પરથી સુરત પડયું, સુરજ કે સુરતા નામની નાયકણીને ઈનામમાં ગામ મળેલું ત્યાં તેણે શહેર વસાવ્યું અને એ સુરજના નામ ઉપરથી સુરત નામ પડયું એમ પણ કહેવાય છે. અહીંથી લોકો મકકે હજ કરવા જતા માટે એને ખુબસુરત કહેતા તેથી એનું નામ સુરત પડયું છે.

બારમી સદીના અંતમાં એ શહેર વસેલું છે. કુરૂક્ષેત્ર પણ સુરત જીલ્લામાંજ છે. રામચંદ્રજીએ પોતાને હાથે શીવલીંગની સ્થાપના કીધી છે, તે મહાદેવનું નામ રામનાથ છે, તે પણ અહીંજ છે. છેલ્લા પેશ્વા બાજીરાવનું જનોઈ સુરતમાં પોતાની બંબાવાડી નામની વાડીના બંગલામાં દેવાયું હતું. સુરત હિંદુસ્તાનની કીંમતી પેદાશોની વખાર કહેવાય છે. ઉંચી જાતના વણાટકામ તથા સુખડની પેટીઓ માટે સુરત વખણાય છે. એક ફુટ લાંબી અડધો ફુટ પહોળી અને ચારેક ઇંચ ઉંચી પેટી પર એવું બારીક કોતર કામ કરવામાં આવે છે કે, તે પેટી વરસ દહાડે તૈયાર થાય છે. ઝવેરાતની પરીક્ષા કરવાવાળા અને માતબર ઝવેરીઓ પણ સુરતનાજ વખણાય છે. રંગુન, નાતાલ, મોરીસ, આફ્રીકા વિગેરેમાં, બહોળો વહેપાર ખેડનારા હોરાઓ પણ સુરતનાજ વતની છે. ઈ. સ. ૧૮૦૫ માં ઈસ્ટ ઈંડીયા કંપનીએ ભરતપુર જીત્યું, તેમાં પૈસાની ખુવારી થઈ ત્યારે સુરતના નાગર જાતીના ત્રવાડીજીએ કંપનીને રૂપીઆ ધીરેલા. એ ત્રવાડીજીનું ઘર બાલાજીના ચકલામાં હતું, ત્યાંથી તે નવસારી દરવાજા સુધી રૂપીઆની થેલીઓ ભરેલાં ગાડાંઓની હાર થઈ રહી હતી. આ છેટું આસરે એક માઈલથી વધારે હશે.

અહીં દરિયા કીનારા પર ડુમસ ગામ છે તે હવાનું સ્થળ છે, ત્યાં ઉનાળામાં શેઠીયાઓ તથા રાજા રજવાડાઓ

આવીને રહે છે. અહીં ઉનાઇ ગામમાં ગરમ પાણીના કુંડો છે, તેમાં ખળખળતા પાણી રહે છે, પણ ચૈત્ર સુદી ૧૫ ને દિવસે લોકો જાત્રા કરવા જાય છે ત્યારે, અમુક વખત લોકો ન્હાઇ શકે એવાં પાણી થઇ જાય છે. મુંબાઇના ડેપ્યુટી ગવર્નર વોકસ, પોતાની પત્ની સાથે દરિયા કીનારે ફરવા નીકળેલા તે ડુબી ગયા. તેમની કબર હજી છે, તેને વોકસીસ ટુમ્બ અથવા બારકસનો હજીરો કહે છે. અહીંનાં પાણી ઘણાં સારાં છે, માટે લોકો હવા ખાવા માટે બંગલાઓ બાંધીને રહે છે. એમ કહે છે કે આ કબરના મીનારા પરથી દુરબીનથી જુવે તો ભાવનગર દેખાય છે. સુરતને બાબુલ મકકા એટલે મકકાનો દરવાજો કહે છે. અહીં અરબી સમુદ્રનો અને તાપી નદીનો સંગમ થાય છે. ઇ. સ. ૧૬૬૪ માં શિવાજીએ છ દિવસ સુધી સુરત લુટયું, અને ૩૦ કરોડ રૂપીઆનો માલ લઈ ગયો. એ વખતે આખી દુનીયામાં બેજ શેઠીયા ગણાતા તે સુરતના હતા. શિવાજી એક ઝવેરીને ત્યાંથી બાવીસ શેર મોતી લઈ ગયો. મુલ્લાં અબદુલ જાફરને ત્યાં ૧૯ વહાણ હતાં અને તેમાં પોતાનોજ માલ ભરાતો. તે ઇ. સ. ૧૭૧૭ માં ગુજર્યા ત્યારે તેમની દુકાનમાંજ ૮૫ લાખનો માલ હતો. કેટલાક વેપારીઓ એવા હતા કે ગમે તેવું મોટું વહાણ હોય, તોપણ તે વહાણને પોતાની વખારમાંના માલથીજ ભરી આપતા. સુરત

ચોર્યાસી બંદરનો વાવટો, એટલે ચોર્યાસી તો શું, પણ તેથીએ વધારે બંદરોનાં વહાણો અહીં લંગારાતાં હતાં. વેપાર પુષ્કળ ચાલતો. રૂપીઆની સીલબંધ થેલીઓ, અંદરનું નાણું ગણ્યા સિવાય એક બીજાને આપવાનો રિવાજ હતો.

સુરત રેલ તથા આગના સપાટામાં ઘણી વાર આવેલું અને હિંદુસ્તાનમાં આગને માટે તો જાણીતું છે. કહે છે કે કોઈ સાધુનો શ્રાપ લાગેલો છે. ઈ. સ૦ ૧૮૮૨–૮૩–૮૪ માં તાપી નદીમાં રેલો આવી હતી, તેમાં ૧૮૮૩ ની રેલમાં સુરતને ઘણું નુકશાન લાગ્યું. ૪૦૦ ઘરો તણાઈ ગયાં, ત્રણ દિવસ શહેરમાં પાણી રહ્યાં. કેટલાક લોકોએ ઝાડ પર અને છાપરા પર આસરો લીધો હતો. એક બાઈને ઝાડ પર પ્રસવ થયો હતો.

ઉનાળાની મોસમ બેસે કે આગની બુમો સંભળાય. વરસમાં કેટલીયે આગો લાગે ! તા૦ ૪ થી એપ્રીલ સને ૧૮૩૭ ( સં૦ ૧૮૯૩ ) માં સૌથી મોટી આગ લાગેલી, તે માછલીપીઠમાંથી શરૂ થઈ ત્રણ કલાકમાં ત્રણ માઈલના ઘેરાવામાં પસરી ગઈ હતી, અને તેટલા વખતમાં માછલીપીઠનો પારસીવાડો અને શહેરનો વચલો ભાગ બળીને ખાખ થઈ ગયો. બીજે દિવસે નૈઋત્યનો સખત પવન નીકળવાથી ઝાંપાનો ભાગ આગમાં સપડાયો. વહોરા લોકો બીજે ઠેકાણે આગ હોલવવા ગયા હતા, એટલામાં પોતાનાંજ ઘરો બળી ગયાં.

આ આગ ત્રણ દિવસ રહી. તેમાં શહેરમાં ૬૨૨૫, પરામાં ૩૧૨૩ અને માછલીપીઠમાં ૨૫૯ ઘરો મળી કુલ્લે ૯૩૭૩ ઘરો બળી ગયાં. રહીયા સોનીના ચકલામાં ૬૪૭ ઘર હતાં તે બધાંજ બળી ગયાં. કણપીઠમાં અગીયારસો સુડતાળીસ, રાણીતળાવમાં ત્રણસો ત્રેસઠ, વાડીફળીયામાં નવસો અઠાણું (બધાં ઘર બળી ગયાં.) સંઘાડીયાવાડમાં ત્રણસો નેવું, ખપાટીયા ચકલામાં આઠસો છોતેર (બધાં), ભાગાતળાવમાં પાંચસો એકયાસી; ગોપીપરામાં નવસો બાણુ (બધાં), પરામાં અડસઠ, હરિપુરામાં પાંચસો ચોવીસ, સલાબતપરા તથા બેગમપરા મળીને સાતસો એકવીસ ઘરો બળી ગયાં અને તેથી છેંતાળીસ લાખ છાસી હજાર ને પાંચસોનું નુકસાન થયું હતું. આ અડસટો બળી ગયલાં સુંદર ઘરોનો છે, સોનાચાંદીના તથા ઝવેરાતના દાગીના, કપડાંલત્તાં ફરનીચર વિગેરે બળી ગયાં તે નુકસાન તો જુદું. પચાસથી વધારે માણસો બળી મુવાં હતાં. ત્રીસ ગાઉ સુધી આ આગના ભડકા દેખાયા હતા.

ઈ. સ. ૧૮૮૯ ના એપ્રીલ મહીનાની ૬ઠી તારીખે, બરાનપુરી ભાગળ આગળ કાટપીટીયાવાડથી આગ શરૂ થઈ, તે બરાનપુરી ભાગોળ, રૂવાળાનોટેકરો, હરીપુરા, બુદ્દેલાવાડ, કંસારા વાડ વિગેરે લત્તાઓમાં બે હજાર મકાનો બળી ગયાં, તેથી રૂા. ૩૦ લાખનું નુકસાન થયું હતું. એક મહીના સુધી કોઈ કોઈ

મહોલ્લાઓમાં, આગનાં છમકલાં થયાં કરતાં હતાં. એવી બૂમો પડી હતી કે, કેટલાક હરામખોરો ઘાસતેલના કાકડાઓ રાખીને જમે ત્યાં મૂકીને સળગાવી મૂકે છે, એટલે આગ લાગે તો ચોરી કરવાની મઝા પડે. આખા દીવસમાં બે ચાર ઠેકાણે આગની બૂમો પડતી. લોકોના દીલમાં માતાઓ આવતી. બંબાના પાણી ઠેકાણે ઠેકાણે પહોંચી વળે નહીં, માટે દરેક મહોલ્લાવાળાઓએ વારાફરતી ચોકીઓ કરવા માંડી, કે હરામ-ખોર આગ લગાડે તો પકડાય. પાણી ભરવાનાં મોટાં વાસણો રાખતા. આંકડી વીગેરે સાધનો તથા હાથથી પાણી છંટાય, એવા પંપો પણ રાખતા. ઘરમાંથી કોઈ બહાર નીકળી શકતું નહીં, કારણકે બહાર ગયા અને મહોલ્લામાં આગ લાગે તો શું કરે ? દરેક માણસ ત્રાસી ગયું હતું. ઈ૦ સ૦ ૧૮૮૯ પહેલાં છ વરસમાં ૯૭ આગો લાગી હતી.

સુરતની આસપાસ ૭ માઈલનો કોટ છે. એ ઈ૦ સ૦ ૧૭૧૭ માં થયો હતો. કોટને બાર દરવાજા છે અને ચાર બારીઓ છે. ઈ૦ સ૦ ૧૬૬૪માં શહેર અને પરાંની વચ્ચે એક કોટ હતો, તેને પણ બાર દરવાજા હતા, તેને ભાગોળ કહેતા, તે કોટ હાલમાં તુટી ગયો છે. એ શહેરના ૩૦ વિભાગ છે, તેમાં ૧૪ વિભાગને શહેર કહે છે અને ૧૫ ને પરાં કહે છે અને સ્ટેશન વિભાગને પણ પરૂં કહે છે. હાલમાં વસ્તી ૧૧૫૦૦૦

માણુસની છે. ત્રણુસો વરસ પર વસ્તી ૧૦૦૦૦૦૦ દસ લાખની હતી.

ઈ૦ સ૦ ૧૫૭૩ માં અકબરે સુરત જીત્યું, અને પોતા તરફથી અહીંની દેખરેખ રાખવા માટે એક નવાબ નીમ્યો. વારાફરતી નવાબો બદલાયા કરતા. પણ પછી તો નવાબો સ્વતંત્ર થઈ ગયા. ઈ૦ સ૦ ૧૭૫૯ માં એ શહેર અંગ્રેજ લોકોના હાથમાં ગયું. ઇ૦ સ૦ ૧૮૦૦ ના મે મહીનાની તારીખ ૧૫ મીને દિવસે નવાબ સાથે કોલકરાર થવાથી એ શહેર તદ્દન અંગ્રેજોના હાથમાં આવ્યું, અને નવાબને પેનશન આપવાનું નક્કી થયું. પણ ઈ૦ સ૦ ૧૮૪૨ સુધી અંગ્રેજના વાવટા સાથે, નવાબનો વાવટો પણ કીલ્લા પર ઉડતો હતો.

સુરતમાં અંગ્રેજોએ વેપારની કોઠી પ્રથમ નાંખી, પછી વલંદા વેપારીઓ અને પછી ફ્રેંચો પણ આવ્યા. એ બધાઓની કોઠીની જગા હજી પણ દેખાય છે. ઈ૦ સ૦ ૧૬૭૪ થી ૧૭૦૬ સુધીમાં મરાઠાઓએ સુરત પર સાતવાર દરોડો પાડયો, અને લૂંટી બાળીને તારાજ કીધું. અને તેથી લોકો કંટાળીને મુંબાઈ જવા લાગ્યા.

સુરતથી બહારગામ માલ જતો હતો તેમાં મુખ્ય તો ધાતુઓ, આરસપહાણુની ચીજો, ઝવેરાત, ઘઉં, ખાંડ, મુરબ્બા,

મલમલ, મસુર, સાબુ, મીણ, લાખ, કાગળ, ઔષધી, ગળી, રૂ, અફીણ, ફટકી, અકીક, મખમલ, અનાજ, કઠોળ, રેશમી સુતરાઉ, ઉનનું તથા કસબી કાપડ, કીનખાબ, મસરૂ, ઈલાયચો, કીનારી, હીંગળોક, કસ્તુરી, અંબર, કસબ, લપ્પો, સુરોખાર, કાશ્મીરી શાલ, હીરા, મોતી, જડાવ અને મીનાકારી કામ, બરફી, રેવડી, રમકડાં, હીરાબોળ, ગુગળ, વાંસકપુર, નવસાર અને પારો વિગેરે હતાં. હિંદુસ્તાનના બધા દેશની ચીજ અહીં મળતી, અને અહીંથી બહાર દેશાવર જતી. પેલેસ્ટાઇન, આલજીયર્સ અને માંડલેમાં તો હજી પણ સુરતી કાપડ, સોનેરી રૂપેરી કસબ અને જરી માંગે છે. સુરતમાં ફળ બાગો અને વાડીયો ઘણાં હતાં. એક ઝાડ પર ઘણી જાતનાં ફળ થાય, એવાં પણ ઝાડ હતાં. એક હજાર ટન સુધીનાં વહાણો પણ સુરતમાં બંધાતાં. તા૦ ૧-૧૧-૧૮૬૪ થી સુરત અને મુંબાઇ વચ્ચે રેલ્વે દોડવાની શરૂઆત થઇ. ઇ૦ સ૦ ૧૮૮૩માં ગેસની રોશની શરૂ થઈ હતી, પણ થોડા વખત પછી બંધ થઈ હતી, અને હવે વીજળીની લાઈટ ચાલુ થઇ છે.

---

## ૩૩ સુરત ભાગ ૨.

હિંદુસ્તાનમાં તથા દુનિયામાં પણ જેમનાં નામો પ્રખ્યાત થયા છે, તેવા નરરત્નો સુરતની ભૂમીમાં જન્મ્યા હતા. તેમાંના થોડાક નામો નીચે લખીયે છીયે.

સુરતના રૂસ્તમજી શેઠ, મુંબાઈના કામચલાઉ ગવર્નર થયા હતા, અને પછી તેમને સરકારે પટેલાઈ આપી હતી. તેમના પછી તેમના દીકરા કાવસજીને પણ પટેલાઈ આપી હતી, અને એ કાવસજીના નામથી, હજી પણ મુંબાઈમાં કાવસજી પટેલના તળાવના નામથી મહોલ્લો ઓળખાય છે.

આતમારામ ભૂખણ નામના વાણીયાની જબરી પેઢી ચાલતી હતી. વિલાયતના લોકોની એ બેંક હતી. જંગલમાં ઝાડ પણ એ પેઢીનાં નાણાં શીકારતા એમ કહેવાય છે. હાલમાં કોઈ મીજાસ કરતું હોય તો એમ કહેવાય છે કે, ઓહો! મીજાસ તો જાણે આતમારામ ભૂખણનો રાખો છો!

ઓનરેબલ સર ચુનીલાલ વિજભુખણદાસ મહેતા એમ. એ. એલ. એલ, બી..જેઓ નામદાર ગવરનરની કાઉન્સીલના ફાઈનાન્સ મેમબરનો મોટો દરજ્જો મુંબઈમાં ભોગવે છે અને જેમને હમણાજ સરકારે કે. સી. એસ. આઇ.નો માનવંતો ખીતાબ બક્ષ્યો છે, તે પણ સુરતના છે.

ઓનરબલ મી૦ અબદેઅલી મહમદઅલી કાજીજી મુંબાઇની હાઈ કોર્ટના જજ હતા, અને મુંબઈની યુનીવરસીટીની સીન્ડીકેટના મેમ્બર છે તે પણ સુરતના.

રા૦ નાનાભાઈ હરીદાસ મુંબાઈની હાઈ કોર્ટના જજ હતા. તે હીંદુઓમાં સૌથી પહેલા જજ હતા, તે પણ સુરતના.

સરજન મેજર ગીરધરલાલ રતનલાલ દફતરી એલ. એમ. એમ. ડી. આઇ. એમ. એસ. એમણે કાબુલની લડાઈમાં જોડાઈને ચાંદ મેળવ્યો અને સરજન થયા હતા, તે પણ સુરતના.

રા૦ ચુનીલાલ ઘેલાભાઈ શાહ સાર્વજનીક હાઈસ્કુલ સ્થાપનાર, અને સાર્વજનીક કોલેજને સુરતમાં હસ્તીમાં લાવનાર, તે પણ સુરતના.

સર મનુભાઈ નંદશંકર મહેતા એમ. એ. એલ. એલ. બી. સી. એસ. આઇ. ના૦ ગાયકવાડ સરકારના દીવાન, તે પણ સુરતના.

સર પુરૂષોતમદાસ ઠાકોરદાસ નાઈટ સી. આઇ. ઈ. એમ. બી. ઈ. લેજીસ્લેટીવ એસેમ્બલીના સરકાર તરફના સભાસદ, મેસર્સ નારણદાસ રાજારામની રૂની ધીકતી પેઢીના ભાગીદાર, અને સાર્વજનીક સોસાયટીના પ્રમુખ, તે પણ સુરતના.

પ્રોફેસર ડોકટર કુંવરજી ગોંસાઈ નાયક બી૦ એ. એમ. એ. ડી. એસ. સી. એમણે બી. એસ. સી. ની પરીક્ષા પહેલે નંબરે પાસ કરી, એમ. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પાસ કરી, લંડનમા ડી. એસ. સી.ની ડીગ્રી મેળવવા માટે

૭ વર્ષ અભ્યાસ કરવો પડે છે, તેને બદલે સખત અભ્યાસ કરીને દોઢ વર્ષમાં ડીગ્રી મેળવી, હાલમાં વડોદરા કોલેજમાં પ્રોફેસર છે, તે પણ સુરતની પાસે એક માઈલ પર કતારગામ છે ત્યાંના.

પ્રો૦ નગીનદાસ માણેકલાલ શાહ પહેલા ગુજરાતી સ્ટાર રેંગ્લર. એમણે પ્રીવીયસમાં પહેલે નંબરે પાસ થઈ, ઘણી સ્કોલરશીપો મેળવી. ઈંટર અને બી. એ. ની પરીક્ષા પણ પહેલે નંબરે પાસ કરી. વિલાયતમાં જઈને ત્યાંની પણ દરેક પરિક્ષા પહેલે નંબરે પાસ કરી પુના કોલેજના પ્રીન્સીપાલ થયા, તે પણ સુરતના.

સ્વ૦ રા૦ બ૦ નંદશંકર તુળજાશંકર કચ્છના દીવાન તે પણ સુરતના.

રા૦ વિનાયક નંદશંકર મહેતા બી. એ. બાર–એટ–લો, આઈ. સી. એસ. એમણે ૧૯ વરસની ઉમરે બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી, વિલાયતમાં ૨૨ વરસની ઉમરે સીવીલ સરવીસ અને બારીસ્ટરની પરીક્ષા પસાર કરી અલાહ-બાદમાં આસીસ્ટંટ કલેકટરનો હોદ્દો ભોગવ્યો, અને હાલ બનારસમાં કલેકટર છે, તે પણ સુરતના.

**મી૦ અબદુલ્લા યુસુફઅલ્લી આઈ. સી૦ એસ બેરીસ્ટર, હીંદી સરકારના સેક્રેટરીયટમાં પહેલા નીમાયલા હીંદી. નીઝામ સરકારના રેવેન્યુ મીનીસ્ટર, તે પણ સુરતના.**

કવિ નર્મદાશંકર સાહિત્ય સેવક અને સુધારક. તે પણ સુરતના.

શ્રીમન્ નૃસિંહાચાર્ય મહારાજ કે જેમના પંથમાં ઘણે ભાગે વિદ્વાન અને અમલદાર વર્ગ છે, તે પણ સુરતના.

શેઠ પ્રેમચંદ રાયચંદ શેર દલાલ, તાજ વગરના રાજા કહેવાતા, અને સટ્ટામાં નેપોલીયન તરીકે ઓળખાતા. તેમની પૂંજી એક વખત ત્રણ કરોડની અંકાતી. એમણે વાવ કુવાઓ, નિશાળો, ધર્મશાળાઓ, અનાથાશ્રમો, ટ્રેઈનીંગ કોલેજો, ભોજન શાળાઓ, સદાવૃતો, યુનીવર્સીટીની સ્કોલરશીપો વિગેરે પાછળ પચાસ લાખની સખાવત કરી છે. મુંબાઈમાં રાજાબાઈ ટાવર પણ એમણેજ, પોતાની માના નામથી બંધાવ્યો છે. શેર અથવા સોનાના ભાવ વિષે કોઈ પૂછતું કે શું ભાવ છે? તો જવાબ મળતો કે આજે તો આ ભાવ છે, પણ કાલના ભાવ તો પ્રેમચંદ રાયચંદ જાણે. એટલે કે પ્રેમચંદ રાયચંદ ધારે તે ભાવ બોલાવી શકતા. આવો પ્રેમચંદ રાયચંદ તે કોણ છે, તે જોવા માટે એમને વિકટોરીયા રાણીએ વિલાત

બોલાવ્યા હતા, પણ જાતે નહીં જતાં પોતાની છબી મોકલી આપી હતી, એ પ્રેમચંદ રાયચંદ પણ સુરતના.

રા૦ ચુનીલાલ ધરમદાસ સરૈયા, જેમણે મુંબાઈમાં સ્પીસી બેંક કાઢી હતી, અને સુરત કલકત્તા વિગેરેમાં શાખા કાઢી હતી, અને ચાંદીના ભાવમાં દુનીયામાં ઉથલપાથલ કરી મૂકી હતી, અને જે ચાંદીના રાજા કહેવાયા હતા, તે પણ સુરતના.

રા૦ નવલરામ જે સાક્ષર તરીકે પ્રખ્યાત થઈ ગયા તે પણ સુરતના.

રા૦ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ, ગુજરાતી સાહીત્ય ખીલવવામાં સારો પ્રયત્ન કરનાર, અને "ગુજરાતી" પત્રના સંસ્થાપક. એમના વડવાઓએ અકબર બાદશાહના દરબારમાં સારી સેવાઓ બજાવેલી, તેના બદલામાં તેમને દેસાઈનો ઈલ્કાબ મળેલો, તે પણ સુરતના.

રા૦ બ૦ નગીનચંદ ઝવેરચંદ ઝવેરી, કરોડો રૂપીઆનો મોતીનો વેપાર ચલાવતા, અને જેઓ મોતીના રાજા કહેવાઈ ગયા, તે પણ સુરતના.

પ્રોફેસર ટી૦ કે૦ ગજ્જર, એમણે રસાયન શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો, અને વડોદરાના કળાભવનના પ્રીન્સીપાલ થયા હતા, પછી પોતાની ખાનગી લેબોરેટરી કાઢી હતી.

મુંબઈમાં વીકટોરીયા રાણીના બાવલા પર, કોઇ બદમાશે ડાઘ લગાડયા હતા, તે કોઈથી નીકળી શકયા નહીં. અને આખરે એમણે એ કામ માથે લીધું, અને ડાઘ કાઢીને બાવલું અસલ સ્થીતીમાં કરી આપ્યું. તેથી વિલાત સુધી એમની નામના થઇ, તે પણ સુરતના.

એડવોકેટ રા૦ કનૈયાલાલ માણેકલાલ મુનશી જે ગુજરાતની સાહિત્ય સંસદના પ્રમુખ છે તેમણે પણ સુરતમાં કેળવણી લીધેલી.

રા૦ નંદનાથ કેદારનાથ દિક્ષિત જેઓ ગાયકવાડી રાજ્યમાં વિદ્યાધિકારીનો મોટો ઓદ્ધો ભોગવે છે તે પણ સુરતના.

મુંબાઈમાં તલકચંદ શાપુરજીની શેર બજારમાં આફીસ છે. તે રા૦ તલકચંદ પણ સુરતના અને શેઠ શાપુરજી પણ સુરત પાસે ભરૂચના.

એ શિવાય મોટા મોટા અમલદારો અને શેઠીયાઓએ દુનીયામાં નામ કાઢેલાં છે, તેનું લીસ્ટ બનાવવા બેસીયે તો એક પુસ્તક થાય. માટે સુરત તો નરરત્નોની ખાણ છે. સુરત સહેલાણી કહેવાય છે, એટલે કે ખાવે પીવે, પહેરવે ઓઢવે શોખીન છે. સુરતમાં આઠ વાર અને નવ તહેવાર કહેવાય છે. કાશીનું મરણ અને સુરતનું જમણ સારૂં કહેવાય છે. અહીં ટાઢ તડકો અને વરસાદ નિયમસર હોય છે. એમ કહેવાય છે કે

અહીં અશ્વનીકુમારમાં સ્મશાન ભૂમી છે, તે કુંવારી જગા છે. સુરત જાત્રાનું સ્થળ કહેવાય છે, અને એ જીલ્લામાં ઘણાંજ જાત્રાનાં સ્થળો આવેલાં છે.

---

## ૩૪ ઠગોથી ચેતતા રહેજો ભાગ ૧.

કેટલાક હરામખોરો એવા હોય છે કે, કોઈ સારો ધંધો કે નોકરી કરેજ નહીં, પણ ચોરી કે ઠગાઇ કરીને કે છેતરીને પોતાનું ગુજરાન ચલાવે છે. આવા લોકો જાતજાતની કળાઓ વાપરીને લોકોને ઠગે છે, માટે એવા લોકોથી સાવચેત રહેવાની જરૂર છે. જે માણસ લોભ રાખતો નથી, અને પ્રમાણિકપણે પૈસો પેદા કરવાની દાનત રાખે છે, તે એકદમ ઠગના સપાટામાં આવતો નથી. કેવી કેવી રીતની ઠગાઈઓ થાય છે તેના કેટલાક નમુના નીચે લખીયે છીયે, એટલે ઠગ વિદ્યાનો કંઇક ખ્યાલ આવશે.

રસ્તે ચાલતાં કોઇ કહેશે કે, તમે મને એક વખત મળ્યા હતા, અને આપણે દોસ્તી થઈ હતી, ચાલો આપણે ફરવા જઈએ; આવું કહે તેની ચોકકસ ખાત્રી કર્યા શિવાય તેની સાથે જશો નહીં. કારણકે ઠગ લોકો આવો ઢોંગ કરીને, તમને ગમે ત્યાં ઘસડી જઈને લુંટી લેવાનો વિચાર રાખે છે.

રમવાનાં પાનાંમાંથી બે સાદાં અને એક રાજા કે રાણીના પુતળાવાળું પ-તું લઈને, કોઈ ઠગ રસ્તામાં ઉભો રહે છે. અને કોઈ તમારા જેવો ભીલ્લુ આવતો જણાય કે, જમીન પર ત્રણ પતાં ખુલ્લાં મૂકે છે. તેની સાથેના બેએક ગોઠીયા, બીજા વેશમાં રમનાર ઘરાક થઈને તેની સામે બેસે છે, અને બેએક ગોઠીયા થોડે દુર કોઈ પોલીસ આવતો હોય, તેની તપાસ કરવા ફરે છે. પેલા પાના આગળ, રસ્તે જનારા બીજાઓ પણ ઉભા રહે છે, અને તમે પણ ઉભા રહેશો. પેલો ઠગ કહેશે કે "જુઓ આ બે પાનાં સાદાં, દુઓ ને છકકો છે, અને આ ત્રીજું પાનું ચોકટનો રાજા (સુરત) છે. આ ત્રણ પત્તાં ઉંધાં નાંખું તેમાંથી, જે માણસ સુરતનું પ-તું પકડી આપે, તેને એકના દસ મળશે. દેખો બાબા નીઘાંકા કામ હે, એ મૂરત ઝાલે સો જીતે" વિગેરે વિગેરે સફાઈથી કહીને તમારા દેખતાં ત્રણે પત્તાં જમીન પર ઉંધાં, છુટાં છુટાં મૂકે છે, અને તેની જગા આમથી તેમ ફેરવ્યા કરે છે, અને પછી કહે છે કે એક પત્તા પર પૈસા મૂકો, અને જો તે મૂરતવાળું પાનું નીકળશે, તો એકના દસ કરીને તમને પૈસા આપીશું. તેનો ગોઠીયો રાજાવાળા પાના પર પાવલી મૂકે છે, અને અઢી રૂપીઆ જીતી જાય છે. વળી પેલો, એક સાદું પાનું જમીન પરથી ઉંધુ ઉપાડે છે અને બીજા હાથથી બીજું ઉપાડે છે, અને તેજ હાથથી સાદા પાનાની નીચે, રાજાનું

પાનું ઉંધું ઉપાડી લે છે, અને તમારા સામે ધરીને બતાવે છે, કે આ રાજાને પકડે તે જીતે. એમ કહીને જમીન પર વારાફરતી ત્રણે પત્તાં ઉંધાં નાંખે છે, અને આમથી તેમ જમીન પર તેની જગા ફેરવી નાંખે છે, અને કહે છે કે મૂરત પર પૈસા મૂકો. વળી તેનો ગોઠીયો એક ઉંધા પત્તા પર પૈસા મૂકે છે, અને તેનું જોઈને બીજાઓ તેમજ તમે કંઈ પણ મૂકશો અને જીતશો એટલે પાનાવાળો ઠગ, પોતાનો ગોઠીયો જે જીતે છે અને બીજાને જીતાડે છે, તેને કહે છે કે તું અહીંથી ચાલ્યો જા. એમ કહીને બંને જણા ગોલા લડાઈ જેવી તકરાર કરે છે, અને છેવટે પાનાવાળો ઠગ કહે છે કે, એટલી બધી હોશીયારી બતાવે છે તો, ચાર આઠ આનાથી શું રમે છે? મૂક પાંચ પચીસ રૂપીઆ. ત્યારે પેલો સામાવાળો કબુલ થાય છે અને બધાને પણ કહે છે કે, જેટલા રૂપીઆ હોય તેટલા, હું બતાવું તે પત્તા પર મૂકો; મારે એને બતાવવું છે કે, એને પણ કોઈ માથાનો મળ્યો હતો. આ સાંભળીને તમે બધા તે પાના પર પૈસા મૂકશો, અને તે ખાલી પત્તુ દેખાશે, એટલે બગાસાં ખાઈને સૌ સૌને ઘેર ચાલ્યા જશે, અને તમારૂં પણ તેમજ.

આ વખતે પાનું ખાલી નીકળવાનું કારણ એ કે, જે હાથમાં બે પત્તાં છે, તેમાંથી ઉંધું ને ઉંધું જમીન પર મૂકે

તો, રાજાનુંજ પત્તું હોવું જોઇએ. પણ જ્યારે તમને હરાવવા હોય, ત્યારે જમીન પર નાંખતી વખતે, રાજાના પાના ઉપર એકાદ ઈંચને છેટે, સાદું પાનું અધર પકડી રાખ્યું હોય તે, પહેલાં સેરવી દે છે, અને પછી રાજાનું પત્તું મૂકે છે. અને તે એવી સફાઈથી કામ કરે છે કે, તમને માલમજ પડતું નથી. આવા ઠગથી ચેતતા રહેજો, અને જ્યાં આવું દેખાય ત્યાં, અમથા પણ ઉભા રહેશો નહીં. આ લખાણથી કદાચ તમને બરાબર સમજણ પડશે નહી, પણ જો તમે આવા માણસને રસ્તામાં ખેલ કરતો જોશો, તો તમને તરત સમજણ પડી જશે, અને પછી ત્યાંથી ચાલતાજ થશો.

*　　*　　*　　*

તમે બહારગામ જવાને, દોડધામ કરીને આગગાડીમાં ચઢી જાઓ, અને ગાડી ઉપડે એટલે નિરાંતે ડગલો ઉતારી અંદનના ખીસામાંથી રૂપીઆ, પૈસા, વીંટી વિગેરે બધું કાઢીને, એકવગે કરવાને એક રૂમાલમાં બાંધી દો, અથવા ખીસાના પાકીટમાં મૂકી દો છો. આ બધું તમે કરો છો ત્યારે, તમે જાણે પોતાના ઘરમાંજ બેઠા છો એમ ધારો છો. પણ તમારી સાથે એક ઠગ બેઠો હોય છે, તે બારીક નીઘા રાખે છે અને તમારા રૂમાલમાં દસની નોટો કેટલી, પાંચની કેટલી, છુટા રૂપીઆ કેટલા અને પરચુટણ કેટલું, તે બધું તે ધ્યાનમાં રાખે છે, અને જ્યારે કોઇ સ્ટેશન આવે ત્યારે, પોલીસ પાસે

જઈને કહે છે કે, મારૂં જોખમનું પોટલું ચોરાયું છે તેમાં આટઆટલી ચીજ છે. તમે તો વારાફરતી ખરચ કીધેલો હોય, એટલે તમને યાદ પણ નહી હોય કે તમારા ખીસામાં કેટલું નાણું વધ્યું છે. માટે તમારે ચોર તરીકે પકડાઇને સિપાઈ દાદાની જોડે જવું પડે. ઉલટો ચોર કોટવાલને દંડે એવું થાય. માટે રેલ્વેમાં આપણું નાણું બીજાને દેખાવું નહીં જોઇએ.

---

## ૩૫ ઠગોથી ચેતતા રહેજો ભાગ–૨.

તમે રસ્તેથી જતા હો અને તમારા ખમીસની બાંયનો કફ ઢીલો હોય, અને તેમાં હીરા અથવા સોનાનું બટન લટકતું હોય, તો કોઇ ઠગ તમારી પાસેથી એવો જોરમાં પસાર થશે, અને તેનીજ સાથે એવી રીતે ચીપટીથી બટન તોડતો જશે, કે તમે તો એમજ સમજો કે, આ બીચારાને આપણો ધક્કો લાગ્યો; પેલો પણ જરાક પાછું ફરીને જોશે, અને તમને લાગ્યું હોય તેની માફી માંગતો હોય, એવો ચ્હેરો કરીને ચાલતો થશે. તમારા હાથને આચકો લાગ્યો હોય અને બટન તરફ તમારી નીધાં જાય, તો તમે ધારશો કે અથડા-મણમાં બટન તૂટીને ભોંય પર પડયું હશે, માટે તમે ત્યાં

શોધવા માંડશો, પણ બટન જડવાનું કયાંથી? તે તો પેલો ઠગ લઈને કયાંનો ક્યાં ચાલ્યો ગયો.

*  *  *  *

રસ્તે ચાલતાં કોઈ તમારી સાથે વાત્તે વળગશે, અને નીઘા ચુકવી એક ખીસાનું પાકીટ જમીન પર ફેંકી દેશે, તમારા દેખતાં તે પાકીટ ઉપાડીને તમને કહેશે કે, મને આ પાકીટ જડયું છે તેની વાત કોઈને કરશો નહીં, હું તમને પણ અડધો ભાગ આપીશ. તમે લલચાઈને તેની સાથે એકાંત જગા તરફ જશો એટલે બીજો એક જણ એવું કહેતો આવશે કે " ભાઈ, તમને કોઈને મારૂં પાકીટ જડયું છે? એમાં દસ તોલા સોનાની ઢાળકી છે. અને બસો ચારસો રૂપીઆના નંગપાનાં છે." તમે તેને ના કહીને વિદાય કરશો, અને ભાગ વહેંચવા બેસી જશો, તેમાં આખરે એવુ ઠરશે કે, પાકીટ તમારે લઈ લેવું, અને અમુક રૂપીઆ તમારે પેલાને આપવા. તમારી પાસે રૂપીઆ નહીં હોય તો, તમે કંઠી કંદોરો જે પહેર્યું હશે તે આપશો, કારણ કે તમે સાંભળ્યું છે કે, પાકીટમાં ચારસો પાંચસોનો માલ છે. ઘેર જઈને પાકીટમાંની ચીજોને બરાબર તપાસશો તો માલમ પડશે કે ઢાળકી પીત્તળની છે અને નંગ કાચના ટુકડા છે.

*  *  *  *

કોઈ અજાણ્યો માણસ તમારા ઘર આગળ આવીને કહેકે, " આટલી મારી ટ્રંક તમારે ત્યાં મુકવા દોની? હું

બહાર ગાંમથી આવ્યો છું, અને મારા દોસ્તદારનું ઘર ચોખવું છે, તે પેટી લઈને બધે ક્યાં ફરૂં ?" તો તમે હા કહીને તે રાખતા નહીં, કારણ કે તે માલ કદાચ ચોરીનો હશે, અને બે દિવસ વાત થંડી પડયા પછી તમારે ત્યાંથી લઈ જવાનો વિચાર રાખ્યો હશે. પણ એટલામાં તે પકડાઈ ગયો, તો પોલીસનું મામેરૂં તમારે ઘેર આવશે, અને તમે ચોરીનો માલ વગે કરવા વાળા છો, એમ કહીને તમને પકડશે. પછી સાક્ષી પુરાવા આપીને તમે કદાચ છુટી પણ જાઓ, તો પણ તમને ખરચ ઘણો થઈ જશે. કેટલીક વખત આવી પેટી-ઓમાંથી ખુન કરેલાં મુડદાં પણ નીકળે છે.

*　　　*　　　*　　　*

કેટલાક ઠગ શહેર બહાર, ચાર આઠ દિવસ માટે એક બંગલો ભાડે રાખે છે, અને એક જણ શેઠ થાય, એક મુનીમ થાય, એક ભૈયો થાય, અને એક જણ શહેરમાં કોઇ વેપારીને ત્યાં દલાલ થઈને જાય છે. અને કહે છે કે એક શેઠને માલ જોઇએ છે, માટે સારામાં સારો માલ લઇને ચાલો, મને દલાલી સારી આપશો તો, સારો લાભ કરાવીશ. ગઇ ખેપે ફલાણા વેપારીને લઇ ગયો હતો, પણ દલાલીમાંથી કાપકુપ કીધી માટે આ વખતે તેને છોડી દીધો છે, અને તમારે ત્યાં આવ્યો છું. પેલો વેપારી દલાલ સાથે માલ લઈને જાય છે, અને મોટી આશાઓના મહેલ બાંધે છે કે,

બને તો આજે એકના ચાર કરવા છે. પણ ત્યાં પહોંચ્યા પછી પેલા ઠગો એનો માલ લુંટી લઈને મારીને કાઢી મૂકે છે, અને વેપારી, પહેરે કપડે જેમ તેમ જીવ બચાવીને ઘેર ચાલ્યો આવે છે. અને કદાચ પોલીસને લઇને બંગલે જાય છે, તો બંગલો ખાલી ખમ !

*　　　*　　　*　　　*

કોઈ વાર કોઈ ઠગ ખડા ઠાઠમાં રસ્તામાં ઉભો રહે છે, અને એના લાયકનો કોઈ માણસ, એની પાસેથી પસાર થાય તો, તેને પુછે છે કે "ભાઈ! ફલાણા માણસનું ઘર કયાં આવ્યું ?" અને એમ વાત કરતાં કરતાં તેને કહે છે કે, તમારા પેટમાં ફલાણી જાતનો રોગ છે, તેની હું દવા કહું તે આઠ દસ દિવસ ખાશો તો મટી જશે. પેલો માણસ હા કહે છે, એટલે ઠગ દસ વીસ દવાનાં નામ બોલી જાય છે, પેલો માણસ કાગળ પર લખવા માંડે છે, તો ઠગ કહે છે કે લખશો નહીં, એ તો ફકીરી ટુચકો છે માટે મોઢે યાદ રાખો. એમ કરીને ફરીથી નામ બોલવા માંડે છે, પણ તે નામ એવાં અટપટાં હોય છે કે,પેલાને યાદ રહેજ નહીં. ઠગ કહે છે કે ચાલો કોઈ ગાંધીની દુકાનેથી અપાવી દઉં. ગાંધીને ત્યાંથી જાણીતી બે ચાર ચીજ બંધાવે છે, અને ગાંધીને ત્યાં નહીં મલતી ચીજો માટે કોઈ હકીમની દુકાન શોધીને, તેને ત્યાંથી પરીક્ષા કરી કરીને, એકેક ચીજ કઢાવતો

જાય છે અને ખંડાવતો જાય છે. દવા તૈયાર થઈ કે હકીમ તેને પડીકું આપે છે, અને કહે છે કે વીસ રૂપીયા આપો. પેલો ઠગ તો ત્યાંથી ચાલ્યો જાય છે, અને હકીમ પેલા માણસને કહે છે કે, આવો સારો દવાનો જાણનાર તમને કયાંથી મળ્યો ? એ તો બહુ હોશીયાર જણાય છે. પછી પેલો બિચારો દવા લઈને ઘેર આવે છે, અને ઠગે કહેલું હતું કે એ દવા પર કોઈની નજર પડે નહીં, એ પ્રમાણે છાનામાના દવા ખાયા કરજો, તે પ્રમાણે રોજ ખાય છે. પણ આ બિચારાને ખબર કયાં છે કે આ હકીમ સાથે ઠગ મળેલો છે, અને તે તેની દુકાનની નજીકમાંજ કોઈ શિકાર શોધતો ફર્યાજ કરે છે. માટે દરેક માણુસે આવા ઠગ સાથે જતાં પહેલાં વિચાર કરવો જોઈએ કે, અજાણ્યો માણુસ મારા પર આટલો બધો પ્રેમ બતાવે છે તેનું કારણ શું ?

ઉપલી હકીકત ચોપડીમાં છપાવવા માટે લખ્યા પછી થોડા દહાડામાં પાયધોની આગળ આવો ઠગ હમને મળ્યો હતો અને હમને તો આવી વાતની ખબર હતી માટે ઠગાતા બચી ગયા હતા, અને "મુંબાઈમાં ફરતા સફેદ ઠગો" એવા મથાળા નીચે આ વાત છાપાઓમાં છપાવીને હમે લોકોને વાકેફ કીધા હતા.

*　　*　　*　　*

રસ્તે ચાલતાં કોઈ તમને રળાવવાની લાલચ આપીને સાથે તેડી જાય, તો એકદમ જવું નહી. કારણ કે કેટલીક

વાર સાથે લઈ જઈ, જુગાર રમાડી હરાવીને પૈસા લઈ લે છે, અને પૈસા નહીં હોય તો ખાતું પડાવી લે છે, અને મારના ધાકથી ખાતું પાડી આપવું પડે છે. તમે જો આવા સપાટામાં આવો, અને જો શરમાયા વગર પોલીસને કહેશો તો ફાયદો થશે.

*   *   *   *

બે એક તોલા સોનાના પોલા દાણાની પોટલી લઇને, કોઈ ઠગ કોઈ માણસ પાસે જાય છે, અને કહે છે કે આ પોટલી વેચવી છે. પેલો માણસ ચાળીસેકનો માલ ધારે છે, અને પોતાને નહીં સમજણ પડે તો, બીજાને બતાવીને ખાત્રી કરી આવે છે. અને માલ ખરો છે એવી ખાત્રી થયા પછી, ત્રીસ રૂપીએ માંગે છે. ઠગ ના કહીને ચાલવા માંડે છે, અને વળી કહે છે કે માલ બરાબર જુવો, અને એમ કરીને પોટલી ઉઘાડીને તેના હાથમાં આપે છે. આખરે પેલો માણસ પાંત્રીસ રૂપીએ માંગે છે, પણ ઠગ તે પોટલી લઈને, હોહા કરીને કહે છે કે ભાઈ! હું અટકી બેઠો છું માટે વેચ્યા વિના છુટકો નથી, માટે લાવો પાંત્રીસ તો પાંત્રીસ. આમ કહીને પોટલી પેલા પર ફેંકે છે, અને રૂપીઆ લઈ ચાલતો થાય છે. પેલો માણસ પુરસદે પોટલી ખોલે છે, ત્યારે માલમ પડે છે કે આમાં તો પિત્તળના દાણા છે. પોટલીનો કટકો પણ તેવો, ગાંઠ પણ તેવીજ, પણ છેલ્લી

વખતે પોટલી બદલાઈ ગઈ. માટે આવો સોદો આવે ત્યારે, છેલ્લા રૂપીઆ ગણતી વખતે, માલ પોતાના તાબામાં લઈને, તપાસીને પછીજ રૂપીઆ આપવા. આવી જાતની ઠગાઈ કરવાવાળા છોકરાંઓ તથા સ્ત્રિઓ પણ હોય છે, તે ધ્યાનમાં રાખી ભોળવાતા નહીં.

*  *  *  *

---

## ૩૬ ઠગોથી ચેતતા રહેજો ભાગ—૩.

કેટલીક વાર કોઈ ઠગ સોના ચાંદીની દુકાને, કે ઝીક-ચળકની કે મોતીની કે એવી કોઈ કીંમતી ચીજની દુકાને જાય છે, માલની કીંમત ઠેરવે છે, માલ બંધાવે છે, અને પડીકું કે પોટલી જે હોય તે, પાછું છોડીને તપાસી જુવે છે, પાછું બાંધી દે છે અને ગજવામાં મુકે છે. પછી હિસાબ ગણતી વખતે વટાવ વિગેરેમાં વાંધો પાડી, માલ પાછો આપી ચાલતો થાય છે. માલધણી જાણે છે કે એ તો માલ લઈ જયા વગર રહેવાનો નથી, પણ જેટલું કસાય તેટલું કસે છે. પણ જ્યારે પેલો નથી આવતો, ત્યારે માલ છોડીને ઠેકાણે મુકવા જાય છે, ત્યારે માલમ પડે છે કે, ખરો માલ બદલાઈ ગયો અને ખોટો આવ્યો છે.

આનું કારણ એકે જે દુકાને ઠગે જવા ધાર્યું હોય, તે દુકાનમાં કાગળ કે કપડું કે દોરો કેવી જાતના વપરાય

છે તે જાણી લે છે, અને અમુક વજનનું ખોટા માલનું પડીકું બાંધીને બદનના એક ખીસામાં રાખે છે. દુકાનદારને ત્યાં જઈ તેટલાજ વજનનો ખરો માલ જોખાવે છે, બંધાવે છે અને માલ ફરી તપાસવાને બ્હાને, ઉકેલીને જોઈને, પોતાને હાથે ગજવાની અંદરના પડીકા જેવું પડીકું બાંધીને, ખીસાના નીચલા પડમાં મુકીને, પછી વટાવની તકરાર કરે છે, અને ઉપલા પડમાંથી ખોટું પડીકું આપીને ચાલતો થાય છે.

* * * *

કોઈ ઠગ બરફી પેંડાવાળાની દુકાને જઈ, બે હજાર પેંડાનો ઓરડર આપી આવે છે, અને બ્હાના તરીકે બે ચાર રૂપીઆ પણ આપતો જાય છે. પછી જે વખતે પેંડા લેવા જવું હોય, તેના એક કલાક અગાડી, કોઇ સોના ચાંદીવાળાની દુકાને જઈ, દોઢ હજારનો માલ લે છે, અને કહે છે કે કોઈ માણસને મારી સાથે ગાડીમાં મોકલો, હું પેલા બજારમાંથી રૂપીઆ અપાવી દઉં. પેંડાવાળાની દુકાને ગાડી ઉભી રાખી પેલા માણસને કહે છે કે આ દુકાનમાં જાઓ, તમને પંદરસો આપી દેશે, મારે જરા ઉતાવળ છે એટલે હું તો ચાલ્યો જાઉં છું. આમ કરીને ઘાંટો પાડીને દુકાનદારને પણ કહે છે કે શેઠ ! આ મહેતાજીને પંદરસો આપજો, બાકીના હું પછી લઈ જઈશ. દુકાનદાર કહે છે કે ઠીક. પેલા મહેતાજી દુકાનમાં જાય છે, એટલે દુકાનદાર પુછે છે કે મજુરને માથે લઈ જશો કે

ગાડીમાં ? મહેતાજી તો અજાયબ થાય છે કે, પંદરસોની નોટ માટે મજુર કે ગાડી શેના ? અને દુકાનદારને પુછે છે કે એમાં વળી ગાડી શેની ? ત્યારે દુકાનદાર કહે છે કે ભાઇ ? પંદરસેં પેંડાનો છ સાત મણ બોજો છે, તે ગાડી શિવાય શી રીતે લઈ જવાના ? તમે પંદરસેં પેંડાનાજ પૈસા આપવાના છો, કે પુરા આપવાના છો ? કેટલા રૂપીઆની રસીદ બનાવું ? અહીં મહેતો સમજી જાય છે કે આતો ઠગાયા છીયે, અને પેંડાવાળાને પણ પોક મુકવાનું કહીને પોતાના શેઠને સનાનના સમાચાર કહેવા જાય છે.

* * * *

કોઈ વાર સાધારણ સ્થિતિના માણસનું નામ જાણી લઈ, તે પોતાના ઘરમાંથી બહાર જાય પછી થોડી વારે, ઠગ તેના ઘરમાં જઈને તેની બૈરીને કહે છે કે ફલાણા ભાઇએ અધમણ ઘી માય એટલું મોટું તપેલું મંગાવ્યું છે તે આપો. પેલી સ્ત્રી પૂછે છે કે એટલું બધું ઘી આજે શા માટે લાવે છે ? ત્યારે પેલો કહે છે કે બજારમાં એક જણ સારૂ ઘી લાવ્યો છે, અને ઓછે ભાવે મળ્યું, માટે બે ચાર ભાગીયા થઇને લીધું છે. મને શેઠે કહ્યું કે તેં આપણું ઘર દીઠેલું છે માટે તપેલું લઈ આવ. પેલી તપેલું આપે છે અને તેનો ધણી ઘેર આવે છે ત્યારે ઘીનું પૂછે છે, તો પેલો કહે છે કે મેં તો

ઘી બી કંઈ લીધું નથી, એ તો એમ કરીને કોઈ તપેલું વઢ્ઢડાવી ગયો.

*   *   *   *

કેટલાંક જાત્રાનાં સ્થળોમાં બહું ભીડ થાય છે, અને જાત્રામાં ઘણા લોકો પોતાના દેશની પાઘડી પહેરવાને બદલે ફેંટા બાંધે છે; કારણ કે તેને દબાઈ જવાની ફીકર રહેતી નથી. હવે આવી ભીડમાં કોઈ ઉઘાડા માથાવાળો ઠગ, પોતાની આગળ ચાલનારની પાઘડી ( ફેંટો ) ઉઠાવીને પોતાની બગલમાં દબાવી દે છે. પેલો માણુસ પાછું ફરીને આમ તેમ ફાંફાં મારે છે, પણ ઘણા માણસની ગીડદીમાં કોને પૂછે? પેલો ઠગ તેને સામો પૂછે છે કે, કેમ ભાઈ! તમારી પાઘડી ઉપડી ગઈ કે શું! પેલો કહે છે કે હા. ઠગ કહે છે કે ભલા માણુસ! આવી ભીડમાં તે પાઘડી માથા પર રખાતી હશે? જોની! મેં મારી પાઘડી બગલમાં કેવી રાખી છે? તેમ રાખવી જોઈએ, નહીં તો ઠગ લોકો ઉઠાવી જાય. એમ કહીને પોતાની બંધ બગલ બતાવે છે જેમાં પાઘડી જેવું કંઈ દેખાય છે, પણ આ પોતાનીજ પાઘડી છે, એમ પેલા માણુસને શક આવતો નથી અને ચોર તો મુદા માલ સાથે, સામે ઉભો રહીને વાત કરે છે, છતાં પણ બોડકે માથે ઘેર જવુ પડે છે.

*   *   *   *

પંદર વીસ સાધુની ઝુંડ એક મહોલ્લામાં આવે છે, અને ચાર જણા એક ઘરમાં ઘુસે છે, અને ઘરના માલીક સાથે વાતો કરવા મંડી જાય છે. પેલો સાધુના વેશથી અંજાઇ જાય છે અથવા બીહે છે કે કદાચ સાધુ ગુસ્સે થઇને શ્રાપ દેશે, તેથી એમ બોલી શકતો નથી "કે એકદમ શા માટે ઘરમાં ઘુસી આવે છે? બહાર નીકળ." બીજા સાધુઓ આસપાસ કે સામા ઘરના ઓટલા પર વેરાતા વેરાતા બેસે છે, અને જે ઘરમાં પેલા ચાર પાંચ જણ ઘુસ્યા છે, તે ઘરનાં નામો તથા ઇતીહાસ ચાલાકીથી પૂછી લે છે. અને પેલા ચાર પાંચને ઈસારતથી સમજાવીદે છે, અથવા પોતે તે ઘરમાં ઘુસી જાય છે, અને ઘરધણીની સાથે વાતમાં ને વાતમાં કહી નાંખે છે કે બચ્ચા! તારા દાદાનું નામ ફલાંણું, તારી બૈરી વિગેરેનાં નામ ફલાણા, તારો એક છોકરો ફલાણા રોગથી મરી ગયો, હવે તને એક છોકરો થશે, તેને આ ભભુતી આપું છું તે ચોળજે, એટલે જીવતો રહેશે, વિગેરે વિગેરે કહે છે.

એટલે પેલો માણસ તો આ લોકોને ભગવાનનો અવતાર માને છે. પણ એટલો વિચાર નથી કરતો કે, આ કળીયુગમાં તો જમીનથી એક વેંત અધ્ધર ચાલનારાં માણસો પણ દેખાશે, પણ તેવા લોકો પણ ભગવાન કે દેવતા કહેવાય નહીં. અને આ બિચારો તો દસ વીસ કે સો પચાસના ખાડામાં ઉતરી

જાય છે. અને પછી મહોલ્લાવાળાથી એને ખબર પડે છે કે આતો બધી હકીકતથી વાકેફ થઇને ઘરમાં આવ્યા હતા, અને તેથીજ બધાનાં નામ કહેતા હતા, ત્યારે માથે હાથ દઈને રડે છે.

*  *  *  *

કોઇ વાર બે ત્રણ ઠગ સારાં કપડાં પહેરી, કોઈ મહોલ્લામાંથી પસાર થતા હોય, ત્યારે કોઈ કાપડના કે બીજા કોઈ માલના ફેરીયાને આવતો જુવે છે, તો તરત કોઈ ઘરનાં બંધ બારણાં હોય અથવા અરધાં ઉઘાડાં હોય, તેને ઓટલે ચઢી જાય છે, અને જાણે પોતાનુંજ ઘર હોય તેમ, ટોપી ઉતારી નિરાંતે બેસીને વાતો કરે છે. એટલામાં પેલો ફેરીઓ આવે છે તેની પાસેથી ભાવ ઠેરવીને માલ લે છે, અને કેટલોક માલ નક્કી લીધો અને કેટલોક ઘરમાં બતાવવા માટે જાંગડ રાખીને કહે છે કે, મોટા કાકા બહાર ગયા છે તેને બતાવીશું અને બનતાં સુધી તો જાંગડ છે તે પણ રાખી લઈશું, પણ ભાવમાં કંઇ ઓછું થાય તેમ કરજો, તમારા સત પર રૂપીએ બે આના ખાઇને આપજો, કાલે આથી જરા વહેલા આવજો, અને તમારૂં બીલ ચુકતે લઈ જજો. પેલો ફેરીયો માલ આપીને જાય છે અને પેલાઓ પોતાને રસ્તે પડે છે. બીજે દિવસે ફેરીયો આવીને બારણું ઠોકે છે ત્યારે તેને માલમ પડે છે, કે, આ ઘરમાંના કોઈ માણસે માલ લીધો નથી, કારણ કે

એમાં તો બિચારી એક ડોશી અને તેની દીકરીજ રહે છે, એમ પૂછ પરછ કરવાથી ખાત્રી થાય છે, માટે દીવેલ પીધા જેવું મોઢું કરીને ફેરીયો પાછો ચાલ્યો જાય છે. માટે તમારો ફેરીનો ધંધો હોય તો ચેતતા રહેજો.

* * * *

કહેવત છે કે વાત ન કરીએ વાટે. વાત ન કરીએ ઘાટે, વાત ન કરીએ રાતે. કારણ કે કેટલીક વખતે આપણે ધારીએ છીયે કે બીજું કોઇ આપણી વાત સાંભળતું નથી, પણ તે વાત સાંભળીને ઠગ લોકો લાભ લઈ લે છે. કોઈ બાઈની બંગડીની ખીલીઓ કરાવવાની હોય, અને તેણે પોતાના ધણીને બેચાર વખત કહ્યું હોય, ત્યારે તે એક વખત પુરસદ મેળવીને સોનીની દુકાને જાય. પણ ત્યાં ગયા પછી માલમ પડે કે બંગડીઓ ઘેર ભૂલીને આવ્યા, તેથી સોનીને કહે કે તમારા ગુમાસ્તા મગનને મારે ઘેર મોકલીને દાબડી મંગાવી લોની! સોની કહે કે મગનતો આજે આવ્યો નથી, અને આ છગનો છે, તેણે તમારૂં ઘર જોયું નથી.

પેલો માણસ મોટેથી છગનાને ઘરની નીશાની આપીને કહે છે કે, હીંચકાની બાજુમાં રેશમી કપડાંનું કબાટ છે, તેમાં પાઘડી મૂકવાનો દાબડો છે, તેમાં લાકડાની લીલા રંગની દાબડીમાં ગુલાબ વેલાની ચાર બંગડીઓ છે, તે દાબડી તારી નવી કાકી પાસેથી લઇ આવ. નીશાનીમાં કહે જે કે ચાર

ચાર આના વધારે આપીને આજે નાટકની ત્રણ ટીકીટો લાવ્યા છે તે. આ વાત રસ્તા પર ઉભેલા બે ઠગ સાંભળે છે. તેમાંનો એક ઠગ દોડતો નીશાની વાળે ઘેર જઈને, સોનીના ગુમાસ્તાનો ડોળ કરી, નવી કાકી પાસેથી બંગડી લઈ આવે છે. અને બીજો ઠગ મહોલ્લાને નાકે ઉભો રહે છે, અને છગનો આવે તેની સાથે વાતે વળગી પાસેના હોટલમાં લઈ જાય છે, અને બીજે ઠેકાણે સારા પગારની નોકરી અપાવવાની લાલચ આપે છે. થોડોક વખત પછી છગનો નવી કાકી પાસે બંગડી લેવા જાય છે, અને ત્યાંથી વીલે મોઢે પાછો આવી વાત કરે છે, ત્યારે દોડધામ થઈ રહે છે, અને છગનાનો ખરો ખુલાસો સાંભળે છે ત્યારે, સમજાય છે કે વાત સાંભળીને કોઈ ઠગ બનાવી ગયો, માટે ગોળને પાણીએ નહાવાનું થયું.

* * * *

---

## ૩૭ ઠગોથી ચેતતા રહેજો ભાગ ૪.

કોઈ દુકાન પર પાંચ સાત ઘરાક ઉભા હોય, ત્યાં કોઈ ઠગ જાય છે, સાત આઠ રૂપીયાનો માલ પસંદ કરે છે અને પછી યુકિતથી બીજા ઘરાકની પાછળ ઉભો રહીને, દસ રૂપીઆની નોટ આપવા માંડે છે. વેપારી લાંબો હાથ કરીને લેવા જાય છે, એટલે પેલો ઠગ પોતાનો હાથ પાછો ખેંચી લે છે. વેપારી તો બીજા ઘરાકની જોડે ગડબડમાં હોય છે.

વળી પેલો ઠગ બીજો માલ જુએ છે, અને ભાવ મોંઘો પડે છે એટલે પાછો મુકીને કહે છે કે હવે કાલે જોઇશું, લાવો પેલા માલનું પડીકું આપો, અને બે રૂપીઆ પાછા આપો. વેપારી બે રૂપીઆ પાછા આપે છે, પણ એને યાદ નથી કે દસની નોટ તો લીધી નથી. કદાચ તેને યાદ પણ હોય અને ઠગને કહે કે નોટ તો આપો ? તો ઠગ કહેશે કે એક વાર તો આપી, કેમ ભાઇઓ તમે જાણો છો ને ? બીજા ઘરાક પણ કહે છે કે હા ભાઈ ! તમને નોટ તો આપતો હતો. કારણ કે ઠગે નોટવાળો હાથ લાંબો કીધેલો તે બધાઓએ જોયલું, પણ તરત હાથ પાછો ખેંચી લીધેલો તે કોઈની ધ્યાનમાં નહીં. લોકોનું ટોળું ભેગું થાય છે અને આબરૂના ડરથી વેપારી તેને દાન પર દક્ષણા આપીને, પસ્તાઈને બેસી રહે છે. વકરો આવતો જાય તેમ નોંધતો જનાર વેપારી, તરત પોતાની સીલક બતાવી શકે છે.

*　　*　　*　　*

કેટલીક વાર કોઈની દુકાને બંધ ગાડીમાં બૈરીઓ આવે છે, અને ગાડીમાં બેઠા બેઠા માલ જોવા માંગે છે. પોતાના નોકર મારફતે બે ચાર ચીજો જોવા માટે ગાડીમાં મંગાવે છે, કારણ કે પોતે કોઈને મોઢું બતાવતાં નથી. તેમાંથી બે ચીજ પાછી મોકલે છે, વળી ચાર ચીજ મંગાવે છે, અને બે ત્રણ પાછી મોકલે છે. આમ કરીને વેપારીને ભુલા-

વામાં નાંખીને ગાડીમાં બે ત્રણ ચીજ છુપાવી રાખી, એકાદ ચીજ વેચાતી લે છે, અથવા ભાવમાં નથી હુળતું, એમ કરીને ગાડી હંકરાવી જાય છે. આવી રીતે રેશમી કાપડની દુકાનેથી તો, તાકાને તાકાઓ તફડાવી જાય છે. માટે છેતરાયલા વેપારીઓની દુકાને તો, આવાં ઓઝલવાળાં બૈરાંઓની બંધ ગાડી આવે તો, તે લોકો મોટેથી બોલતા જાય છે કે આ ચાર તાકા થયા, હવે પાંચ થયા વિગેરે.

*   *   *   *

કોઈ દુકાન ઉપર બે ચાર ઠગ જાય છે અને એક ચીજ વેચાતી લે છે, અને સો રૂપીઆની નોટ આપી બાકીનું પાછું માગે છે. એક ઠગ દુકાન પર પલાંઠીવાળીને બેસે છે અને ડાબો હાથ ઘુંટણ પર ચત્તો મૂકે છે, અને વેપારી અકેક નોટ આપતો જાય, તે જમણે હાથે લઈને ડાબા હાથ પર મૂકતો જાય છે, આમ કરતાં કરતાં ડાબા હાથથી, નીચેની એક બે નોટનો ડુચો કરતો જાય છે, અને નોટ ગણાઈ રહેવા આવે એટલે, બીજો ઠગ પોતાનાં ખીસામાં રૂપીઆ ખખડાવીને કહે છે કે અરે ! મારા ખીસામાં રૂપીઆ છે, શા માટે નોટ વટાવો છો ? એટલે પેલો ઠગ પેલો ડુચો ડાબા હાથના આંગળામાં સંતાડી રાખીને, બાકીની નોટો તરત જમણા હાથથી ઉંચકી લઈને, વેપારીને પાછી આપી દે છે. વેપારી તો એમજ સમજે છે કે, એના ડાબા હાથ પર હતી તેટલી

બધીજ નોટો પાછી આવી. પછી પેલા ઠગ રોકડા રૂપીઆ કાઢીને, વટાવની અંદર વાંધો પાડીને માલ લીધા વગર પાછા જાય છે, અને તફડાવેલી નોટો પણ લેતા જાય છે.

માટે દુકાન પર ઘરાક આવે તેની પરિક્ષા કરતાં શીખવું જોઈએ. તમારી સાથે બહુ કસીને ભાવ તાલ કરે નહીં, અને આ બતાવો, પેલા ખુણામાં માલ છે તે લાવીને બતાવો, એમ કરીને તમારી નીઘાં ચૂકાવીને માલ સંતાડતા જાય, તેની પણ ચોક્કસ નીઘાં રાખવી, ગભરાઈ જવું નહીં અને લોભમાં પડી જવું નહીં.

* * * *

તમે ઘેર જાઓ અને બારણું બંધ હોય તો, બારણું ઠોકવાની સાથે મોઢેથી પણ બોલજો, એટલે તમેજ આવ્યા છો એમ તમારા અવાજ પરથી જણાય. કેટલીક વાર એમ બને છે કે કોઈ માણસ નાટકમાં ગયો હોય, અને તેને ઘેર કોઈ ઠગ બારણું ઠોકે, અને બાયડી ઉંઘમાંથી ઉઠે તે એમ સમજે કે મારા ધણી આવ્યા છે, માટે “ ઉઘાડું છું ” એમ કહીને સાંકળ ખોલે છે, અથવા ગળીયો ખેંચે છે, અને તરત પથારીમાં સૂઈ જાય છે. જો કદાચ એમ પૂછયું પણ હોય કે કોણ છે ? તો ઠગ જવાબ દે છે કે “ હું. ” તે ઉપરથી પેલી બારણું ખોલે અને ઠગ ઘરમાં ઘુસીને બધું વસ્ત્રાલોચન કરી

જાય, તો પેલીનું શું ચાલે ? માટે ઘરમાં સમજાવી મૂકવું કે, પૂરો અવાજ પારખીને ખાત્રી કર્યા પછીજ બારણું ઉઘાડવા દોડવું.

તમે કોઈ નદી કે દરિયા કિનારે, કે કોઈ બાગમાં બાંકડા પર બેઠા હોય, ત્યાં કોઈ શેઠ જેવો માણસ ગાડીમાંથી ઉતરી તમારી પાસે બેસે, અને તમને પૂછે કે તમે શું ધંધો કરો છો ? કેટલું ભણ્યા છો ? તમે કહેશો કે મેટ્રીક સુધી ભણ્યો છું, અને ચાળીસ રૂપીઆની નોકરીએ ફલાણી ઓફીસમાં રહ્યો છું. પેલા શેઠ અજાયબ થઈને કહેશે કે ઓહો ! આવી મોંઘવારીના વખતમાં ચાળીસજ રૂપીઆ ? એતો જુલમ છે, ચાલો હું તમને સોપોણોસોની નોકરી અપાવીશ, એવું કહીને તમને લલચાવી, તમને કોઈ અજાણ્યા ભાડુતી ઘરમાં લઈ જઈ, તમારી પાસે જે કંઈ હોય તે ઉતારી લઈને તમને કાઢી મૂકશે. અથવા બે ચાર દિવસ તમને સાથે ફેરવી, મોટે પગારે બહારગામ નોકરી જવાનું તમારી પાસે કબુલ કરાવીને લખાણ કરાવી લેશે. અને કહેશે કે એ નોકરીને માટે બીજા ઘણા ઉમેદવારો છે, માટે તમને ફસાવવાને કોઈ તમને પુછે કે, તમે રાજી ખુશીથી જાઓ છો કે કોઈના ભમાવ્યાથી ? ત્યારે તમે કહેજો કે મારી રાજી ખુશીથી જાઉં છું.

*　　　*　　　*　　　*

પછી તમે સ્ટીમરમાં બેસશો, એટલે ધીમે ધીમે તમને માલમ પડશે કે, અહીં તો આપણું માન રહેતું નથી. પછી કોઈ મુલકમાં તમને ઉતારવામાં આવે, અને ત્યાં તમારૂં વેચાણ પણ થઈ જાય, અને "ખાવાના કુસકાં અને ઉંચકવાની ઈંટો" પેઠે વૈતરાં કરી કરીને, થોડા વખતમાં ત્યાંજ તમારી જીંદગીનો અંત આવે. માટે સામા માણસનો તમારા પર, પહેલીજ મુલાકાતે આટલો બધો કેમ પ્રેમ આવ્યો, તેનો વિચાર કરવો જોઈએ. આસપાસ તપાસ કરી, કોઈ વૃદ્ધની સલાહ લઈને પછીજ ઝંપલાવું જોઈએ.

* * * *

મુંબાઈ જેવા શહેરમાં ખરે બપોરે ચોરી થવાનો વધારે સંભવ હોય છે. કારણ કે રાત્રે તો નાની ઓરડીમાં પથારીઓ થઇ હોય, ત્યાં દાખલ થઇને ચોરી કરવાની મુશ્કેલી. પણ દિવસે મરદો ધંધે ગયા હોય, છોકરાંઓ નિશાળે ગયાં હોય અને ચાલીમાં કે માળામાં પાંચ દાદર સુધી, ગમે તે માણસ ચાલ્યો જાય, તેને કોઈ પુછતું નથી કે તમે કયાં જાઓ છો. અને ઠગ લોકો ફેરીયાને વેશે માળામાં જાય છે, અને એક જણે બૂમ પાડી કે તેની ઓરડીમાં જઈને બેસે છે, ત્યાં બીજી બધી બૈરીઓ પોતાની ઓરડીઓ ખુલ્લી મુકી મુકીને આવે છે. એટલામાં પેલા ફેરીયાનો જોડીદાર, ગમે તે ઓરડીમાં પેસીને ચોરી કરી જાય છે. ઓરડીમાં પેસતાં

કોઈએ દીઠા તો તરત કહેશે કે ફલાણાભાઈ ક્યાં રહે છે? પેલી બૈરી જવાબ દેશે કે અહીં તો કોઈ રહેતું નથી. આ સાંભળીને પેલો જોડીદાર વંજો માપી જાય છે. માટે દિવસના વખતમાં ખાસ ચોકસાઈ રાખવાની જરૂર છે, કારણ કે રાત્રે તો ચોર દાખલ થાય તો તમારા દીલપરજ પડે, એવી નાની ઓરડીમાં ઘણે ભાગે રહેવાનું હોય છે.

* * * *

કોઈ વખતે કોઈ ઠગ, વેપારીને ત્યાંથી ત્રીસેક રૂપીઆનો સોદો બંધાવે છે, અને કહે છે કે તમારા જાણીતા મજુર કે હેલકરીને મારી સાથે મોકલો, એટલે હું ઘેરથી પચાસ રૂપીઆની નોટ આપી દઈશ, તમે મને વીસ રૂપીઆ આપો. પછી પેલો વીસ રૂપીઆ ગજવામાં મુકી મજુર જોડે જાય છે, અને રસ્તે કોઈ ગલીમાં છાનો માનો સટકી જાય છે, અને મજુર અથડાઈ અથડાઈને વેપારીની દુકાને માલ પાછો લાવે છે. અથવા કેટલીક વખતે તો, ઠગે એક ઓરડી તરત ભાડે રાખી હોય, અથવા આગળથી એક એકાંત જેવું ઘર જોઈ મુકયું હોય, તેમાં માલ ઉતરાવે છે અને કહે છે કે બૈરાં જરા બહાર ગયાં છે તેમની પાસે ચાવી છે, માટે હું તારી પાછળ રૂપીઆ લઈને આવું છું, માટે તું ચાલતો થા. પછી પેલો ઠગ ત્યાંથી માલ ઉઠાવીને ચાલતો થાય છે.

* * * *

વળી કોઈ ઠગ, સાધુનો વેશ લઈ, એક મોટી દુકાનમાં ઘુસે છે, અને જે જે સોદો લેવો હોય તેની ટીપ વેપારીને આપે છે, અને કહે છે કે ભંડારો કરવો છે, માટે આટલી ચીજ જોઈએ છે. વેપારી કહે છે કે મારી દુકાનેથી તો તમને ઘી ગોળ અને તેલ મળશે, અને બાકીનો સોદો તો ફલાણા ગાંધી, ફલાણા કણીયા અને દુધવાળાને ત્યાંથી લઇ લો, હું મારા માણસને સાથે મોકલું છું, તેથી સારો સોદો આપશે અને ભાવ પણ વાજબીજ લેશે. હવે કણીયા ગાંધી વિગેરે એમ સમજે છે કે, આ સાધુ પેલા ઘીવાળાનો ઓળખીતો હશે. દરેક દુકાનદાર માલ તોળીને બાંધીને, તૈયાર રાખવાની ધમાલમાં પડી જાય છે. પેલો ઠગ સાધુ આ દુકાનેથી પેલી દુકાને, અને પેલી દુકાનેથી આ દુકાને એમ ફેરા મારે છે, અને બે ત્રણ દુકાનનો સોદો એક દુકાનમાં ભેગો કરાવે છે. પછી ઘી ગોળ વાળાની દુકાનેથી માલ ઉપડાવે છે, અને સો રૂપીઆની નોટ આપવાનો ડોળ કરી વળી કહે છે કે, પેલી દુકાને હિસાબ ચુકવી આપી તમને આપું છું. વળી બીજી દુકાનેથી પોટલાં પડીકાં ઉપડાવે છે, અને ત્યાં પણ એમ કહે છે. જેટલો માલ લેવાય તેટલો લઇને ચાલતો થાય છે, અને કોઇ અજાણ્યે ઠેકાણે ઉતરાવે છે, અથવા રસ્તામાં ભાડુતી ગાડીમાં મૂકાવી મજુરોને મજુરી આપીને કહે છે કે, પા કલાકમાં પાછો બીજો સોદો લેવા આવું છું, માટે તમે ઉભા

રહેજો. પેલા વેપારીઓ એકેકની દુકાને ખબર કાઢવા જાય છે, કે સાધુ હજી કેમ હિસાબ ચુકવી નહીં ગયો ? ત્યારે માલમ પડે છે કે આ સાધુ તો અજાણ્યોજ હતો અને તે ઠગી ગયો છે. અને જેનો માલ ગયો નથી તે, પડીકાં કે પોટલાં છોડી નાંખે છે, અને જેનો માલ ગયો હોય તે, સાધુના નામની પોક મૂકે છે.

* * * *

કોઈ ઠગ થોડાં છાપાં ચોપડી ચોપાનીયાં લઈને લોકોને ઘેર જાય છે, અને કહે છે કે હું એજન્ટ છું. માટે તમારી જાહેર ખબર છપાવવી હશે તો છપાવી આપીશ. સારી સારી વાતો કરીને આંજી નાંખીને, અગાઉથી રૂપીઆ લઈ જાય છે, અને પછી ગયો તેજ ગયો. માટે છાપાવાળાઓ સાથે સીધો પત્ર વ્યવહાર કરીને, ત્યાંજ રૂપીઆ ભરવા. કોઈ છાપા કે ચોપાનીયાના ઘરાક થવું હોય તોપણ, એજંટ સાથે વાત બધી કરવી, પણ રૂપીઆ તો જાતોજાત, અથવા મનીઓર્ડરથી બહારોબહાર મોકલવા.

* * * *

કેટલાક સાધુના વેશમાં, પગની પાની સુધીની કફની પહેરી ખાંધે ઝોળી ભેરવી, માથે ફેંટો બાંધી અથવા ખુલ્લા લટકતા બાલ રાખી, ઘણે ભાગે તો ધોતડી કે લંગોટી પહેર્યા

વગરના, ગળામાં પરવાળાની કે એવી બીજી કોઈ પાંચ પંદર માળા પહેરેલા, અને કારમી આંખવાળા ઠગ આવે છે. તે જેની તેની પાસે જઈને ઉભા રહીને કહે છે કે, તેરા કલ્યાણ હો જાયગા. દેખ ! ચાર દીનમેં તેરા નસીબ ઉઘડને વાલા હૈ. મેરે સામને દેખ ! મેં બોલું ઈતના કામ કરના, વિગેરે વિગેરે કહીને સામા માણસને, પોતાની સામે એકી ટસે જોવડાવે છે. અને અહીંયાંજ કરામત છે—

સફેદ અથવા જરા આસમાની રંગનો નિતર્યો બીલોરી કાચનો જમરૂખ જેવડો મોટો ગોળો, સામે મૂકીને તેની સામે એકી ટસે આંખનો પલકારો માર્યા વગર, અડધી મીનીટ સુધી જોવું. બીજે દિવસે એક મીનીટ સુધી જોવું. એમ કરતાં કરતાં પંદર મીનીટ સુધી ઠરતી આંખ થાય ત્યાં સુધી આ પ્રયોગ ચાલુ રાખવો. પછી જ્યારે જરૂર પડે ત્યારે જેની આંખ સામે એકી ટસે જોયા કરો, તે માણસ તમે કહેશો તે પ્રમાણે કરશે. આ વિદ્યાને ત્રાટકની વિદ્યા કહે છે. ઠગ સાધુઓએ ત્રાટક વિદ્યા સાધેલી હોય છે, માટે પેલા માણસને પોતાની સામે જોવડાવે છે.

આવા સાધુ, સામા માણસને પોતાના કબજામાં લીધા પછી પૂછે છે કે એક રૂપીઆ દેગા ? પેલો હા કહીને રૂપીઓ આપે છે, તે લઈને ઠગ ચાલતો થાય છે. દસ ડગલાં ચાલીને પાછો આવીને કહે છે કે તને પસ્તાવો થાય છે, માટે તારો

રૂપીઓ પાછો લે. એમ કહીને રૂપીઓ પાછો આપે છે, ત્યારે પેલો માણસ કહે છે કે નારે મહારાજ! મેં તો ખુશીથી આપ્યો છે. ઠગ કહે છે કે એ તેરી વીંટી દેદે. પેલો વીંટી આપે છે તે લઈને, ઠગ થોડે દૂર જઈને પાછો આવીને, પહેલાંની માફક કહીને પાછી આપે છે.

વળી કંઠી આપે છે તે લઈને ઠગ દુર જઇને ઉભો રહીને કહે છે કે, જો હું લઈને ચાલ્યો જઈશ, પેલો માણસ હા કહે છે, એટલે પેલો ઠગ ચાલ્યો જાય છે, તે ઉંટનાં શીંગડાં ગયાં ત્યાં. પછી કેટલીક વારે પેલા માણસને ભાન આવે છે કે, મેં તો કંઠી ગુમાવી. કોઈકવાર તો કોઈના ઘરમાં પેસીને, આવી રીતે હજારો રૂપીઆના દાગીના તથા રોકડ કઢાવીને લઈ જાય છે, માટે બહુ ચેતવાની જરૂર છે. અને લોભમાં કોઈ દિવસ પડવાનો વિચારજ નહીં કરવો, કારણ કે કહ્યું છે કે લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે.

આવી આવી રીતની ઘણી જાતની ઠગાઈઓ થાય છે. માટે દરેક માણસે દરેક કામ કરતાં બહુ વિચાર કરવો, ધીરજ રાખવી, વગર મહેનતે પૈસા વાળા થવાની દાનત રાખવી નહીં, કોઈ અજાણ્યો ઘરાક આવે તેને ગરદન મારવો નહીં, રસ્તામાં કોઈ ચીજ પડેલી દેખાય તો, પોતાના મનને એવો સવાલ પૂછવો કે આ ચીજ મારી છે? અથવા એ લેવાનો મને હક છે? જો જવાબ "હા" આવે તો લેવી, અને નહીં તો નહીં લેવી.

પરાઈ સ્રીનો મોહ રાખવો નહીં. પ્રમાણીકપણે ચાલવું, અને સામટું રળવાનું આવે તો હરખ ઘેલા થઈ જવું નહીં. લોભ રાખ્યા શિવાય નીતિને રસ્તે ચાલનાર માણસ જો બરાબર ચેતીને ચાલ્યા કરે, તો છેતરાવાનો સંભવ ઓછો છે.

---

## ૩૮ નોકરી ભાગ ૧.

થાય તો કરી, નહીં તો ન્હો કરી, એનું નામ નોકરી. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, નફ્ટ ચાકરી અને નીદાન ભીખ. વેપાર રોજગાર કે હુન્નર ઉદ્યોગમાં ફાવટ નહીં આવે તો, નછુટકેજ નોકરી કરવા રહેવું, કારણ કે નોકરી કરવાથી તમે તમારી સ્વતંત્રતા ખોઈ દો છો, અને નસીબ વેચી નાંખો છો. તમારા નસીબમાં ગમે તેટલું કમાવાનું હશે, તે તમે શેઠને કમાઈ આપશો, અને તમને તો બાંધેલો પગારજ મળશે. સ્વમાન પણ સચવાવાનું નહીં. શેઠ કે ઉપરી અમલદાર સારા હોય છે, તો નોકરી બીલકુલ અઘરી લાગતી નથી. તે લોકો તમારા પર અથાગ પ્રેમ રાખે, અને તમે પણ પોતાનું ઘરજ સમજીને કામ કરો. પણ એવા દાખલા ઘણા થોડાજ બને છે. નોકરો પાસેથી કામ કેમ વધારે ખેંચવું, અને પગાર ઓછો કેમ આપવો, એજ ઘણા શેઠીયા અને ઉપરી-ઓની દાનત હોય છે. માટે નોકરી કરતાં પહેલાં ખુબ વિચાર કરવો. પાંચ સાત શેઠના તાબામાં રહેવું પડે, એવી નોકરીએ

બનતાં સુધી રહેશો નહીં, કારણ કે ઘણે ઠેકાણે એવું બને છે કે એક શેઠના કામેથી બે કલાકે થાકીને આવશો, કે બીજા શેઠ તમને કામ સોંપવાને ટાંપીને બેસીજ રહ્યા હોય, માટે તમને ઠપકોજ આપશે. સખત વૈતરૂં કર્યા છતાં, જશ તો મળવાનોજ નથી. આવું બધેજ ઠેકાણે હોય છે, એમ સમજવું નહીં. માટે બરાબર ખાત્રી કરીનેજ નોકરી રહેવું.

નોકરી રહ્યા પછી પ્રમાણીકપણે ખંતથી કામ કર્યાં જશો, તો તમને ફાયદો થશે. પેઢી તથા આફીસમાંથી કાગળ પેનસીલ વિગેરે ઘેર લઈ જવા, સોદો લેવા જવો તેમાંથી પૈસા તફડાવવા, વેપારીઓ પાસેથી કમીશન કે ખુશાલખતી લેવાં વિગેરે કંઇ પણ કરવાનો તમને હક નથી. માત્ર પગારનાજ તમે માલીક છો. શેઠના ઘરમાં પૈસો કેમ બચે એજ નીઘાં રાખવી. પણ પૈસો બચાવતાં કોઈની આંતરડી કકળે એવું કરવું નહીં.

શેઠને બાપ સમાન ગણવા અને ખોટી રીતે પૈસો ખરચાય નહીં તેનું ધ્યાન રાખવું. ઓછા માણસોથી કામ નભી શકતું હોય, તો વધારે માણસો રાખવાં નહીં. એવી રીતે કામ કર્યાં જાઓ કે તમારો પગાર વધારવાનું શેઠને મન થાય. શેઠાણી કે છોકરાંઓ બે શબ્દ કહે તો, તે સાંભળી રહેજો. કોઈ વેપારીને ત્યાંથી જો તમે પાંચ રૂપીઆ ખુશાલખતીના લેશો, તો, તમારે એમજ સમજવું કે તમે શેઠના ઘરમાં પચાસ રૂપીઆનું નુકસાન કીધું. કારણકે હવે તમે તેના

દબેલા થયા, માટે ભાવતાલમાં, સારા નરસા અને ઓછાવત્તા સોદામાં, તમારે આંખ વીંચામણું કરવાં પડશે. શેઠે તમારા પર વિશ્વાસ મૂક્યો, અને તમે બહારથી ખુશખુશી લઈને વિશ્વાસઘાત કીધો, તેમાંથી તમે કયે જન્મે છુટશો ?

---

## ૩૯ નોકરી. ભાગ ૨

ઉઘરાણીએ જાઓ ત્યારે તમારો વિવેક જાળવીને, જ્યારે જેવું યોગ્ય લાગે ત્યારે તે પ્રમાણેજ બોલીને, કળેથી પૈસા કઢાવજો. બનતાં સુધી જ્યાં નોકરી કરતા હો, તે ઠેકાણું છોડતા નહીં, ઘેર ઘેર કુતરા ભસાવતા નહીં. તમારાથી કંઇ નુકસાન થાય તો તરત શેઠને કહી દેજો, ડરશો નહીં, એટલે તેનો જે ઈલાજ લેવો હોય તે શેઠ લઈ શકે. શેઠ પોતાના બંગલામાં બેસીને મોજ કર્યા કરતા હોય, અને પેઢી ચલાવવાનું કામ તમારા પર સોંપ્યું હોય, તો એમ ફુલાઈ નહીં જતા કે હું છઉં તોજ પેઢી ચાલે છે. કારણ કે શેઠે પેલે જન્મે પાંચે આંગળે ભગવાન પૂજ્યા છે, તો આ જન્મે વગર વૈતરે કમાય છે, અને તમારા નસીબમાં વૈતરૂં કરવાનું લખેલું છે, તો તે કર્યેજ છુટકો છે. તમે જો અદેખાઈ કરીને કોઈ શરાફ ઉભો કરીને, સામે નવી પેઢી કાઢશો તો, થોડા દહાડામાં તમારી રેવડી દાણા દાણ થઈ જશે, અને વીલે મોઢે શેઠના કાલાવાલા કરતા પાછા આવવું પડશે, અને શેઠ તમને પાછા

નોકરી પર રાખે તો પણ અગાઉ જેટલો શેઠનો પ્રેમ તમારા પર રહેશે નહીં.

જે ઓફીસ કે પેઢીમાં કામની કદર પ્રમાણે, વરસે છ માસે પગાર વધ્યા કરતા હોય, તે નોકરી મેળવવાની ગોઠવણ કરજો. અને ત્યાં તમારા કામ ઉપરાંત, તમારા નજીકના ઉપરીનું કામ શીખ્યા કરજો, અને તેની ગેરહાજરીમાં તેનું કામ ચલાવી લેવાની લાયકાત મેળવવા, હોંસથી કામ કર્યા જજો, પછી જુવો કે તેનું પરીણામ કેવું સારૂં આવે છે ?

બનતાં સુધી કોઈની તાબેદારી ન કરવી પડે એવો ઉદ્યમ શોધજો, કારણ કે પરાધીન સ્વપ્ને સુખ નહીં. અને હલકા પગારની નોકરીને માટે એક કવિએ કવિતા કરેલી છે, તે ધ્યાન આપવા લાયક છે તે નીચે ઉતારીએ છીએ.

---

## ગઝલ—કવ્વાલી.

કદર જ્યાં થાય ના કંઈએ, બળી એ નોકરી કરવી;
પૂરા પરતંત્ર જ્યાં થઈએ, બળી એ નોકરી કરવી. કદર૦
સગું વ્હાલું તજી વીધું, ગમન પરદેશમાં કીધું;
છતાં ના સુખ પય પીધું, બળી એ નોકરી કરવી. કદર૦
કરી નીજ શેઠની સેવા, જપ્યા ના લેશ જગદેવા;
રહ્યા જેવા હતા તેવા, બળી એ નોકરી કરવી. કદર૦
મળે દસ બાર કે પંદર, વીસીનું ખર્ચ પણ અંદર;

રખડવું કોટને બંદર, બળી એ નોકરી કરવી. કદ૨૦
હશે જે શેઠના સાળા, નહિ કંઈ કામ કરનારા;
મફતનો માલ ખાનારા, બળી એ નોકરી કરવી. કદ૨૦
ખુશામત શેઠની કરતા, સલામો દર કદમ ભરતા;
બનીને બે ફીકર ફરતા, બળી એ નોકરી કરવી. કદ૨૦
ઝપાટામાં જમી લઈએ, નિયમ સર નોકરી જઈએ;
છતાં ઠપકો અતિ ખઈએ, બળી એ નોકરી કરવી. કદ૨૦
મળે ના પેટને પૂરતું, હૃદય તેથી રહે ઝુરતું;
અરે એ ચાકરી તજ તું, બળી એ નોકરી કરવી. કદ૨૦
રજા ના કો સ્થળે જાવા, ટુંકારા શેઠના ખાવા;
ભલે એથી બનો બાવા, બળી એ નોકરી કરવી. કદ૨૦
મળે પુરસદ નહિ જરીએ, કઠણ થઈ કામ સૌ કરીએ;
છતાં ના આપદા હરીએ, બળી એ નોકરી કરવી. કદ૨૦
ધરમ કે ધ્યાન ના થાયે, દિવસ સૌ કામમાં જાયે;
છતાં જો શેઠ ના ચ્હાયે, બળી એ નોકરી કરવી. કદ૨૦
ચિવટથી ચાકરી ચ્હડીયે, પરાધીન પીંજરે પડીયે;
છતાં જો રોદણાં રડીયે, બળી એ નોકરી કરવી. કદ૨૦
થયા પરતંત્ર તન તોડી, જુવાની ઝેરમાં જોડી;
છતાં ના પાસ રહી કોડી, બળી એ નોકરી કરવી. કદ૨૦
મળે સર્વિસ સરકારી, અગર કો રાજ્ય દરબારી;
ખુશામતની બધે સ્વારી, બળી એ નોકરી કરવી. કદ૨૦

અધિકારી કંઇ એવા, વસીલાની કરે સેવા;
ખુશામતના જમે મેવા, બળી એ નોકરી કરવી. કદર૦
ખુશામત ખોર જન જ્યાં છે, સુખો "સંકર" બધાં ત્યાં છે;
કદર તો કામની કયાં છે, બળી એ નોકરી કરવી. કદર૦

---

## ૪૦ સબ બંદરકે વેપારી.

વેપાર ઉદ્યમ હુન્નર કે નોકરીમાં એકજ લાઈન લીધી હોય તો ધીમે ધીમે તે લાઈનની પૂરી માહેતી મેળવ્યાથી, આગળ વધ્યાજ જવાય છે. જો એકદમ મોટો ફાયદો થઇ જતો હોય તોજ લાઇન બદલવી. નહિ તો "ધોબીનો કુતરો, નહીં ઘરનો ને નહીં ઘાટનો" એવું થશે.

તમે રેલ્વેમાં બે વરસ નોકરી કરી. અને કોઈ મીલમાં પાંચ રૂપીઆ વધારે મળતા હોય તો તેમાં ગયા. વળી વરસ દહાડો રહીને કોઈ ઈસ્પીતાલમાં દવા આપવા પર રહ્યા. વળી વરસ બે વરસમાં ત્યાં નહીં બન્યું, અને કોરટમાં નોકરી મળતી હોય તો તેમાં ગયા. વળી તેમાં નહીં ફાવ્યું કે કોઈ શેઠીયાને ત્યાં પેઢીપર નોકરી રહ્યા. એટલે જે ખાતામાં જાવ ત્યાં નવા નિશાળીયા જેવું થાય, અને કોઈ પણ ખાતાનો પાકો અનુભવ આવે નહિં.

વેપારમાં પણ એવુંજ છે. બે વરસ દુધની દુકાન માંડી, પછી કાપડની દુકાન ખોલી, પછી રમકડાની દુકાન કરી, અને

તેમાંએ ન ફાવ્યું તો અનાજની દુકાન કાઢી; આમ કરવાથી કશામાં પણ શુક્રવાર વળતો નથી. એક ધંધાનો અનુભવ લેતાં બે વરસ નીકળી જાય, એટલામાં બીજો ધંધો શોધ્યો તેમાં પાછા બે વરસ અનુભવ લો. એટલે તમારી જીંદગી તો શિખવામાંજ જવાની. ઉદ્યમ હુન્નરનું પણ એમજ સમજવું. માટે એકજ ઉદ્યમ લઇને બેસશો તો તેમાં ફાવશો.

---

## ૪૧ નાણાંની વ્યવસ્થા.

ભગવાનની કૃપાથી તમારી પાસે પૈસો ઠીક હોય, તો તેમાંથી વધારેમાં વધારે અર્ધું નાણું, તમે વેપાર કરતા હો તો તેમાં રોકજો. બાકીનું વધે તેમાંથી થોડી જમીન વેચાતી લેજો, થોડું સોનુ લઇને દાગીના બનાવજો, થોડું જુદી જુદી બેંકોમાં વ્હેંચાતું મૂકજો, કે જ્યારે રોકડા જોઈએ ત્યારે ચેક લખ્યો કે તરત મળે. થોડી રોકડ સીલક ઘરમાં રાખી મૂકજો, કે અડધી રાતે ખપ પડે તો, ઘરમાં હોય તે કામમાં આવે.

વેપારમાંજ જો બધું નાણું રોકયું હોય તો, કદાચ આગ લાગે ને માલ બળી જાય, અથવા સ્ટીમરમાં માલ મંગાવ્યો હોય ને સ્ટીમર ડુબી જાય વિગેરે નુકસાન થાય તો બધુંજ જાય. કોઈ મીલ કે કંપનીના શેરજ બે પાંચ લાખ રૂપીઆના લીધા હોય, અને તે મીલે એકદમ દેવાળું કાઢયું, કે તેની સાથે તમારે પણ, બંગલામાં રહેતા હો તો ઝુંપડામાં રહેવાનો

વખત આવશે. માટે નાણું જુદે જુદે ઠેકાણે વહેંચાતું રાખવું. વધારે નફો અથવા વ્યાજની લાલચે એકજ ઠેકાણે રોકવું નહીં.

---

## ૪૨ જમાના પ્રમાણે ચાલો.

જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ દરેક બાબતોમાં ફેર પડતો જાય છે. હુવા પાણીમાં ફેર, જમીનના કસમાં ફેર, કારણ કે આપણે કહીયે છીએ કે ગોળમાંથી ગળપણ ગયું, સગામાંથી સગપણ ગયું, વહાલામાંથી હેત ગયું. ન્યાત જાતના રીવાજોમાં ફેર, મોટાં નાનાં સાથે બોલવાની ઢબમાં ફેર, શરીરની તાકાતમાં ફેર, કપડાંઓની ફેશનમાં ફેર, અને દરેક બાબતમાં ફેર તો પડયાજ કરવાનો. માટે વખત ફરે તે પ્રમાણે આપણે ચાલીએ તેમાંજ સુખ છે. અસલના વખત તરફ નીઘાં રાખવાથી દુઃખ થાય છે. જે તરફનો પવન વાતો હોય તે તરફ ઘસડાવુંજ જોઈએ, ભરતીની સામે તરવાવાળો થાકી જાય છે.

અસલના વખતમાં ઘરમાં અને ન્યાતમાં ગોળ વપરાતો, અને હુવે ખાંડ વપરાય છે; હુવે તમે કહેશો કે હું તો ન્યાત જમાડીશ તેમાં ગોળનોજ શીરો કરીશ, તો તમને બધા મૂર્ખ કહેશે, કારણ કે બધાજ જ્યાં એક મતના હોય, ત્યાં તમારો જૂદો મત કેમ ચાલે ?

કોઈ બાપ કહેશે કે અસલ તો બાર વરસનો છોકરો પણ પાઘડી પહેરતો હતો, અને તું તો વીસ વરસનો થયો છે; માટે હવે તારે પાઘડી પહેરવી જોઈએ. પણ બધા લોકો ટોપી પહેરીને આવે, તેમાં એક પાઘડીવાળો શું શોભે? વળી કોઈ કહેશે કે અસલ તો મખમલની ટોપી પર, સુનેરી રૂપેરી પટો મૂકીને પહેરતા હતા, માટે તારે પણ તેવીજ પહેરવી, અને આ કાળી ડબુસીયા જેવી પહેરવી નહીં; તે વાત છોકરો કેવી રીતે કબુલ કરે?

બધાજ લોકો આગગાડીમાં બેસીને મુસાફરી કરે છે, તેમાં તમે એકલાજ એમ કહેશો કે, આગગાડીમાં તો ઢેડા પણ બેસે છે, માટે હું તો પગ રસ્તે મુસાફરી કરીશ, તો તેમાં તમને કેટલી વીટંબણા અને જોખમો ખેડવાં પડશે? માટે બહુ ચાપા ચીપ ન કરતાં જમાનાને અનુસરીનેજ, જે રસ્તે બધા ચાલે, તે રસ્તેજ ચાલવામાં માલ છે.

કોઈ માબાપો માથે ચોટલી રાખીને બાકીનું માથું મુડાવી નાંખવાનું કહે છે. તેમાં વળી કોઈ બાબરી રાખવા દેવાની હા તો કહે છે, પણ જરા લાંબા બાલ થયા કે કતરાવી નાંખવાનું કહે છે, અને રોજ એ બાબતોની તકરારો થાય છે. પણ આવી આવી નજીવી બાબતોમાં માબાપે સમજવું જોઈએ કે, બધા મંડળથી ઉલટું ચાલવાનું છોકરાને કેમ ફાવે? જરા મોટું દીલ રાખીને, છોકરાની લાગણી પણ જરા સાચવવી

જોઈએ; અને તેથી કંઈ મોટું નુકસાન થાય એમ નથી. માત્ર માબાપને એટલુંજ લાગે છે કે, અસલના રીવાજ ફેરવાઈ કેમ ગયા? પણ જમાનાએ ફેરવ્યા, તેમાં તેઓનું કે કોઈનું શું ચલણ છે?

કેટલેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે, પોતાના દીકરા વહુ, પોતાના ઘરમાં હસી બોલીને વાતો કરતા માલમ પડે તો, માબાપ કહેશે કે, "આતો હવે વહી ગયા! છેકજ નફ્ફટ થઇ ગયા! હમે તો ત્રણ ચાર છોકરાં થયાં ત્યાં સુધી, એકેકના સામું જોઈ પણ શકતા નહોતા." જે જમાનામાં પુરૂષો પોતાની સ્ત્રીઓની સાથે બગીચે કે દરીયા કીનારે ફરવા જાય છે, તે જમાનામાં તમારો છોકરો અને વહુ, પોતાના ઘરમાં આનંદથી વાતો કરે, તે કેમ ખમી શકાતું નથી? એ લોકોને આવો સારો મેળ છે એ જાણીને તો તમારે ખુશ થવું જોઈએ.

"હમે તો કંઈ આવું જોયું નહોતું, હમારા વખતમાં કંઈ આવું નહોતું, હમારા માબાપો હમને આટલી છુટ નહોતા આપતા," આવું આવું કહીને સુગાયા ન કરો, તમારા વખતમાં સંજોગો કેવા હશે તે કોણ જાણે? તમે ગાડી ઘોડા નહીં વસાવી શકયા, અને છોકરો ગાડી ઘોડો વસાવી શકયો તેથી પોતાની સ્ત્રીને ગાડીમાં લઈને ફરવા જાય, ત્યારે તમારે શા માટે બબડવું જોઈએ કે, "હમે તો આટલી ઉમરના હતા ત્યારે કંઇએ ગાડી ઘોડામાં ફરવા જતા નહોતા, અને આતો છેકજ વહી ગયા?" તમારે તો માત્ર એટલુંજ જોવું જોઈએ કે, તે અનીતિને રસ્તે ઉતરે નહીં.

## ૪૩ વીલ યાને વસીયતનામું.

કોઈ માણસને બેચાર છોકરાં હોય, અને પાસે થોડો ઘણો પૈસો હોય, તો પોતાના મરણ બાદ, પૈસો તથા માલ-મીલકતની વ્હેંચણી કેમ કરવાની છે, તેનું લખાણ એટલે વીલ યાને વસીયતનામું, પોતાની હયાતીમાં કરી લેવું જોઈએ. જો છોકરાંઓમાં સાવકું સોયારૂં હોય, તો તો જરૂર વીલ કરવુંજ જોઈએ, અને તેપણ જલદીથી કરીને રાખી મુકવું જોઈએ. ધારો કે તમારી વીલ કરવાની ઇચ્છા છે, પણ ઘડપણમાં કરવાનો ઈરાદો રાખો, તો તેમાં તમે પસ્તાશો. કારણ કે તમને ખબર તો છે નહીં, કે જમને ત્યાંથી કયારે સિપાઈ છુટવાના છે? કદાચ કાલે પણ મરણ થાય, કે પાંચ પચાસ વરસે થાય. માટે કદાચ રીતસરનું લખાણ નહીં થાય તોપણ એક નાની નોટ બુકમાં અથવા કાગળમાં, તમારે હાથે તમારી ઇચ્છા મુજબનું લખાણ કરી, તમારી સહી કરીને, તમારા કોઈ બે એક દોસ્તદાર કે સગાંની શાખ કરાવી, પછી પેટીમાં રાખી મુકો. અને જો તમને એવી દેહેસત હોય કે આ વીલથી કોઈને વધારે ઓછું પડવાથી તમારી ચાકરી બરાબર કરશે નહીં, તો એ વાત કોઈને કહેશોજ નહીં. અને સખત મંદવાડ આવે ત્યારે કહેજો કે મારી પેટીમાં વીલ છે.

જુવાનીમાં વીલ કરવામાં કંઈ શરમ છે? ઘણા લોકો ઘરડા થઈ જાય છે, ઘરમાં છોકરાંઓમાં તકરાર થાય છે તે જાણે છે, છતાં વીલ કરતા નથી. પછી કદાચ હજી પણ નસી-

બમાં જશ લેવાનો લખ્યો હોય, તો આવા વખતે વીલ કરવાની ઇચ્છા બતાવે છે. પણ તે વખતે અકળાય છે અને પસ્તાય છે. કારણકે પોતાના મનની વાતો કહેવા માંડે છે, કે તરત ઉધરસ આવે છે, દમ ચડે છે, ઉલટી થાય છે, થાકી જવાય છે, પોતે બોલે છે તે બીજાઓ બરાબર સમજી શકતા નથી, એટલે તેમનાપર ચીઢવાય છે, અને મનમાં મુઝાય છે કે મારા ધાર્યા પ્રમાણે થવાનું નહીં. પણ જેમ તેમ કરીને વીલ થાય છે, અને ઘણે ભાગે ગાળ ખાવામાંથી તે મુકત થાય છે. માટે જો પોતાની પાસે પૈસો હોય, અને પાછળ છોકરાંઓ લઢી મરશે એમ લાગતું હોય, તો વીલ કરીજ મુકવું, અને બને તો રજીસ્ટર પણ કરાવી મુકવું, એટલે વીલ કોઈ તફડાવી જાય અથવા ગેરવલ્લે જાય, તોપણ રજીસ્ટર આફીસમાંથી નકલ મળી શકે. ઘણા લોકો વીલ કરતા કરતા રહી ગયા, અને પાછળથી કુટુંબના માણસો લઢી લઢીને ખુવાર થઈ ગયા. માટે મોટા કુટુંબના માણસે તો વીલ કરવા ચૂકવું નહીં.

---

## ૪૪ મોટા જે કરે તે છાજે.

મોટા જે કરે તે છાજે, ઉપર ઢોલ નગારાં વાજે;
નાના જે કરે તે લાજે, ઉપર ઢીકા પાટુ વાજે.

ન્યાત જાતમાં, ગામમાં કે શહેરમાં કોઈ વિદ્વાન પુરૂષ હોય કે પૈસાદાર હોય, કે આગળ પડતો ભાગ લેનારો માણસ હોય, તે મોટો કહેવાય છે, પણ ઘણે ભાગે તો પૈસાદાર લોકોજ

મોટા તરીકે ઓળખાય છે, અને તેમની રૂખેજ બીજા લોકો ચાલે છે. પૈસાવાળા પર લક્ષ્મીનું છત્ર હોય છે, તેની નીચે તેના અવગુણો ઢંકાઈ જાય છે, અને તેની સંભાળ રાખવાને દૈવી ફિરેસ્તાઓ સાથેના સાથે રહે છે, એટલે તેની એક ચીજ રસ્તામાં પડી જાય કે, તે ફિરેસ્તાઓ રસ્તે ચાલનારાઓને એવું કહેવાની પ્રેરણા કરે છે કે "શેઠ આ તમારી ચીજ પડી ગઈ તે લઈ લો". અને ગરીબની સાથે નુકસાન કરનારા દુત ફરે છે, તે પેલી વસ્તુ પડી કે તેના પર ધૂળ નાંખીને તરત ઢાંકી દે છે, એટલે પેલો ગરીબ તરત શોધવા માડે તોપણ દેખાય નહીં. આનું કારણ એ છે કે પૈસાવાળાએ પુર્વ જન્મમાં પુન્ય કીધેલાં છે, અને ગરીબે પુન્ય કીધાં નથી. માટે ગરીબે પૈસાવાળાની અદેખાઈ કરવી નહીં જોઈએ, અને મોટાની ચાલે ચાલવું પણ નહીં. મોટા કોઈ કામ ખરાબ કરશે, તોપણ દુનિયાની આંખે તો સારૂંજ લાગશે.

મોટા જે નવો રીવાજ કરે છે અથવા જુનો રીવાજ કાઢી નાંખે છે, તેને બધાએ પસંદ કરે છે. પણ નાનાએ તેમ કર્યું તો તેની નિંદા થાય છે. મોટાને કોઈવાર વેપાર રોજગારમાં બેસતું પાસું આવ્યું હોય તે વખતે ઘેર લગ્ન આવે, અને ન્યાત જમાડવા વિગેરેની બધી ધામધુમ બંધ રાખે, તો લોકો કહેશે કે એતો સુધારો કરવાની ખાતર પોતાને ઘેરથીજ શરૂઆત કરી બતાવી; કારણકે એવા કામમાં હજારો રૂપીઆ ખરચી નાંખવાનો બહુ ખોટો રીવાજ પડી ગયો છે,

અને તે ગરીબોને બહુ ભારે પડે છે. પણ ગરીબ માણસ રીવાજ પ્રમાણે બધુંજ કરે છતાં જરા ગફલત ખાય, તો લોકો તેના ગીલ્લા ગણે છે.

માટે મોટા ગમે તેવું બોલી દે, તેને હાજી હાજ કહેવી, પણ તેને પસંદ નહીં પડે એવી વાત કોઈએ કરી, કે તે હડધુત થવાનો. લોકો કહે છે કે મોટાનું બધુંજ મોટું. મોટાના વેપાર રોજગાર મોટા, મોટાની કમાણી મોટી, મોટાના ખર્ચા મોટા, મોટાની સાહેબી મોટી, મોટાની ઈજ્જત મોટી, મોટાની વાતો મોટી, મોટાનાં કામો મોટાં, મોટાની બુધ્ધિ મોટી, મોટાની યુકિતઓ મોટી, મોટાના પ્રપંચો મોટા, મોટાના રોફ પણ મોટા, મોટાના વસીલા મોટા, મોટાના કુદકા મોટા, મોટાની પોલ પણ મોટી, મોટાની મ્હેર પણ મોટી, મોટાની ઓથ પણ મોટી. માટે મોટા જે કરશે તેમાં ફાવશે. પણ જો તેનું જોઈને તમારે કરવું હોય, તો સાત ગળણે ગાળીને પાણી પીજો. કારણકે

મોટા જે કરે તે છાજે, ઉપર ઢોલ નગારાં વાજે;
નાના જે કરે તે લાજે, ઉપર ઢીકા પાટુ વાજે.

---

## ૪૫ વિલાયતની નકલ.

એ તો ખરૂં છે કે આપણી પાસે જે ચીજ હોય છે, તેના પરથી આપણો મોહ ઉઠી જાય છે, અને સામા માણસ

પાસે જે ચીજ હોય, તેનાપર મોહ થાય છે. તેવીજ રીતે આપણા રીત રીવાજોથી કંટાળો આવે છે, અને વિલાયતના રીતરીવાજો પર મોહ થાય છે. પણ ખરા ખોટાની પરીક્ષા કરીને પછી, જે સારૂં લાગે તેને સંઘરવું જોઈએ. વગર વિચારે ભૂસકો મારવો નહીં.

હાલમાં ઘણા માણસો વિલાયતના લોકોના રીત રીવાજો પ્રમાણે ચાલવાનું પસંદ કરે છે, પણ તે લોકોના રીત રીવાજો તે લોકોના દેશના હવાપાણીને અનુકુળ રાખવામાં આવેલા હોય છે, તેનો પણ વિચાર કરવો જોઇએ. વિલાતમાં સખત ઠંડી પડે છે, તેથી તે લોકો દારૂનો ઉપયોગ કરે તો ચાલે, અને ગરમ કપડાં પહેર્યા વિના તો છુટકોજ નહીં. આપણે તેનું જોઈને દારૂની ટેવ પાડીએ તે કેમ ચાલે ? ઉનાળામાં પણ સભામાં મોજાં અને ગંજીફરાક પહેરીને જઇએ, તો અકળામણ થયા વગર રહેજ નહીં. વિલાયતમાં ટાઢને લીધે ઘડી ઘડી હાથ મ્હોં ધોવાનું બને નહીં, માટે જમતી વખતે છરી કાંટા અને ચમચાનો ઉપયોગ કરે છે, પણ આપણે અહીં તેની જરૂર નથી.

આવી આવી તો ઘણી બાબતો છે, કે જે આપણા રીવાજોથી જુદી છે. આપણા ઘણા લોકોને વિલાયતની નકલ કરવાનું મન થાય છે, પણ કાગડો હંસની ચાલ ચાલવા જતાં, પોતાની ચાલ પણ ભૂલી જાય છે, એટલે અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ થાય છે, એટલે કે નહીં અહીંના લોકમાં પણ

વખણાય, અને નહીં તે લોકો પણ વખાણે. જેને જેને જ્યાં જ્યાં જરૂર પડે, ત્યાં ત્યાં તે પોતાના દરજ્જા પ્રમાણે અનુકરણ કરે, તો તે કંઈક શોભે પણ ખરૂં! પણ બધેજ તે પ્રમાણે કરવા જાય, તો ઉલટા હાંસીને પાત્ર થાય.

ફેશનના રીવાજોની નકલ કરવાનું બધાને મન થાય છે, પણ એ લોકોમાં જે સારા સારા ગુણો છે, તેનું અનુકરણ કરવાનું મન તો બહુ થોડાનેજ થાય છે. બે ત્રણ બાબતોજ તપાસીએ. વિલાતના લોકો સાહસીક છે, હીંમતવાન છે, છોકરાંઓને કેળવણી આપવા પર પૂરતું ધ્યાન આપે છે, એક કામ હાથપર લીધું તે પૂરૂં કરે ત્યારેજ છોડે છે, એક નવી શોધ કરવા પાછળ પૈસાથી ખુવાર થાય છે ત્યાં સુધી છોડતા નથી. કોઈને એક ગુણ કીધો હોય તો આપણી પેઠે હસીને તાળી આપીને બેસી રહેતા નથી, પણ તેની કદર જાણે છે, અને કોઈ પણ રીતે બદલો વાળી આપે ત્યારેજ તેને નિરાંત થાય છે. એકલે હાથે દસ ધંધા કેમ કરવા તે, એ લોકો સારી રીતે જાણે છે. કામની વ્હેંચણી બરાબર કરીને, જ્યાં જેટલા માણસની જરૂર હોય તેટલાં માણસ કામપર લગાડે છે, અને નહીં કે આપણા લોકોની પેઠે, એકજ માણસને દસ કામ સોંપે. કામપર બેઠા હોય ત્યારે કામજ કરે છે, અને પુરસદને વખતે આરામજ લે છે. ગરીબ હોય તોપણ ઘરમાં સાફ સુફ રાખીને ટાપટીપથી રહે છે. દાગીનો નહીં હોય તો અડચણ નહીં, પણ કપડાં તો સ્વચ્છ પહેરે છે.

આપણા કેટલાક તવંગર લોકો પણ, મેલા ઘેલા રસો-ડામાં દોડતા જઈને, છોકરાંઓ અને નોકરો પર ચીડવાતા અને ખીજવાતા, દસ મીનીટમાં જમી લઈને કામપર ચાલ્યા જાય છે, તેમ એ લોકો કરતા નથી; પણ જ્યાં જમવા બેસ-વાના હોય તે જગા ઘણીજ સ્વચ્છ રાખે છે અને શણગારે છે, અને નિરાંતે ધીમે ધીમે જમે છે; કારણ કે એ લોકો સમજે છે કે, વૈતરાં અને દોડધામ કરીને ધંધો કરવો, તે બધું પેટને વાસ્તે છે. માટે પેટમાં ખોરાક ગોઠવતી વખતે તો, બહુજ નિરાંત રાખવી જોઈએ. એ લોકો કમાય છે તેવી રીતે મોજશોખ પણ કરી જાણે છે, દેવળમાં નિયમિત રીતે જવાનું ચુકતા નથી, અને પુન્યદાન પણ બહોળે હાથે કરે છે. જે દેશમાં જાય અથવા જેના ઘરમાં જાય, તેના રીત રીવાજોનું બારીક અવલોકન કરે છે, અને તેમાંથી પણ કંઈ સાર શોધે છે, વિગેરે વિગેરે એવા અનેક સારા ગુણો હોય છે, કે જેનું અનુકરણ આપણે કરવું જોઈએ, અને તોજ વિલાયતી નકલ કરેલી સાર્થક ગણાય.

---

## ૪૬ જાત્રા પોખાત્રા.

દરેક જણ હમેશાં પોતાના ધર્મમાં કહ્યા પ્રમાણે નિત્ય કર્મ કરે છે, દેવ દર્શન કરે છે, પૂજા સેવા કરે છે, છતાં પણ મનમાં એવી ઇચ્છા રાખે છે કે, જો માલીકની મહેરબાની થાય તો, એક વખત જાત્રા કરી આવીએ. પોતાની શકિત પ્રમાણે

પાંચ પૈસા જાત્રા પોખાત્રામાં ખર્ચવાનું બહાને મન થાય છે. પણ ઘર છોડીને નીકળવું ઘણું વસમું છે, અને તેથી કહેવાય છે કે, ઘર છોડવું અને ખોળીયામાંથી પ્રાણ કાઢવો બરાબર છે. ઘણાએ ઉધામા થાય છે, પણ જોગ આતોજ નથી. પણ એમાં ભગવાનની પણ ઇચ્છા હોય તોજ બની શકે છે, કારણ કે ઘણાં ઘરડાંઓ કહેતાં કહેતાં મરી ગયાં કે, મને એક વખત જાત્રા કરવાની હોંસ છે. પણ કોઈ વખત પૈસાની સગવડ નહીં હોય, કોઇ વખત ઘરમાં મંદવાડ હોય, કોઈ વખત ન્યાતમાં મરણ થયું હોય, કોઈ વખત સગામાં મંદવાડ હોય, વિગેરે અડચણો આવી પડે છે. એ તો જ્યારે જોગ આવે કે તરત, ચાહોમ કરીને નીકળી પડે તોજ બને.

કેટલાક માણસો એવા હોય છે કે, જેણે જીંદગીમાં પોતાના ગામ બહાર પગ મૂકયો નહીં હોય, કારણ કે પોતાના કામોમાંથી પુરસદ મળે નહીં, અને કારણ વગર કામ છોડાય નહીં. પણ જો જાત્રાને બ્હાને બહાર નીકળે તો નીકળી શકાય છે.

જાત્રા જવામાં ઘણા ફાયદાઓ છે. એક તો પોતાના ધર્મમાં બતાવ્યા પ્રમાણે પુન્ય હાંસલ થાય છે, એ મોટામાં મોટી વાત છે. એ બ્હાને મુસાફરી થાય છે, જાગૃતી કેમ રાખવી તે શીખાય છે, ટાઢ, તડકો, ભૂખ તરસ વેઠવાની ટેવ પડે છે, નવા નવા ગામોના રીત રીવાજો જાણવામાં આવે છે, નવી નવી ભાષાઓ જાણવામાં આવે છે, અને જાત જાતના પશુ પંખીઓ જોવામાં આવે છે. વળી લીલા કુંજાર જેવાં

ખેતરો, બાગ બગીચાઓ, ઉંડા પાણીની નદીઓ, છાછરા પાણીની નદીઓ, તોફાની નદીઓ, ઉંચા ઉંચા પહાડો, લાકડાંના બનાવેલાં દહેરાંઓ, ધાતુનાં અને પથ્થરનાં બનાવેલાં મંદીરો, પહાડોમાંથી કોરી કાઢેલાં દેવાલયો અને ગુફાઓ, વિગેરે વિગેરે નવાઈની ચીજો જોવામાં આવે છે. કોઈ ઠેકાણે આગગાડીમાં, કે મોટરમાં કોઈ ઠેકાણે બલ ગાડી, ઉંટ ગાડી કે ઘોડા ગાડીમાં કે બળદ અથવા પાડાના ઢળતા ગાડામાં, કોઈ ઠેકાણે સ્ટીમરમાં, કોઈ ઠેકાણે હોડકામાં, કોઇ ઠેકાણે ડોળીમાં બેસીને, કોઈ ઠેકાણે માણસની ખાંધપર બેસીને, અને કોઈ ઠેકાણે પગે ચાલીને મુસાફરી કરવાનો વખત આવે છે. અને તેમાં કેટલો આનંદ આવે છે, તે તો મુસાફરી કરનારનેજ જણાય છે. કોઈક વખત કોઈ નદી કે ઝરામાં ન્હાવાથી, અમૂક જાતના રોગ નાશ પામે છે. કોઈવાર અચાનક કોઈ ખરા સંતના દર્શનનો લાભ મળી જાય છે.

ઘણાં વર્ષો સુધી વૈતરાં કીધાં પછી, આરામની પણ જરૂર છે. માટે આ જાત્રાના નિમિત્તે આરામ લેવાય છે, કારણ કે વેપાર રોજગારની તથા ઘર સંસારની જંજાળમાંથી, તેટલો વખત મુક્ત થઈ જવાય છે અને આનંદજ લેવાય છે. કયાં કેટલું પુન્ય કરૂં, કયાં કેટલું દાન કરૂં, એજ વિચાર મગજમાં રમી રહે છે. માટે બને તો વરસમાં એક વખત, અને નહીં તો બે ત્રણ વર્ષે પણ, જુદી જુદી જાત્રાઓએ જવુંજ જોઇએ

જાત્રા જવા માટે ઘેરથી નીકળ્યા પહેલાં, પોતાના મિત્ર મંડળ તથા સગાં વહાલાંઓને મળી લેવું, પોતાને સી શ

વસ્તુઓની જરૂર પડશે, તે યાદ કરીને બાંધી લેવી. તેમાં મુખ્ય તો છુટા પૈસા પરચુરણ સાથે રાખવા, કારણ કે આગગાડી ચાલવાની તૈયારીએ, કોઈ ચીજ લેવી પડે તો, છુટા પૈસા હોય તો ખપ લાગે. અને જો રૂપીઓ વટાવવા આપ્યો તો આગગાડી ઉપડી જાય, અને બાકીના પૈસા લેવાના રહી જાય. એક સારૂં તાળું તથા ફાનસ અથવા મીણબત્તી અને દીવાસળી રાખવાં; કારણ કે ધરમશાળાની ઓરડીએ તાળું દેવાની જરૂર પડશે. બે નાની સરખી અને આછી ધોતડીઓ રાખવી, કારણ કે કોઈ નદી કે કુંડમાં ન્હાઈને કોઈ દેહરે દર્શન કરવા જતાં જતાં, રસ્તામાં ધોતડી સુકાઈ જાય. અને જો મોટાં ધોતીયાં પલાળ્યાં હોય તો, પોતાના ઉતારાપર અથવા ધર્મશાળામાં, કોઈ ઠેકાણે સુકવવા નાંખ્યા હોય, અને ઉતાવળથી આગગાડીમાં બેસી જવાનું હોય, તો ધોતીયાં રહીજ જાય છે. પાઘડીને બદલે ઘડી થાય એવી ટોપી કે ફેંટોજ રાખવાં. જેમ બને તેમ ઓછાં અને હલકી કીંમતનાં કપડાં રાખવાં. દોરી લોટો અને પોતાને ખપતી ચીજનું ભાથું રાખવું, કંઈક દવાઓ પણ રાખવી. આ બાબતો દેખાઈતી નજીવી છે, પણ એ લેવાનું ભૂલી ગયા હોય ત્યારેજ, એની ખરી કીંમત જણાય છે. સાથે લઈ જવાની દરેક ચીજ એકજ ખુણામાં મૂકવી, અને બહાર નીકળતી વખતે બધી ચીજ બહાર કાઢયા પછી, છેલ્લે જોઈ લેવું કે કંઈ રહી ગયું તો નથી?

જો સારી ધર્મશાળા મળે તો, ગોર કે પંડયાને ત્યાં ઉતરવું નહીં, કારણ કે ઘણે ઠેકાણે એ લોકો બહુ પજવે છે. દાગીના પહેરીને જવું નહીં. થોડાક રૂપીઆ સાથે રાખવા, અને પછી બહારગામ ખપ પડે તેમ, ટપાલ મારફતે મંગાવ્યા કરવા. પોતાને ઘેર અથવા સગામાં સોંપવા જેવું ન હોય તો, કોઈ શરાફને ત્યાં સોંપી જવા, અને તેને કહેવું કે જ્યારે મારો કાગળ આવે ત્યારે મોકલતા રહેજો. કારણ કે કોઇ વખતે રસ્તામાં ચોરી થાય તો, બધું ધન જાય નહીં. આગગાડીના જે ડબ્બામાં બેઠા હોવ, તે ડબ્બાનો તથા ટીકીટનો નંબર ચોપડીમાં નોંધી મૂકજો.

તમે જ્યાં જ્યાં જતા જાઓ ત્યાં ત્યાં જે જે જુવો, તેની નોંધ એક ચોપડીમાં કરજો, એટલે તમે ઘેર આવો ત્યારે મુસાફરીનું પૂરૂં વર્ણન કરી શકો. જેમ બને તેમ ઓછી ચીજ ખરીદ કરજો, અને ભાંગવા તુટવા જેવી વસ્તુ, ઘણી સારી દેખાય, તોપણ લેતા નહીં, કારણકે સત્તર ઠેકાણે ગાડી બદલવાની હોય, અને ગાડીમાં ચઢવાની પણ મુશકેલી પડે, તેવે વખતે આવી ચીજ સાચવવી એ ઘણું કઠણ છે. એતો દમડીની ડોશી ને ઢબ્બુ મુંડામણ જેવું થાય. જો પારસલ કરીને મોકલવા જેવી ચીજો હોય, તો તો પારસલ કરીને મોકલીજ દેજો, નહિં તો આખે રસ્તે સાચવવું ઘણું અઘરૂં પડશે, અને મજુરી ઢગલાબંધ લાગશે.

જાત્રા જવાથી તમે તમારા વતનના ગરીબ લોકોને ચાહતાં શીખશો. કારણકે તમારા વતન તરફનો ધોબી કે દરજી તમને જાત્રામાં મળશે, તો તમે તરતજ તેને બુમ મારીને કહેશો કે કેમ ભાઈ! તમે કયા ગામના ? પછી પેલો કહેશે કે હું તો તમારાજ ગામમાં ફલાણા ફળીયામાં રહું છું, એટલે તરતજ તમને તેના પર ઉભળકો આવશે અને તમે કહેશો કે ચાલો તમે ઠીક મળ્યા, આપણે સંગાત થયો, અગર જોકે તમારા ગામમાં જો તે મળે તો તમે તેની સામું પણ નહીં જુવો. કહે છે કે એક આરબ વિલાયત ગયો હતો, ત્યાં બધાજ પરદેશી દેખાય, તેવામાં એક ઠેકાણે ખજુરનું ઝાડ દીઠું, તેને એકદમ બાઝી પડયો અને કહ્યું કે અરે! આ તો મારા દેશનું ઝાડ!

તમે જ્યારે જાત્રાથી ઘેર આવવા નીકળો, ત્યારે જોજો કે તે વખત તમને બહુજ લાંબો લાગશે. અને જ્યારે તમારૂં ગામ આવવાને બે કલાક રહેશે, ત્યારે તે બે દહાડા જેવા લાગશે. પછી તમારાં ગામ બહારનાં ખેતરો દેખાશે, મીલોનાં ભૂંગળાં દેખાશે, ત્યારે તમને એમજ લાગશે, કે જાણે હમણાંજ સ્ટેશન આવી જાય તો સારૂં. તમે સ્ટેશન પર ટીકીટ આપીને ગાડીમાં બેસીને ગામમાં જવા માંડશો, ત્યારે તમને એમ થશે કે મારૂં કોઈ ઓળખીતું જણાય છે? અને મને પૂછે છે, કે "કેમ ભાઈ આવી પહોંચ્યા કે? એમ કરતાં તમારા ઘર આગળ તમે જાઓ છો, એટલે તમને બધા પૂછે છે કે, "કેમ સારી પેઠે કે? એ

પૈસાનો કાગળ પણ લખવાની પુરસદ મળતી નહોતી ? હમને કેટલી ફીકર થતી હતી ? તમે તો બહુજ ફર્યા ? બહુ સુકાઈ ગયા છો ? ત્યાં ટાઢ અહીંના જેવીજ હતી કે વધારે ? આ બાળુ 'કાકા કાકા' કરીને બુમ મારે છે તેને જવાબ તો દો, વિગેરે મહોલ્લાંવાળાઓ બોલે છે, અને તેનો તમે જવાબ દો છો, તે વખતનો આનંદ; અને બધા તમારે ત્યાં મળવા આવે તેની જોડે લાંબા હાથ કરી કરીને, જાત્રાનું વર્ણન કરો છો ત્યારનો આનંદ કેટલો હોય છે, તે તો તમારૂંજ મન જાણે.

---

## ૪૭ ભકિત

પોતપોતાના ધર્મના નિયમ પ્રમાણે દરેક જણે ભગવાનની ભકિત કરવી જોઈએ. ભગવાનના નામની માળા ફેરવવી કે નોકારવળી ગણવી, દેવ દર્શન કરવાં, દેવની સેવા પુજા કરવી, સંધ્યા પ્રાણાયમ કરવાં, વિગેરે ભકિતજ છે. જેનાથી જે બને તે કરવું. ભગવાનની ભકિત કરવાથી આ લોક તથા પરલોક બંનેમાં ફાયદો થાય છે. દરેક ધર્મમાં ભકિતના જે જે નિયમો બતાવ્યા છે, તે બધા શરીરની તંદુરસ્તી જાળવવામાં પણ મદદગાર થઈ પડે છે. આપણે કોઈ વિદ્વાનને એકાદ નિયમના ગુણ પુછીએ તો તે બરાબર સમજાવે છે, અને આપણને એમજ થાય છે કે એ નિયમ કોઈ પણ રીતે પાળવા જેવો છે. અને આપણી ખાત્રી થાય છે કે આવી રીતે બધાજ નિયમો મુદ્દા સરજ ઘડાયલા છે. માટે નિયમોના ગુણ જાણીયે યા ન જાણીયે

તોપણ આપણે તે પાળવાજ જોઈએ. ઉપલક નીધાંથીજ જુવોની કે સંધ્યા પ્રાણાયમથી કેટલાક રોગો મટે છે, માળા ફેરવવાથી ચિત્તની એકાગ્રતા કરતાં શિખાય છે, અને તુળશી રૂદ્રાક્ષ પ્રવાળ વિગેરેના મણુકા આંગળી સાથે ઘસાવાથી ઘણા ફાયદા થાય છે. દેવ દર્શને જવાથી કેસર, સુખડ, બરાસ, કપુર, ઘઉંલા, કપુરકાચલી, લોબાન, અગરબત્તી, ઘીના દીવા, જાતજાતનાં મઘ મઘતાં પુલો, અત્તરો, તુળશી, બીલ, ડમરો વિગેરે, કે જેમાં ઘણા રોગો મટાડવાના ગુણો રહેલા છે, તેની ખુશબોથી આપણું મગજ તર થઈ જાય છે, દેવસ્થાનમાં હોઇએ તેટલો વખત, બહારના બીજા વિચારો દાખલ ન થતાં, ભગવાન તરફ ચિત્ત ચોંટેલું રહે છે. દેખઇતા ફાયદા શું થાય છે તે વાત થઈ, પણ તેની સાથે એમાં પુન્ય પણ છે, તે શું છે તે તો શાસ્ત્રો વાંચો ત્યારે ખાત્રી થાય.

માટે હમેશાં બનતા સુધી સવારમાંજ પોતાના ધર્મમાં બતાવેલી વિધિ કરીજ લેવી. પણ તેમાંએ હદ પાર જવાનું, ગૃહસ્થને તો પરવડે નહીં. ઘણા લોકો કહે છે કે, હમે તો રોજ ગીતાજીનો પાઠ બે ત્રણ વાર કરી જઇએ છીયે, અને ફલાણો પાઠ પાંચ વખત વાંચી જઇએ છીયે, અથવા કલાકો સુધી માળા કે નોકારવળી ગણીયે છીયે વિગેરે. પણ બેચાર પાંચ કલાક એમાં ગાળવા એ કેમ પરવડે? સવારમાં ઘરનાં કામો સંભાળવાનો પણ પોતાનો ધર્મ છે. કદાચ પૂર પૈસા-વાળા અથવા ઘરડાઓને પરવડે. અરે! પૈસાવાળાને પણ

નહીં પરવડે, કારણ કે સંસ્કૃત કે માગધી કે બીજી કોઈ ભાષામાં લખેલાં પુસ્તકો. તમે સમજ્યા વગર વાંચ્યાજ કરો, તેમાં એટલો બધો લાભ નથી. થોડું, પણ સમજીને વાંચો તો વધારે લાભ કારક છે. પૈસાવાળાઓ પણ આવા કામમાં આટલા બધા કલાક ગાળે, તેને બદલે એક બે કલાકમાં પતાવી દે, અને પછી પોતાના ગામની ઇસ્પીતાલ, નિશાળ, કે ગરીબ ગુરબાં-ઓનાં મહોલ્લાઓની મુલાકાત લે, અને ત્યાં શું શું ખામીઓ છે તેની તપાસ કરે, તો એ પણ એક જાતની ભકિત છે. અને તેમાંથી શીખવાનું પણ ઘણું મળે છે, કારણ કે કોઈ લાખો રૂપીઆનો વેપાર કરનારો માણસ આજે એવી સ્થિ-તિમાં આવી પડયો છે કે પોતાને દવા કરાવવા માટે ધર્માદુ ઇસ્પીતાલમાં આવવું પડયું છે, કે કોઈ એવો નિશાળીઓ છે કે જેને ભણવા માટે બીજાઓ પાસેથી કાલાવાલા કરીને ચોપડીઓ લાવવી પડે છે, કે કોઈ એવી ગરીબી સ્થિતિ ભોગવે છે કે જેની પાસે અંગ ઢાંકવાને પૂરું કપડું પણ નથી અને એક વખત ખાવાને પૂરું અન્ન પણ નથી. આવાં આવાં દ્રશ્યો જોઈને તમે શીખશો કે ભગવાને તમને પૈસો આપેલો છે તેનો સદ્ ઉપયોગ કયાં કરવો.

માટે પોતાને અને પારકાને ફાયદો થાય, એવી ભકિત દરેક જણે દરરોજ પોતાના ગજા પ્રમાણે કરવી જોઈએ. દેવ-દર્શને જવા નીકળો ત્યારે આખે રસ્તે ભગવાનના નામનું રટણ

કરજો, અને દેવસ્થાનની અંદર ધંધા રોજગારની કે નકામી કુથલીની વાતો કરશો નહીં. તમારા ઘરમાં દેવસેવામાં દેવ દેવીની પ્રતીમા કે મૂર્તી કે છબી હોય, તેમાં તમે ઉમેરો કરશો નહીં. અથવા તમારો છોકરો હોંસથી બજારમાંથી એવું કાંઈ લાવે તે પણ ઉમેરશો નહીં. કારણ કે આજે તમને કે તમારા છોકરાને જેટલી હોંસ છે, તેટલી ભવિષ્યમાં નહીં રહે તો, પૂજા કરતાં કંટાળો આવશે.

ભકિત કરવાથી એક ગુણ જરૂર આવવો જોઈએ, એટલે કે ગુસ્સો જતો રહેવો જોઇએ. નહીં તો પછી પૂજામાંથી પરવાર્યા કે, કોઈની જોડે કેમ લડવું અને કોઈની જોડે કેમ વઢવું ! આથી તો કર્યા કારવ્યા પર ધુળ મેળવ્યા જેવું થાય. માટે તમે ખરી ભકિત કરી કયારે કહેવાશે, કે જ્યારે તમે કેળ જેવા નરમ થશો ત્યારે. અને ખરી ભકિત તો ભૂખ્યાંને અન્ન અને નાગાંને વસ્ત્ર આપવામાંજ છે. એક કવિએ ઠીકજ કહ્યું છે કેઃ

---

## ભુજંગી છંદ.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા, તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા,
ચલાવી તમે કેટલી છે દુકાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો—૧
તમે કેટલી રોજ ચીરોટ ફુંકી, તમે કેટલી વાપરી ચ્હાય ભૂકી,
તમે ચાવતા કેટલાં રોજ પાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો—૨
કઈ જાતના પ્હેરતા બૂટ જોડા, ઘરે રાખતા કેટલા ગાય ઘોડા,

હુવાં કેટલાં ગાડીને ગાડીવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૨
તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો, બી. એ; એમ. એ; એમ.
ડી. શું થયા છો,
થયા જે. પી. કે ચાંદ સી. આઈ. ઈ.નો, પ્રભુ તે તમોને નથી
પૂછવાનો–૪
કઈ જાતના બાળતા ઘેર લેમ્પો, કઈ જાતની વાપરી બેસ્ટ કેપો,
બીજે ડ્રેસ કેવો હુતો પ્હેરવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૫
તમે કેટલાં વસ્ત્ર ભેળાં કર્યાં છે, કઇ જાતનાં અત્તરો વાપર્યાં છે,
તમે વાપર્યાં પાન ગુલાબદાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૬
તમે કેટલા નાટકો ખેલ જોયા, તમે શર્તમાં કેટલા દામ ખોયા,
લીધો લ્હાવ શું સોરટી જીતવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૭
ઉનાળે કયે ગામ આરામ લેતા, કહો રેલ્વેમાં કયો વર્ગ લેતા,
કરી કેટલી મીજબાની જુવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૮
મુલાકાત લેતા તમે હોટલોની, અને ભાંગતા ગર્દનો બોટલોની,
કર્યો ખુશ્બો સેંટની શીશીઓનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો–૯
તમે કેટલું દીનને દાન કીધું, ગરીબો તણું શું તમે હીત કીધું,
દઈ અન્ન પોષ્યાં તમે ઈનસાનો, પ્રભુ તે તમોને નક્કી પૂછવાનો–૧૦

---

## ૪૮ ધર્મની નિંદા.

હાલમાં ઘણે ઠેકાણે એક બીજાના ધર્મની નિંદા થતી જોવામાં આવે છે, અને તેજ દુ:ખનું કારણ છે. ધર્મ એટલે શું, તેનીજ સમજ પડતી નથી. અને તેથીજ ગોથાં ખાવાં પડે છે.

એક જણ મૂર્તીને પૂજવામાં પૂન્ય માને છે, બીજો પાપ માને છે. એક જણ પરોઢીયામાં પ્રભાતીયાં તથા ભજનો ગાવાનું પૂન્ય માને છે, બીજો તેને પાપ માને છે. એક જણ પવિત્ર નદીમાં ન્હાવાનુ પૂન્ય માને છે, બીજો તેને પાપ માને છે. આવી આવી સેંકડો વિરૂધ્ધ બાબતો હોય છે, અને દરેક જણ કહે છે કે હમારૂંજ કહેવું ખરૂં છે. માટે પૂન્ય કોને કહેવું અને પાપ કોને કહેવું, એનો નિર્ણય કોની પાસે કરાવવો? એનો નિર્ણય થવાનોજ નથી. કહ્યું છે કે

"અબા એજ અંધારો કુવો,
ઝગડો મીટાડી કોઈ નહીં મુવો"

માટે ખરો રસ્તો તો એજ છે કે, દરેક ધર્મવાળાએ પોતાના ધર્મમાં કહ્યા પ્રમાણે ચાલવું, અને બીજાની નિંદા કરવી નહીં, કારણ કે ધર્મની ઝનુનમાં કંઈનું કંઈ થઇ જાય છે.

કોઈપણ ધર્મમાં એવું કહેતાં તો નથી સાંભળ્યું કે, તમે ચોરી કરજો, તમે ખરાબ રસ્તે ઉતરજો, તમે જૂઠું બોલજો, તમે હરામનો પૈસો લાવજો વિગેરે. આમાંનું તો કોઇ ધર્મમાં કહ્યું નથી. માત્ર રૂઢીઓમાં ફેર છે. ત્યારે શા માટે આપણે રૂઢીઓને લીધે લડી મરવું? તમે કહો છો તેજ ખરૂં છે, અને બીજા કહે છે તે ખોટું છે, એમ ધારીને તેના તરફ ધિકકારની નજરે જોશો નહીં. અને એ તો કુદરતી નિયમ છે કે, જેવું તમે બોલશો તેવો પડઘો સાંભળશો. તેવીજ રીતે તમે તેને ધિકકારશો તો, તે તમને ધિકકારશે. અને થઇ રહ્યું છે પણ તેમજ; અને તેથીજ

આપણી અવદશા થઈ છે. કોઈ માણુસ તમારૂં દબાયલું હોય, અને તેના ધર્મની નિંદા તમે કરો, તો તે માણુસ મોઢે તો નહીં બોલશે અને હાજી હા કર્યા કરશે, પણ મનમાંથી તો તેને બહુ ખોટું લાગશે. કારણ કે પોતાના બાપની નિંદા સાંભળી છોકરાને જેટલું લાગી આવે છે, તેટલુંજ ધર્મની નિંદા સાંભળીને પણ દરેકને થાય છે. માટે તમે તમારૂં કર્યા કરો, અને બીજા જે કરતા હોય તેને તે કરવા દો. કહ્યું છે કેઃ—

તને બીજાની શી પડી, તારી તારી નીવેડ;
તારી નાવ દરિયામાં, ડુબે નહીં તે ખેડ.

દરેક જણે પોતાના ધર્મમાં બતાવ્યા પ્રમાણે, શુભ આચરણે ચાલવું અને સઘળાને ભાઈઓ સમજવા. કોઈને સુધારવા જેવું લાગતું હોય તો, નરમાશથી સમજાવી જોવું; માને તો ઠીક, નહીં તો તે વાત પડતી મૂકવીઃ—

કબીરકા ઘર ચોકમેં, ગલ કટ્ટોંકે પાસ;
કરેગા સો પાવેગા; તું ક્યું ભયો ઉદાસ ?

તમે જે નિયમ પાળતા હો, તે બીજા પાસે પળાવવાનો પ્રયત્ન કરતાં, તેને તરછોડી નાંખીને નિંદા કરતા નહીં. કારણ કે એમ કરવાથી તમે તેનું અપમાન કરો છો, અને તેથી તેનો પ્રેમ તમારા પરથી ઉઠી જાય છે, અને કેમ જાણ્યું કે તે માણુસ બીજા નિયમો નહિં પાળતો હોય ?

તમે જો ધર્મમાં વધારે ઉંડા ઉતર્યા હો તો, તમારે બોલવા ચાલવામાં નરમાશ રાખી, સામાની નિંદા નહીં કરવી. તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

દયા દાન ઓર દીનતા, પર સ્ત્રી માત સમાન;
ઇતનેમેં પ્રભુ ના મીલે, તો તુલસીદાસ જમાન.

---

## ૪૯ દુકાનદારી.

બજારમાં બેસીને દુકાનદારી કરવી, એ કંઈ સહેલી વાત નથી. દુકાનદારી કરતાં આવડતું હોય તો, થોડા વખતમાં સુખી થઈ જવાય છે, અને નહીં આવડે તો લેવાના દેવા થાય છે, અને દુકાન ઉઠાવી નાંખવી પડે છે. માલ વેચાતો લાવવો તે એ ઠેકાણે ફરીને કસીને રોકડેથી લાવવો. બહુ ઓછે નફે વેચાણ કરવું, કારણ કે થોડે નફે બહોળો વેપાર થાય છે. ઉધાર આપવું નહીં પણ રોકડેથીજ વેચવું, ઘરાક સાથે મીઠાશ રાખવી, અને નવું ઘરાક આવે તેપણ જાણે ઘણા દહાડાનું ઓળખીતું હોય, તેવી રીતે હસીને તેને આવકાર આપવો. બનતાં સુધી એકજ ભાવ કહેવો, અને તે ભાવ એવી રીતનો હોવો જોઇએ, કે જો તે ખરીદ કીધા વગર બીજી દુકાને બજાર કાઢવા જાય, તોપણ ફરીને તમારીજ દુકાને પાછો આવે.

દુકાનપર કોઈ દિવસ સૂવું નહિં. કારણ કે ભાગળીયો ઉંઘ્યો કે બદામ ચૂકયો. વેપારીને દુકાનપર ઉંઘતો દેખે તો નવું ઘરાક તેની દુકાને જતું નથી, પણ બીજી દુકાને જાય છે.

દુકાનપર બેઠા બેઠા માલની તારવણી ક્ર્યા કરવી, સાફ સુફ કર્યા કરવું, અને માલ એવી ટાપટીપથી ગોઠવેલો રાખવો કે, જોઈને ઘરાક અંજાઈ જાય. નુકસાની માલ દેખાય તે જુદો કાઢી ઓછી કીંમતે વેચી નાંખવો. તમે માલની ઉથલ પાથલ કરીને ગોઠવતા હો, તે વખતે એવી રીતે કામ કરો કે, રસ્તે જનારાને ઉભા રહીને જોવાનું મન થાય. જોઈ જશે તે કોઈ દહાડો લઈ પણ જશે. તમને વાત કરતાં એવું સરસ આવડવું જોઈએ કે, આવેલું ઘરાક પાછું જાયજ નહીં. એક નહીં ને બીજી, બીજી નહીં ને ત્રીજી, એમ દસ વસ્તુનો ઢગલો તેના મ્હોં આગળ કરવો, એટલે એમાંથી એક ચીજ પણ લેશે. ઘરાક માલ જોવાની ના કહે તોપણ તમે તો આળસ કરતાજ નહીં, અને કહેજો કે "જોવામાં કંઈ પૈસા બેસે છે? જુવો તો ખરા, તમારી ધ્યાન પહોંચે તો લેજો, અને નહીં તો નહીં લેતા," એમ કરીને માલ બતાવ્યાજ જજો. ઘરાકને એમજ લાગશે કે આટલી બધી મહેનત કરાવી ને કંઈપણ નહીં લઈએ, તો ખરાબ દેખાય.

કદાચ કોઈને ઉધાર આપવુંજ પડે તો, વાયદાસર ઉઘરાણી કર્યાજ કરજો. બનતા સુધી લડાઈ ટંટો કરવો નહીં, અને કોર્ટમાં ન જવાય ત્યાં સુધી સારૂં. દુકાન જરા મોખરાપર રાખવી, કે જતા આવતાની નીઘાં પડયાજ કરે. જે ચીજ ફાડીને કે કટકા કરીને આપવાની નથી, તે ચીજને માટે એવી ખાત્રી આપજો કે, નહીં પસંદ પડે અથવા મોંઘી પડે તો, પાછી આપી જજો,

અથવા બદલાવી જજો. પણ જો તે ચીજ પાછી આવે તો તપાસી જોજો કે, ગોબો પાડીને કે ભાંગીને તો લાવ્યો નથી? અથવા કાપડ જેવી વસ્તુની ઘડીમાં ડાઘો પાડીને તો લાવ્યો નથી?

દરેક માણસના ચ્હેરાપરથી પરિક્ષા કરતાં શીખવું, કે આ માણસ ચોર છે કે શાહુકાર. કોઇ અજાણ્યો માણસ આવીને કહે કે તમારા ઓળખીતા મજુર કે હેલકરી સાથે માલ મોકલો, હું ઘેરથી રૂપીઆ આપી દઈશ, તો તમારી દુકાનના માણસને પણ સાથે મોકલજો, કારણ કે રસ્તેથી મજુરના માથાપરથી એકજ ચીજ ઉઠાવી લે, અને કહે કે "આ પડી જવા જેવું છે માટે લાવ હું ઉંચકી લઉં." અને એમ કરીને પોબારા ગણી જાય, અને બાકીનો માલ લઈને મજુર તમારી દુકાને અથડાતો આવે.

તમે દુકાનપર એકલાજ હો, અને ઘરાકને બતાવવાને માલ લેવાને ઉઠ બેસ કરવી પડે, તો ઘરાકના મોઢા આગળ માલ પડયો હોય, તેનાપર નીઘાં રાખતા રહેજો, કે તેમાંથી પેલો કંઈ તફડાવતો તો નથી? દુકાન પર હજાર પ્રકારનાં માણસ આવશે, માટે બહુ ચાલાકીથી કામ લેવાનું છે. પાન બીડી પણ દુકાન પર રાખી મૂકવાં, અને જે ઘરાકને આપવા જેવું હોય તેને આપવાં; કોઈને ચા પણ પાવી. તમારા આવા વિવેકથી ઘરાક રાજી થાય છે. ઘરાકની સાથે કોઈ છોકરૂં હોય તો, તેના હાથમાં કોઈ રમવાની ચીજ અથવા બે પૈસા મૂકવા.

## ૫૦ ખરીદી કરનારને સૂચના.

બનતાં સુધી દરેક માણસે બજારમાં સોદો ખરીદવા જવું પડે છે. પૈસાવાળાઓ ઘણીખરી વસ્તુઓ નોકરો પાસે મંગાવે છે, પણ કેટલીક વસ્તુઓ લેવા તો જાતે જવું પડે છે. બજારમાં સોદો લાવવો, એ પણ અક્કલ અને હોંશીયારીનું કામ છે, અક્કલ વાપરે તો થોડા પૈસામાં સારી ચીજ લાવે, અને નહિ તો વધારે પૈસા ખરચીને નઠારી ચીજ લાવે. તમે બજારમાં જાઓ ત્યારે દરેક ચીજ ભાવ તાલ કરીને લેજો, ઓછામાં ઓછી બે દુકાને તો ભાવ પુછજોજ, કારણ કે કેટલીકવાર એક ચીજ એક દુકાને દોઢ રૂપીએ મળે છે, અને તેજ ચીજ બીજી દુકાનેથી બાર આનામાં મળી શકે છે. ચાખવા જેવી ચીજ હોય તે ચાખીને લેજો, કે ખોરી કે વાસી હોય તે માલમ પડે, કારણ કે વાસી ચીજને ભપકાબંધ રાખી હોય, તે જોઈને છેતરાઈ જવાય છે. જે બાજુપરથી ચખાડે તેજ બાજુપરથી લેજો, કારણ કે કેટલેક ઠેકાણે હલવા જેવી ચીજ એકજ થાળીમાં તાજી અને વાસી સાથે સાથે રાખીને, ઉપર વરખ ચોંઢેલાં હોય છે.

કાપડ જેવી ચીજ હોય તો, બરાબર તપાસીને બેત્રણ ઠેકાણેથી ખેંચી જોજો, કે કોયલું કે સડેલું તો નથી? કેટલાંક રેશમી કાપડ એવાં હોય છે કે કોયલું હોય છતાં પણ, છેડાપરથી ખેંચી જુવો તો ફાટે નહીં, પણ એક ખુણો બેવડો કરી તેને પોલો રાખી ખેંચો, તો તરત ફાટી જાય. આમાં

તમને સમજણુ નહી પડે, માટે કોઈ દોસ્તદાર કાપડીઆને પુછીને રીત શીખી મૂકજો. અને તેમ નહીં બને તો, કાપડ લેતી વખતે બેચાર રીતે ખેંચી જોજો, અને તેનો દોરો કાઢીને તોડી જોજો.

જો કોઈ જાણીતા વેપારીને ત્યાંથી માલ ખરીદતા હો, તો કોઈ કોઈ વાર બીજી દુકાને પણ ભાવની તો ખબર કાઢતાજ રહેજો, અને ફેર પડે તો પુછજો કે ભાવમાં ફેર કેમ છે ? આમ કરવાથી વેપારી ચેતતો રહેશે કે આતો બીજી દુકાને પણ ખબર કાઢતા રહે છે. તોલ માપ પર બરાબર નીઘાં રાખજો. તમારા ઘરમાં ત્રાજવાં અને કાટલાં તથા માપનાં વાસણો રાખી મુકજો, અને તમારા ઓળખીતા વેપારીને ત્યાંથી ઘી તેલ કે અનાજ આવતું હોય, તો કોઇ વખતે તમારા ઘરમાં આવે કે તરત તેનાજ દેખતાં, કે તેનો માણસ આવ્યો હોય તેના દેખતાં તોળી કે માપી જોજો. કારણ કે કેટલાક વેપારીઓ એમ ધારે છે કે, એને ત્યાં તો બધું ચાલ્યું જશે, કોણ પુછે છે ?

સોંઘુ તે આખરે મોંઘું છે, માટે બજારમાં કોઇ દુકાનદાર બીજાઓ કરતાં સોંઘે વેચી નાંખતો હોય, તો બરાબર તપાસ કર્યા વગર લેશો નહીં. પરચુરણ સોદો બજારમાંથી લીધો હોય તો, એક રૂમાલમાં મૂકી ગાંઠ બાંધીને પછી લઈ જવો, એટલે રસ્તામાં પડી જાય તો વેરાય નહીં. ઘી જેવી વસ્તુ તપેલીમાં લાવવી હોય તો તપેલી પણ રૂમાલમાં બાંધીને લાવવી સારી

છે, કારણ કે ઓચીંતો ગાય ઢોરનો હડસેલો વાગવાથી, હાથ-માંથી પડી જાય તોપણ, ભોંયપર ઢોળાય નહીં. દુધ દહીં વિગેરે ઉજળી ચીજો તો, કોઈ દહાડો પણ ઉઘાડાં લાવવાંજ નહિં.

સોદો લેતી વખતે બનતાં સુધી બદલાવાની, કે પાછો આપવાની શરત કરીને લેજો. બજારમાં જતી વખતે છુટા પૈસા સાથે રાખજો. દુકાનદાર પાસેથી પૈસા લો તો ખરાખોટા તપાસીને લેજો. ખોટા આપે તો તરત બદલાવી લેજો કેટલાક વેપારી ખોટા પૈસાનો ઢગલો આગળ મૂકે છે, અને ખરા પૈસા બાજુપર સંતાડી મૂકે છે.

કોઇ દુકાનેથી રોકડથી સોદો લો, તો બનતાં સુધી આંકડા લેજો, કારણ કે હિસાબ ગણવામાં ભૂલ થઈ હોય તો, તમે આંકડો લઇને પાછા જાઓ તોજ તે હા પાડશે, કે આ માલ મારી દુકાનનો છે. જો ઉધાર લેવું હોય, તો તો આંકડા લેવાનું ચૂકશોજ નહિં. કારણ કે તમે આજે જે ભાવ ઠેરવ્યો, હશે, અને જેટલો સોદો લીધો હશે, તેજ ભાવ અને તેટલોજ માલ બીલમાં લખાશે; અને નહિં તો ઘણે દિવસે પૈસા ચૂક-વવા જશો ત્યારે લુચ્ચો વેપારી હશે. તો તેણે ચોપડામાં વધા-રેજ પૈસા લખી દીધા હશે, અને તમે પણ તેજ પ્રમાણે ચૂકવી આપશો. જો તમે કટકે કટકે પૈસા ચુકવો તો, અસલના બીલપર વસુલ ભરાવતા જજો.

એક દુકાનદારના ત્યાંની ચીજ તમને પસંદ નહીં પડશે, તોપણ દુકાનદાર તો તમને એમજ કહેશે કે "આથી સારૂં ો હવે તમને શું બતાવું ? દસ જાતનો માલ તમને બતાવ્યો તારામાં સારો બતાવ્યો, છતાં પણ તમારી નીઘાંમાં નથી તરતો, ત્યારે તો હમારા નસીબનો વાંક !" દુકાનદાર તો ખરૂંજ કહે છે, કારણ કે એની દુકાનમાંના કચરા માલમાંનો ારામાં સારો તમને બતાવી ચુકયો, અને એથી સારો એણે સાવ્યોજ નથી. પણ તમે જરાક તસ્દી લઇને, ઉઠીને બીજી કાને જશો તો, તમને દસ દરજ્જે સારો ફડકતો માલ મળશે, ાને તેપણ કદાચ ઓછી કીંમતે મળશે. માટે તમારૂં મન હીં માને તો, દુકાન પરથી ઉઠીને ચાલ્યા જવું, ખોટું સમ ાવે તેથી સમજી જવું નહીં. એક દુકાને ન મળે તો બીજી ાને પણ નહીં મળે એમ સમજશોજ નહી. એકજ વેપારીને ાં દરેક જાતનો માલ મળવાનોજ નથી, કારણ કે એમ વાને માટે તો લાખો રૂપીઆ જોઇએ.

---

## ૫૧ ફરજ.

દરેક કામમાં દરેક માણસની કંઇ કંઇ ફરજ તો હોય જ, અને તે દરેકે બજાવવી જોઇએજ. એ ફરજ બજાવવામાં ચ્યા, તેણે પાપ કર્યું કહેવાય છે. હાલમાં ઘણે ભાગે મોટી મરવાળા, નાની ઉમરવાળા પાસેથી ફરજની આશા રાખે છે. ોબ પોતાની ફરજમાં ચૂકયો તો, પૈસાવાળો તેને ઠપકો દે

છે, અને પોતે ચૂકે તેનું કંઈ નહીં. ચાકર પોતાની ફરજમાં ચૂકયો તો શેઠ તેને ઠપકો દે છે, અને શેઠને તો કોણ પૂછી શકે ? દરેક વાતમાં એવાજ દાખલા જોવામાં આવે છે. પછી કહેશે કે સંસાર નિરસ દેખાય છે, કંઈ આનંદજ દેખાતો નથી. પણ દેખાય તે શેનો ? જ્યાં ન્યાય નથી ત્યાં આનંદ શેનો ?

દીકરાની ફરજ છે કે બાપના હુકમને તાબે થવું, માબાપની સેવા કરવી, તેમને રખડાવીને પોતે જુદા રહેવું નહિં, તેમનું ઘડપણ સાચવવું, અને જૂઠું બોલવું નહીં. તે પ્રમાણે બાપની પણ ફરજ છે કે, છોકરાને સારી કેળવણી આપવી, તેને ખરાબ ગાળો દેવી નહીં, મોટો થતો જાય એટલે તેને મિત્ર બરાબર ગણવો, તેના ચાર મિત્રોના દેખતાં તેનું અપમાન કરવું નહીં, ઠપકો આપવો તો ખાનગીમાં આપવો, કંઈ કસુર થાય તો તરત તેના પર જુલમ નહીં કરવો, તેને સારે ઉદ્યમે લગાડવો, નાનપણમાં લાડમાં ગમે તેવું બોલવાની ને કરવાની છૂટ આપવી નહીં, દીકરો પોતાના ખાનગી ઓરડામાં બેઠો હોય, ત્યાં ગમે તે બ્હાનું કાઢીને ઘડી ઘડી જવું નહીં, અને કદાચ જવુંજ પડે તો, છાનામાના જવું નહીં, વિગેરે બાપને માથે પણ ઘણી ઘણી ફરજો છે.

નોકરની ફરજ છે કે નીમકહલાલીથી નોકરી કરવી, શેઠને માટે પ્રાણ આપવાને તૈયાર થવું, શેઠનું ઘર તે પોતાનુંજ ઘર સમજીને કામ કરવું, બગાડ કરવો નહીં, ચોરી કરવી. નહીં,

આળસ કરવું નહી વિગેરે. પણ તેની સાથે શેઠનો પણ ધર્મ છે કે નોકરોને બચ્ચાં સમાન ગણવાં, તેના પર જુલમ કરવો નહિં. તેને ભૂખે મારવા નહિં, ટાઢના દહાડામાં તેને ગરમ કપડાં આપવાં, જેમ જેમ વખત જતો જાય, તેમ તેમ પગાર વધારતા જવો, આખા દિવસમાં જરા આરામ પણ આપવો, વિગેરે.

ધણીઆણીએ ધણીનો પડતો બોલ ઉઠાવવો, ધણી જમ્યા પછી જમવું, ધણી સૂતા પછી સૂવું, ધણીના ઉઠયા પહેલાં ઉઠવું, ધણીને દરેક રીતે રાજી રાખવાનો પ્રયત્ન કરવો, પરપુરૂષ સાથે વાતચીત કરવી નહીં, કદાચ ધણી ગુજરી જાય તો વિધવાના ધર્મ ચોક્કશ પાળવા વિગેરે, પણ ઘણા ધણીઓ તો બૈરીને આખો દિવસ વૈતરૂં કરનારી નોકરડી હોય એમજ સમજે છે. તેને મારફાડ કર્યા કરે છે, તના પર ગાળોના વરસાદ વરસાવે છે, પોતે સારૂં ખાય છે અને તેને આપતા નથી, પોતે ઈસ્કી ટાઈટ થઇને ફરે છે, અને તેને સત્તર ઠીંગડાનું કપડું પહેરાવતાં શરમાતા નથી, મોડી રાતે ઘેર આવે ત્યારે, જો ધણીઆણી એક્કી બૂમે જાગીને બારણું નહિં ઉઘાડે, તો તેને ઝૂડી નાંખે છે, તે માંદી પડે તેની દરકાર રાખતા નથી, અને કદાચ તે મરી જાય તો, બીજી પરણવાનો પોતાનો હક સમજે છે. આવો જ્યાં અન્યાય ચાલતો હોય, ત્યાં પછી સુખ શાનું ?

ચીકાગોમાં એક એવી અદાલત છે કે જે કુટુંબના કલેશ અટકાવવાનું કામ કરે છે. ઘણી ધણીઆણીઓ લડીને

છુટાછેડા લેવા ગયલા, તે લોકોને આ કોરટના જજે, સમજાવીને સંપીને રહેતા કરી દીધા છે. તેની મૂખ્ય સૂચના જાણુવા લાયક છે તે નીચે લખીયે છીયે.

પુરૂષો માટે—તમારી ભૂલ થઇ હોય તે કબુલ કરવામાં ખંચાશો નહિં. કોઇ પણ બાબતમાં જીદ કરશો નહિં, કંઈ તકરારી ખટકો સુતી વેળા રહે નહિં તેમ કરજો. લાંબા વાદવિવાદમાં પડશો નહિં. પ્રસંગ મળે કે તમારી સ્ત્રીનાં વખાણુ કરશો, તો તે ઉમંગથી કામ કરશે. ઘરનાં કામથી પુરસદ મળે ત્યારે, તેને પણ મોજશોખ અને રમતગમતનો લાભ આપજો, કચકચીયા બાબતો પર રાત્રે વાત કરશો નહીં.

સ્ત્રીઓ માટે—ઉપલાજ વિષયો સ્ત્રીઓને પણ લાગુ પડે છે, અને વધારામાં એટલું કે ધણી પાસે પૈસો હોય તોજ દાગીના કપડાં માટે આગ્રહ કરજો, નહિં તો તકરાર કરીને જાતે દુખી થશો નહીં અને તેને દુઃખી કરશો નહિં, ધણી કોઈ ઠેકાણે સાથે જવાનું કહે તો તરત જજો. જજની ઉપલી સૂચના ધણી ધણીઆણીએ જાણીને ઉપયોગમાં લેવાની છે. સાથે એટલું પણ યાદ રાખવું કે, બંને જણે પોતપોતાના વિચાર ખુલ્લે ખુલ્લા જણાવી દેવા, છુપા રાખવા નહીં.

ચેલાએ ગુરૂની આજ્ઞા પ્રમાણે સેવા ચાકરી કરવી, ગુરૂને દરેક રીતનો સંતોષ આપવો, એ ચેલાની ફરજ છે. તેમજ ગુરૂએ ચેલા પર હેત રાખવું, અને દયા રાખીને તેને જ્ઞાન આપીને આગળ વધારવો.

વહુએ સાસુને મા સમાન ગણવી જોઈએ, તેનો પડતો બોલ ઝીલવો જોઈએ, તેના હાથમાંથી કામ ઝુંટવીને પોતે કરવું જોઈએ, તેની આમન્યા પાળવી જોઈએ, બીજા બધાઓના આગળ સાસુનાં વખાણ કરવાં જોઈએ, સાસુનાં નાનાં છોકરાંઓને ધર્યાં ને ધર્યાં રાખવાં જોઈએ, સાસુની દીકરીને આખો દિવસ ખમા ખમા કરવું જોઈએ, સાસુનું જરાક માથું દુખે કે, તેને માટે પોતાના પ્રાણ પાથરી નાંખવા જોઈએ, સાસુ સેંકડો ગાળો દે પણ તેના સામું એક વાર પણ ઉંચે સ્વરે બોલવું જોઈએ નહીં, વિગેરે વહુની ઘણી ફરજો છે. પણ તેની સાથે સાસુની પણ ઘણી ફરજો છે. વહુને પોતાની દીકરીજ ગણીને તેના પર હેત રાખવું જોઈએ, પારકાંઓ પાસે વહુને ઉતારી પાડવી નહીં, બધો કામનો બોજો વહુ પર નાંખવો નહીં, પોતાનાં છોકરાંઓ વહુનું માન જાળવે છે કે નહીં તેની તપાસ રાખવી જોઈએ, વહુની તબીયત બગડે તો તેને દવા આપવામાં આળસ કરવું નહીં, વહુને ગાળો દેવી નહીં, સાસુ ભાંગે તે કલેઢાં અને વહુ ભાંગે તે ઠીકરાં એવી વર્તણુક ચલાવવી નહીં, વહુને ધણી તરફનું સુખ ન હોય તો, પોતાના છોકરાને સારી શીખામણો આપીને ઠેકાણે લાવવો, અને ઉંદર બીલાડીના જેવો ખેલ થવા દેવો નહીં, પોતાનાં વહુ દીકરો હસી બોલીને વાતો કરે, તે જોઈને અદેખાઈ કરવી નહીં, અને જે વહુ આખો દિવસ ડર્યાં કરે અને રડયાં કરે, તેને છોકરાં થશે તે પણ બીકણુ બીલાડી અને માયકાંકલાં જેવાં થશે એ જાણવું, એ સાસુની પણ ફરજ છે.

મતલબ કે નીચા દરજ્જાવાળાઓએ તો પોતાનો ધર્મ પાળવોજ જોઈએ, અને તે છુટકે કે ન છુટકે પણ પાળેજ. પણ તેની સાથે ઉંચા દરજ્જાવાળા પણ પોતાની ફરજ સમજે તોજ સંસાર સુખમય થશે, અને નહીં તો નિરસ અને ખારો ઊસ જેવો લાગશે.

---

## પર પરણ્યો પીડાએ મરે.

વણ પરણેલો પરણુવા, પરણ્યો ત્યજવા ચ્હાય;
લક્કડ લાડુ ખાય તે, ન ખાય તે પસ્તાય.

આપણામાં કહેવત છે કે "પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે," અને તે ખરેખર સત્યજ છે. એ તો લાકડાનો લાડુ છે, જે ખાય તેનો દાંત ભાંગે અને નહીં ખાય તેને હોંસ રહી જાય. માણસ ઉમર લાયક થાય ત્યાં સુધી તેને કન્યા ન મળી શકે, તો તેને બહુ પસ્તાવો થાય છે. તેના મનમાં એવા વિચારો થાય છે કે, જો હું પરણું તો મારી સ્ત્રીને માટે હું આવાં કપડાં લાઉં, ને આવા દાગીના કરાઉં, એની સાથે સારી સારી વાતો કરૂં, એને ફરવા તેડી જાઉં, કોઈ વાર હું રીસાઈ જાઉં ત્યારે એ મનાવતી આવે, કોઈ વાર એ રીસાય ત્યારે હું મનાવા જાઉં, વળી એને છોકરાં આવે તેને ભણાઉં, તેને મેળો બતાવવા તેડી જાઉં, કોઈ કહેશે કે બાપા આ અપાવો, અને કોઈ કહેશે કે તે

અપાવો, વળી છોકરાં મોટાં થાય ત્યારે તેને પરણાવું, રસ્તેથી જતો હોઉં અને વહેવાઈ બૂમ મારે કે, પધારો વેવાઈ સાહેબ પધારો, ત્યારે ફૂલીને ફાળકો થાઉં, છોકરાની વહુ આવે તે કહે કે સસરાજી ચાલો જમવાનો વખત થયો છે, વળી છોકરાંને ઘેર છોકરાં થાય એટલે દાદો થાઉં, પછી વરતી વાડી વધે એટલે છોકરાંઓ, તેનાં છોકરાંઓ અને જમાઈઓનાં મંડળમાં, હું જ્યારે બેસીને વાતોના તડાકા મારૂં, ત્યારે તો જાણે સ્વર્ગનો રાજા! હમેશાં કુંવારાને આવા કોડ, એટલે હોંસ થયાં કરે છે, અને તે કોડ એના પૂરા પડતા નથી, એટલે ઝુરાઈ ઝુરાઈને મરે છે.

આ માણુસનું કદાચ લગ્ન થયું તો આ એની હોંસ કાયમ રહેશે કે કેમ તે જોઈએ. પરણુતીજ વખતે ખરચ કરવા પડે છે તે જીવ પર આવે છે. વહુ ઘેર આવી કે, આ જોઈશું ને તે જોઈશું, એમ શરૂઆત થાય છે. થોડા દહાડામાં લેણદારો ઉઘરાણી કરવા મંડી જાય છે. કમાણી તો હતી તેટલી રહી, અને ખરચ તો ત્રણ ગણો થયો. પહેલાં તો જે મળ્યો તે સાદો ખોરાક ખાઈને ચલવી લેતા, હવે તો ધણીઆણી આવી એટલે કોઈ દહાડો ભજીયું ને કોઈ દહાડો ઢાકળું કે મુઠીયું થાય, એટલે તબીયત બગડે અને વૈદ ડાકટરનાં બીલ શરૂ થાય.

એવામાં કંઈ છોકરૂં થયું, કે એક માણુસ જેટલો ખર્ચ વધ્યો. તેને ઝભલું જોઈએ, ટોપી જોઈએ, દુધ જોઈએ, ઘી

જોઈએ, મધ જોઈએ અને દવા જોઈએ. મોટું થાય એટલે નિશાળની ચોપડીઓ જોઈએ, ખીસા ખરચ જોઈએ. ભગવાનની મહેરબાની થાય તો, પરણ્યા પછી દસ બાર વરસમાં, પાંચ સાત છોકરાંની વસ્તી થઈ હોય, આખો દિવસ છોકરાંઓ લઢે વઢે ને ફર્યાદ લાવ્યા કરે, એકને ઝાડા થતા હોય તો બીજાના પેટમાં દુખતું હોય, બૈરીને ગર્ભ રહે ત્યારથી માંદી થાય, તે છોકરૂં બે માસનું થાય ત્યાં સુધી, તેની દવા દારૂ ને માવજત કરવાં પડે. છોકરાંઓને પરણાવવાં જોઈએ, તેનો ખર્ચ કયાંથી કરવો એ ફીકર વળગે. ઘર ગીરો મૂકી, દેવાં કરીને એક બેને પરણાવ્યાં, અને જરા આસુદાં થયાં, પણ વહુઓ ઘેર આવી કે સાસુ વહુના ઝગડા ચાલુ થયા. રોજના કંકાસથી કંટાળી બધા છોકરાઓ જૂદા પડયા કે, પેલા ધણીધણીઆણી ભર જંગલમાં સુક્કા ઝાડના ઠુંઠા જેવા થઈને રહેવાના. ઘડપણમાં પેલાએ પોતાના ગુજરાન માટે મહેનત કરવીજ પડવાની. માટે કુંવારાને તો એકજ ફીકર, કે હું પરણ્યો નથી, પણ પરણેલાને તો જીંદગી સુધી નવી નવી ફીકરો આવ્યાજ કરવાની. અને ખરૂં જોવા જાઓ તો કુંવારાએ પરણેલાની અદેખાઈ કરવાનું કારણુજ નથી.

---

## ૫૩ ચા'

ચા' તો મ્હોટા શહેરમાં માંડીને તે નાનાં ગામડામાં અને કરોડ પતિના બંગલાઓથી માંડીને તે ગરીબની ઝુંપડી સુધી જઈ પહોંચી છે. એની ટેવ છોડાવવા માટે, મા બાપો કહી

કહીને થાકયા, મોટા મોટા પુરૂષો સભાઓમાં ભાષણો કરી કરીને થાકયા, અને છાપાઓમાં તથા ચોપડીઓમાં લખનારાઓ લખી લખીને પણ થાકયા, અને આખરમાં પૂરું ચા'ને એના રકાબી પ્યાલા સાથે, વાજતે ગાજતે હજારો લોક ભેગું મળીને, નદી દરિઆ કે તળાવમાં દફનાવી પણ આવ્યા. પણ એક રાક્ષસને મારે, તો સો રાક્ષસ ઉભા થાય, તેમ ચા'ને દફનાવી આવ્યા પછી, એતો પૂર દમામમાં આવી; કારણ કે હોટલોની સંખ્યા કૂદકે ને ભૂસકે વધી ગઈ. માટે એતો ચોખ્ખું દેખાય છે કે ચા'ની દોસ્તી છોડવી કોઈને ગમતી નથી. કોઇ ભાગ્યશાળી હોય તેનાજ મનને ચોટ લાગે છે; અને તેજ એનાથી મુકત થાય છે. માટે હમે તો એટલુંજ કહી શકીયે છીયે કે, ચા'ની ટેવ પડી હોય તો, એકદમ અથવા ધીમે ધીમે પણ છોડવાનો પ્રયત્ન કરો. ન છૂટે તો નિયમમાં રહીને પીજો, તેની સાથે પૂરી કે કંઇ ખાતા જવાનો રીવાજ રાખજો, આખા દિવસમાં ઘણી વાર પીતા નહીં, અને બહુ સ્ટ્રૉંગ પીતા નહીં. એના ગુણ અવગુણો બધાનેજ ખબર છે, એટલે હમારે કંઈ કહેવાનું રહેતું નથી. હકીમની બનાવેલી ચા' માટેની કવિતા નીચે રજુ કરીયે છીયે -



## ચ્હા પુરાણ.

### હરિગીત છંદ.

ચાહ તારી ચાહના, જ્યાં ત્યાં વિશેષ વધી પડી,
મ્હો ફાટતાં મ્હોં ફાટતું, તુજ માટે તલપે જીભડી;
દાતણ કર્યું કે ના કર્યું પણ રાંડ તું તો ઝટ ખડી,
તારા વિનાનું સ્થાન એકે, ખોળ્યું તો જડતું નથી. ૧
અટકી નહીં તું એટલે, જન શાક લેવા જ્યાં જતા,
બજારમાં સુખ શાંતિ ગૃહમાં, દેખી તુજને પેસતા;
બે ચાર મિત્રો ત્યાં મળી, સત્કાર તારો બહુ કરે,
ખોરાકનું નહીં ભાન રહેતું, પેટ તુંથી ત્યાં ભરે. ૨
મધ્યાન્હ ને સંધ્યા થતાં તો, કેર કરતી શાકિણી,
જમવા ન દે બેચાર વેળા, જીવ લેતી ડાકણી,
સંધ્યા તણા વાળુ વિષે પણ ભાખરી સાથે ખરી,
વળી રાતમાં પણ વળગતી, જાણે બીજી આ વંતરી. ૩
સુતા સુતાં પણ સ્મરણ તારૂં, સ્વપ્નમાં પણ આવતી,
વિશ્રાંતીગૃહ ને વીસીયોમાં, સર્વને ભટકાવતી,
બકવાદ પણ તારો થતો, વળી જાગવું તુજ જાપથી,
નાસી ગયાં દુધ દહીં વિગેરે, પાપીણી તુજ પાપથી. ૪
મેમાન બે આવ્યા ઘરે, સત્કાર તારાથી થતો
ઉત્સવ અને મિજલસ વિષે, વૈભવ ન તુજ વિણ છાજતો;
નાટક વિષે ચેટક વિષે, મુસાફરીમાં તું ખરી;
ખૂબ ગરમ ફડફડતી કલેજું, બાળતી ત્યમ ઠીક ઠરી ૫

આચાર ભ્રષ્ટ કર્યા વળી, આરોગ્યતા ઝડપી લીધી,
કરી મંદ જઠરાગ્નીજ દુર્બળ, ધાતુને બાળી દીધી,
ચૂડેલ ચૂસે રક્ત નિશદીન, રોજના રોગી કર્યા.
આશ્ચર્ય વૈદ હકીમ ડાકટર, સર્વ કો તુજને વર્યા. ૬
ફરિયાદ તારી કયાં કરૂં, આધીન તેં સૌને કર્યા,
જે ન્યાયના દેનાર, ન્યાયાધીશ પણ તુજને વર્યા;
ઈન્સાફને મૂકી અધૂરો, વખતસર તુજની કને,
આવી ચમરમાં બેસીને, આધીન તારે તે બને. ૭
ભૂલ્યો તને હું દોષ દેતાં, તું બિચારી શું કરે,
આંખો છતાં જન અંધ થઈને, લઈ દીપક કુવે પડે,
સર્પ છંછેડયો સુતેલો, કરડતાં શી વારરે,
છેડી તને વળગી પડી, તુજ દોષ નહીંજ લગારરે, ૮

### ચોપાયા.

ચાહ વિષે જે ગુણ માને તે, ખાંડ ખાય છે સર્વે,
કફ ઉપજાવે જઠર બગાડે, વૈદ વદે છે ગર્વે;
જ્ઞાનતંતુને ઉત્તેજે પણ, નરમ કરે છે અંતે,
મળ રોકે છે બળ તોડે છે, ડાકટર દાખે ખંતે.

---

## ૫૪ બીડી તમાકુ.

તમાકુ તલ માત્રેણ, કોટી યજ્ઞ ફલં લભેત.
ધૂમ્ર પાનં મહા દાનં, ગોટે ગોટે ગૌ દાનં

તમાકુ વાપરનારાઓ, ઉપર લખેલી બે લીટી જેવી કવિતાઓ બોલે છે, અને તમાકુના ગુણ ગાય છે. પણ તમાકુ

ખાવો, તપખીર સુંઘવી, બીડી, હુક્કો ચલમ પીવાં, એ ઘણુંજ નુકસાનકારક છે. તંબાકુની ઉત્તપત્તિ વિષે એવું કહેવાય છે કે, એક દિવસ મુસળધાર વરસાદ વરસી રહ્યા પછી થોડી વારે, એક સંત પુરૂષ જંગલમાંથી જતા હતા, ત્યાં એક સાપ ટાઢથી ઠુંઠવાતો જોવામાં આવ્યો, તે સાપ ઉપર દયા આવવાથી, સંતે તેને ઉંચકી લઇ પોતાની છાતી સાથે દાબીને, તેને ગરમાટો આપ્યો. તેને ચાલવાની શકિત આવી, કે તેને જમીન પર મૂકવા જતા હતા, એટલે સાપ બોલ્યો કે તમને કઈ જગ્યાએ કરડું ? સંતે પૂછ્યું કે, મેં તને જીવતદાન આપ્યું તેનો બદલો તું આવી રીતે આપે છે ? સાપ કહે કે મારો તો કરડવાનો સ્વભાવ છે, માટે કરડીશ તો ખરો પણ તમે મને જીવાડયો છે માટે તમને પૂછીને કરડું છું. સંતે પોતાના હાથનો અંગુઠો ધર્યો, ત્યાં પેલો ડંખ મારી ચાલતો થયો. તે સંત પુરૂષે ઝેર ચૂસી ચૂસીને થુંકી નાંખ્યુ. જ્યાં થુંક્યા તે ઠેકાણે છોડ ઉગ્યો, તેનો સ્વભાવ એવો કે તેના પર હેત લાવીને જે માણસ તેનો સંગ કરે છે, તેને ઝેર આપે છે, અને તે છોડનું નામજ તંબાકુ.

આપણા શરીરની અંદર ભગવાને એવી રચના કરી છે કે, અંદરના સંચાઓ નુકસાન કરતી વસ્તુઓને, પેટમાં દાખલ થવા દેતાજ નથી. તેથી પહેલ વહેલો તંબાકુ ખાવા, પીવા કે સુંઘવા જાઓ, તો અંદરના સંચાઓ ના કહે છે, અને તેથી ઉલટી થાય છે, ઉલાળા આવે છે કે છીંકો આવે છે. આ

સૂચનાથી માણુસ ચેતે અને બીજી વખત તંબાકુ વાપરે નહીં, તો જીત્યો સમજવો. પણ જો બીજી વખત વાપર્યો તો અંદરના સંચાઓ તેને પાછો હડસેલવાને પહેલાં કરતાં થોડો પ્રયત્ન કરે છે, અને જો ત્રીજી વાર વાપર્યો તો સંચાઓ મુગા મુગા બેસીજ રહે છે, એટલે પેલો માણુસ સમજે છે કે આપણે ફાવ્યા છીયે, ઉલટી વિગેરે કંઈ થતું નથી. પણ ભાઈ! ફાવ્યા નહીં પણ ફસાયા. કારણ કે ધીમે ધીમે તમે એવા ગુલામ થઈ જશો કે, જીંદગીમાં એની સોબત છોડાશે નહીં, અને તેના પરીણામે અમૂક જાતના રોગના ભોગ થઈ પડવાના.

તંબાકુ ખાવો, પીવો અને સુંઘવો તે, કોઇ વખતે દવા તરીકે સારો છે, પણ તે શિવાય એનામાં શા શા દુર્ગુણો છે, તે જો કોઇ વૈદ ડાકટર પાસેથી સાંભળો, અથવા દવાના પુસ્તકોમાં વાંચો, તો તમે તંબાકુની ટેવ પાડવાને લલચાશોજ નહિ, અને જો ટેવ પડી હશે તો છોડશો. પણ ટેવ છોડવાનું કામ ઘણું મુશ્કેલ છે. બીડી તમાકુની આદત પાડવાનો વખત આવે, તેમાંથી બચી જવું એ તો સ્હેલ છે, કારણ કે તે વખતે એમજ મન પર વાત લાવો કે, "નારે ભાઈ! આપણે વળી વ્યસન શા માટે કોટે વળગાડીયે?" તો તેમાંથી બચી જવાય છે. પણ વ્યસન લાગ્યા પછી એમ માલમ પડે કે આ ટેવ તો પીડાકારક છે, માટે તેમાંથી છુટવું જોઈએ, ત્યારે તમે સેંકડો પ્રયત્નો કરો, પણ તેમાંથી છુટાતુંજ નથી. કોઈ ભાગ્યશાળીજ છૂટી શકે છે.

જેણે બીડીની ટેવ છોડવી ન હોય, તેણે એટલું તો યાદ રાખવું કે, રાત્રે સુતા પહેલાં એક ગ્લાસ પાણીમાં એક ચમચી મીઠું નાંખીને કોગળા કરવા; દોડવા કુદવાથી હાંફ્યા કે થાકયા હોય ત્યારે, તથા સવારે નાસ્તો લીધા પહેલાં, અથવા દીવસમાં જ્યારે ભૂખ્યા હોય ત્યારે, બીડી પીવી નહીં. નાકમાંથી ધૂમાડો કાઢવો નહીં, અને મ્હોંમાંથી ધૂમાડો નીકળે તે, આંખ તથા નાકથી જેટલો દૂર રહે તેટલો સારો. ચીરૂટનો બાર આની ભાગ પીવાઈ રહે કે તે ફેંકી દેવી, અને બીડીનો પાંચ છ આની ભાગ પીવાઈ રહે કે તે ફેંકી દેવી. હાથે બનાવીને તાજીજ બીડી પીવી, કારણ કે ઘણી વાર જુની તૈયાર બીડીમાંથી જીવાત નીકળે છે. ભૂંગળીમાં ઘોંચીને બીડી પીવાય તો સારૂં. અને કીંમતીમાં કીંમતી સલાહ તો એજ છે કે, બીડી પીવાની છોડી દો.

એક સરજ્યને વ્યાજબીજ કહ્યું કે, "હમણાતો એવું દેખાય છે કે, જાણે માણસો પોતાનો ઘાત કરવાનોજ રસ્તો શોધી રહયા છે, અને અપ ટુ ડેઇટ ફેન્સી ઝેર, પોતાના પેટમાં ધીમે ધીમે ઉતારીને, આપઘાત કરવા માંગે છે."

તંબાકુને માટે એક રમુજી વાત છે કે, ઈંગ્લાંડમાં સર વૉલ્ટર રેલે બહારગામથી આવ્યા, અને સાથે બીડી પીવાનો પણ કીસબ શીખી લાવ્યા. પહેલ વહેલાં એમણે પોતાના ઘરમાં, બેઠા બેઠા બીડી પીને ધુમારા કાઢવા માંડયા, ત્યારે એમના નોકરે ધાર્યું કે મારા શેઠના પેટમાં આગ લાગી છે.

અને તેથી તેણે એક પાણીની બાલ્દી ભરીને તેમના ડીલપર રેડી દીધી. કારણ કે તે જમાનામાં કોઈને એમ ખબર નહોતી કે, તંબાકુ આવી રીતે પીવાના કામમાં આવે છે. પછી તો એકે પીધી, બેએ પીધી, એમ કરતાં કરતાં હાલમાં તો કરોડો રૂપીઆની સીગારેટો અને ચીરૂટો ફુંકાય છે.

## તંબાકુના જોડકણાં.

ખાય તેનો ખુણો, પીયે તેનું ઘર; સુંઘે તેનાં લુગડાં, એ
ત્રણે બરાબર.

કોઈ સુંઘે, કોઈ ખાય, કોઈ પીયે હુક્કો; તંબાકુનું વ્યસન
કરી, ઠાર ઠાર થુંકો.

છેલ વ્યસન છીંકણી, રાજ વ્યસન હુક્કો, ગાંડુ વ્યસન
તંબાકુ તે, ઠાર ઠાર થુંકો.

તંબાકુ તે એક વાર, ભાંગ વાર બીજી; તપકીર તે વારંવાર,
એ ફજેતી ત્રીજી.

સુંઘણીકા સડાકા, સુંઘે કે ઝટ તાજા, જેની પાઘડીમાં ડબ્બી,
તે જાણે મોટા રાજા.

## દુહો

સસો ચાલ્યો સ્વર્ગમાં બેઠો પાલખી માંય
અધવચમાં પાછો ફર્યો, હુકો તમકુ નાય.

આ બુરા વ્યસનને લીધે તો, તમારે કોઈ વાર હલકા માણસ પાસે પણ હાથ ધરવા જવું પડશે. ઘણી વાર એવા પ્રસંગો બનશે કે, તમારે કોઈને કહેવું પડશે કે " ભાઈ!

જરા તંબાકુ હોય તો આપોની, જરા તપખીર આપોની, એક બીડી હોય તો આપોની, જરા દેવતા કે દીવાસળી આપોની, માટેજ કહયું છે કે ન આવડે ભીખ તો તંબાકુ ખાતાં શીખ. તેથી બીડી તમાકુ કે તપખીર વાપરવાનો કોઈ પ્રસંગ આવે, અને મન લલચાય, તેજ વખતે મન પર જબરો કાબુ રાખજો. અને એના ગુલામ બન્યા હો તો, એકદમ, યાહોમ કરીને, આજેજ એને છોડો. ડરશો નહિં, કંઈ નુકસાન થવાનું નથી. ઘણું તો મહીનો પંદર દહાડા, તમારો જીવ વલખાં મારશે, પણ જીંદગી જીતી જશો. તમો ઘણા દિવસથી છોડવાનો વિચાર કરતા હો, તો હમણાજ પાણી મૂકો. અરે! હમેશને માટે હિંમત નહીં ચાલે તો, એક વરસ દહાડાને માટે તો પાણી મૂકો, કે "મારે બીડી પીવી નહીં, કે મારે તમાકુ ખાવો નહિ, કે તપખીર સુંઘવી નહીં! દિવસમાં આટલી વખત તમાકુ ખાવો કે બીડી પીવી, કે તપખીર સુંઘવી, એવી પ્રતિજ્ઞા લેશો નહીં, બીલકુલ છોડશો તોજ ફાવશો. વિચાર કરવા રહેશો તો આળસી જશો, માટે હમણાજ પ્રતિજ્ઞા લો. એટલું તો હમારૂં માન રાખો!

જો કોઈ હિંમતવાન વીરલો નીકળી આવે, અને આ વાંચવાની સાથેજ તંબાકુને દેશવટો દે, તો તેને હમે વિનંતી કરીયે છે કે, મહેરબાનીની રાહે હમને ખબર આપજો, એટલે હમે ચોપડી લખી છે તેનું આજે સાર્થક થયું, એમ જાણીને અમને આનંદ થશે.

---

## ૫૫ દારૂ-ભાંગ-ગાંજો.

દારૂના વ્યસન માટે તો એટલુંજ કહેવાનું કે, જે લોકોને ખપે છે, અને જે દિવસમાં એક બે વખત, ખોરાક લેતા પહેલાં કે લીધા પછી એવા નિયમસર લે છે કે, કોઈને માલમ પણ નહીં પડે કે દારૂ પીધો છે, તેને વધારે નુકસાન કરતો નથી. પણ જે ધીમે ધીમે વધતા જાય છે, અને દારૂના ગુલામ બની જાય છે, તે તો દુનિયામાંથીજ ઉખડી જાય છે. કારણ કે તે છાકટા બની જાય છે, એટલે સારા નરસાનું કે વેપાર રોજગારનું ભાનજ રહેતું નથી. અને દારૂ એવી ચીજ છે કે, ધીરે ધીરે એની ટેવ વધીજ જવાની. એક પ્યાલી જેટલો નીશો ઉતર્યો કે, બે પાલી ઠોકવાનું મન થવાનું. દારૂના પીઠા આગળ એક જણ દારૂ પીને ગટરમાં પડયો હોય, છતાં પણ નવો ઘરાક દારૂવાળાને કહે છે કે મને સારામાંનો આપજે. આ દુકાને એવો કડક દારૂ છે કે પીતાંની સાથે ગટરમાં પડે છે, તે જાણવા છતાં પણ હુજી એના કરતાં વધારે સારો દારૂ માંગે છે. તે ઉપરથી કહેવત પડી છે કે "એક પીને પડેલો છે, ને બીજો કહે છે કે મને સારો દે."

દારૂડીઓ :માણુસ પૈસેથી ખુવાર થાય છે, ઈજ્જતના કાંકરા થાય છે, ત્યારે કેટલીક વાર નિશ્ચય કરે છે કે, હવેથી હું દારૂ નહિ પીઉં. પણ બે કલાક ગયા કે વળી કહેશે કે, આજનો દિવસ પી લઉં, કાલથી નહીં પીઉં. પછી એક દિવસ પીતો નથી, પણ પાછો શરૂ કરે છે. એવી રીતે પોતાના મનથી

અથવા કોઇના કહેવાથી, સેંકડો વાર પ્રતિજ્ઞા કરે છે કે હવે નહીં પીઉં, પણ તે બધી જૂઠી. દારૂનો નીશો ઉતર્યો કે જાણે ગળું સુકાય છે, કે ગળામાં ચેળ આવે છે, અને તેથી ગળામાં દારૂ રેડયાજ કરે છે. પણ જો બે ચાર દિવસ દુઃખ વેઠી લે, અને દારૂને અડકે નહીં, તો ટેવ છુટી જાય. દારૂ એક વખત વળગ્યો કે છૂટતો નથી, એ તો ધીરે ધીરે સાપની માફક વધારે ચૂડ ભેરવીને ચોંટતો જાય છે, માટે એને પહેલેથીજ વળગવા દેવો નહિ.

જરાક આંગળી આપી કે પોંચાને વળગશે, અને છેલ્લે તમારા શરીરનો કબજો લઇ લેશે. એટલે કે પહેલાં તો શોખની ખાતર, દોસ્તદારની મંડળીમાં જરાક લીધો, વળી મ્હીને પંદર દહાડે મન થયું કે તે મંડળીમાં ગયા, પછી ચાર આઠ દહાડે, પછી રોજ એક વખત, અને પછી દિવસમાં દસ વખત પીવાની ટેવ પડી જાય છે, અને આખરે ખૂવાર થઈ જવાય છે. માટે કોઈ દોસ્તદાર તમને સ્હેજ પણ આપવાનો આગ્રહ કરે, ત્યારે એમ સમજજો કે, આ મારો દોસ્ત નથી, પણ દોસ્તના રૂપમાં જીવલેણ દુશ્મન છે.

ભાંગ પણ નીશાની ચીજ છે. ગરમીના દેહ વાળાને બહુ નુકસાન કરતી નથી, પણ બાદી વાળાને તો ગાંડાજ બનાવી દે છે, ભાંગ પીવા વાળાઓ એનાં બહુ વખાણ કરે છે, પણ તેઓનું મગજ તો અંદરથી ધુંધવાઇજ રહેલું હોય છે, અને ઘણીવાર ઓડનું ચોડ વેતરી નાંખે છે. ઘણાં મા બાપો

છોકરાઓને નાનપણમાં, મસાલો નાંખીને જરા ભાંગ પાય છે, કારણ કે ભાંગ પીધાથી જરા આનંદમાં રહેશે એમ ધારે છે, પણ તે વખતે તે લોકોને એટલો ખ્યાલ આવતો નથી, કે આગળ જતાં ટેવ વધી જશે, અને ગાંડીયા જેવું મગજ થઇ જશે, ત્યારે હમારી સાથેજ લડશે. માટે ભાંગની જરાક પણ ટેવ ઇચ્છવા જોગ નથી. ઘણા લોકો કહે છે કે ભાંગ પીને કામ પર બેસવાથી, નિરાંતે કામ થાય છે, પણ એ તો ભાંગ પીનારાઓએ જોડી કાઢેલી વાત છે.

ભાંગ નહી પીનારાને ભાંગના વ્યસનીઓ મૂર્ખા માને છે, અને તેને માટે ભાંગના લોટા અડાવતી વખતે, કંઇ કંઇ કવિતાઓ પણ બોલે છે, જેમકે

મહાદેવ કહે સુન પારવતી, બીજીયા મત દેવ ગવાંરનકો,

વળી આનંદમાં ને આનંદમાં તે લોકો કેટલીક કવિતાઓ બોલે છે, કે જેથી સાંભળનારને પણ આનંદ થાય છે; અને નહીં પીનારો પણ જરા લલચાય છે. કવિતાના કંઇક નમુના નીચે લખીયે છીયે.

---

આવરે ! તું કાલી કલકત્તા વાલી
તેરા બચન ન જાવે ખાલી;
તેરા બચન જાવે ખાલી
તો તુજે કોન કહેગા કાલી ?

---

વડ પીપલકી છાંય, કે સોબત ભલ્લોકી
રગડ કસુંબા ઘોંટ, કે મૂઠી ચણાં કી
બાખડી ભેંસકા દુધ સક્કરમેં ઘોલના
ઈતના દેવે કીરતાર, તો ફીર નહીં બોલના.

---

સાધુને ખાઈ સંતોને ખાઈ, ખાઈ કુંવર કન્હાઈ,
જે વિજીયાકી નિંદા કરે, ઉસકુ ખાય કાલકા માઈ

---

પ્યાલા પૂર વિઘન દૂર, દુશ્મન મરે ઝૂર ઝૂર,
બંમ બંમ શંક....ર, ન લગે કાંટા ઓર કંકર.

---

પણ આવી આવી વાતોથી લલચાઈ,ને, ભાંગના વ્યસનને ગળે વળગાડશો નહીં. ભાંગ ચઢી ગઈ હોય તેને તુવરની દાળ એક ચમચો વાટીને, તેનું પાણી પાઈ દેવું. ખટાશ આપવાથી પણ ભાંગ ઉતરે છે.

ગાંજો પણ નીશાની ચીજ છે અને ગરમ છે. જેને ગાંજો સદતો હોય તે, અથવા જોગી હોય તે ગાંજો પી શકે, અથવા ખૂબ પૈસાવાળા હોય તે પી શકે. કારણ કે એના પર તો ઘી દૂધનો મારો જોઇએ. પણ જેને સદતો ન હોય તે તો ગમે તેટલું ઘી દુધ વાપરે તો પણ શું થયું ? એક બે દમ માર્યા કે મગજ ચગરોળે ચઢવા માંડે છે, અને વાત કરતાં કરતાં ગમે તેમ બકવા માંડે છે, અને કેટલીકવાર તો હાથમાં, ચલમ રહી જાય છે, અને ઉડાં વિચારમાં પડી

જાય છે, પણ ચલમ મ્હોં આગળ લઈ જવાનું ભાન નથી રહેતું, અને એક વાત અરધી કરીને, વળી બીજાજ વિચારમાં પડી જાય છે. તો પછી આવો માણસ, દિવસમાં પાંચ દસ કે પંદર વખત ચલમ ચઢાવે, તો તે કેવો ગાંડા જેવો બની રહે, તેનો ખ્યાલ કરો. ગાંજો પીનારાઓએ કંઇ કંઈ કવિતો અને કંઈ કંઈ કહેવતો, એવી જોડી કાઢી હોય છે કે, ગાંજો નહીં પીનારને ટાણો લાગે, અને વળી આવું આવું સાંભળીને ધીમે ધીમે ગાંજો પીવા માંડે. કવિતાના જરાક નમુના નીચે લખીયે છીયે.

---

જીને નહીં પી ગાંજેકી કલી, ઉસ લડકેસે લડકી ભલી.

---

ગાંજા પીયે ગુમ રહે, અંખીયાં કરે લાલ,
શંકરકા સમરન કરે, જખ મારતા હે કાળ.

---

ગાંજા નહિં હે નિરંજન હે, કલેજાકી જ્યોત, ઓર
આંખોકા અંજન, લગાદે એક એક દમ, કારી સુરમાહે.

---

દમદારકા બેડા પાર, પૈસેદારકા છોકરેકું કંગાલ કર
ડાલ, બેચે હવેલી ઓર ખીલાવે માલ.

---

ગાંજા પીવે લખપતી, ઉડાવે અપના માલ
અફીણ ખાવે ચોટ્ટે, કે પરાયા તાકે માલ.

---

રંગ હે રામકું, લે ચલ અપને......ધામકુ.

---

રંગ રંગીલેકુ, દશરથકે છબીલેકું
અંજનીકે એકકું, કુંતાકે પાંચકું.
રંગહે કાલીયા કંથકું, કે ઉઠ્ઠા ભર ભર
પીલાવે સંતકું.

---

શંકર! કાંટા લગે ન કંકર
મુજીકું તંગ કર, ભક્તકું આનંદ કર
સદા આનંદકર, તાપી માતકી દયાસે.

---

નિરંજન જોગી, કાયા કર નિરોગી.

---

આવી આવી કહાણીઓની ધુન મચી રહે છે, પણ ડાહ્યા માણસોએ ગાંજાથી દોઢ ગાઉ દુર રહેવું. કેટલાક ગાંજો પીનારાઓ ચલમના ધુમાડા કાઢતા જાય છે, તે વખતે તેમની જો વાતો સાંભળી હોય તો, એમજ માલમ પડે કે, જાણે એજ લોકોનું રાજ છે. સમજુ ગાંજો પીનારાઓ તો બીજાઓને સલાહ આપે છે કે ભાઈ! હુમે તો બગડયા, પણ તમે આ ખરાબ ટેવ વળગાડતા નહીં. અને ભૂલે ચૂકે પણ ગાંજો પીશો નહીં.

---

## ૫૬ મુંબાઇમાં નવા રહેનારને સૂચના

મુંબાઈમાં રોટલો મળે પણ ઓટલો નહીં મળે એમ કહેવાય છે, માટે કોઇની પીછાન લઇને જશો તો રહેવાનું ઠામ મળશે. કોઇની દુકાન વખાર પેઢી કે ઘરમાં સૂવાની ગોઠવણ થાય અને વીસીમાં જમવાનું રખાય, એટલે ઉદ્યમ શોધવાનીજ ફીકર રહી. પછી કોઈ પણ ઉદ્યમ મળે તેમાં ખંતથી કામ કર્યા જવું, એટલે ધીમે ધીમે આગળ વધાશે.

પરચુરણ ખીસા ખરચની ટેવ રાખતા નહીં, કંચન અને કામીનીથી લલચાતા નહીં, અજાણ્યા સાથે દોસ્તી બાંધતા નહીં, રાત્રે હલકા રસ્તાઓમાં ફરવા જવાની ટેવ રાખતા નહીં; પોતાની નોકરી અથવા ધંધામાં પ્રમાણીકપણું રાખજો, દોસ્તદાર ભાઈબંધ ને ઘેર મળવા જાઓ તો, ખોંખારીને અથવા બીજો કંઈ અવાજ કરીને, પછી ઓરડીમાં દાખલ થજો, કે જેથી તમે આવો છો એવી આગલથી ખબર પડે. તે ઘરમાં ઐરાંઓ હોય તેને મા બેન ગણજો. તમે જેને ઘેર જાઓ તેનાં બારણાં બંધ હોય તો જરાક ખખડાવીને ઉભા રહેજો, જવાબ નહીં મળે તો વળી જરા ઠોકજો, પણ એકદમ બારણાં અથવા ઘટંડી ઠોકી મારતા નહીં. કારણ કે ઘરધણી છેક પાછલા ઓરડામાંથી જવાબ દેતો હોય, તે સાંભળવાની દરકાર કર્યા વગર તમે બારણાં ઠોકયાજ કરશો, તો તમે જંગલી કહેવાશો.

તમે વધારે કમાવા માંડો, અને તમારી ધણીઆણી ને પણ તેડાવવી હોય તો, જ્યાં સારા મહેનતુ અને સાફાઈ વાળા માણુસો રહેતા હોય, તેની પડોસમાં મુકામ રાખજો. અને બાયડીને પણ પહેલેથીજ કહેજો કે, બધું કામ મુંબાઈ માં હાથે કરવું પડશે, નોકર રખાશે નહીં. કારણ કે ઘણા દાખલાઓમાં એવું બને છે કે, બાયડી પોતાના દેશમાં તળાવેથી કુવેથી કે નદીએથી પાણી લાવે, ઘરમાંના ચાર છ ઓરડાના કચરાપૂંજા કાઢે, રાંધે જમાડે, વાસણ માજે, કપડાં ધુવે વિગેરે કામો કરે; અને તેજ બાયડી મુંબાઈમાં આવે કે, પોતાનો ધણી આખો દિવસ ગધ્ધા વૈતરૂં કરી, જેમ તેમ ખરચ કાઢતો હોય તોપણ, તેને દેખાદેખી ઘાટી રાખવાનું મન થાય, એટલે એક દિવસ નિરાંતને વખતે ધણી બહુ ખુશમાં હોય ત્યારે તેને કહેશે કે “ જુવોની ! જોડેવાળા માણેક બેનને ત્યાં છુટક ઘાટી આવે છે, તેને મહીને બે ત્રણ રૂપીઆ આપીશું તો, કચરા કાઢી જશે, પાણી ભરી જશે, લુગડાં ધોઈ જશે, વાસણ માજી જશે, ને પથારી કરી જશે; ખાવાનું તો કોઈ વખત વધે તો આપવાનું.” “ માણેક બેન કહે છે કે ઘાટી બહુ સારો છે, એનું એક ઘરાક દેશમાં ગયું છે એટલે છુટો થયો છે, માટે રાખવો હોય તો રાખી લો.”

આવી આવી મીઠી મીઠી વાતો સાંભળીને, પેલા ભાઈ હા કહે છે અને છુટક ઘાટી રાખે છે. આઠ દસ દિવસ પછી ઘાટી વહેલો મોડો આવવા માંડે છે, અને કોઈ દહાડો આવતો

પણ નથી. પેલી બાઈ પુછે છે કે કેમ આમ કરે છે? ત્યારે પેલો અરધું પરધું સમજાય એમ પોતાની ભાષામાં ગણગણતો બોલે છે, એટલે પેલી બાઈ જેમ તેમ એટલું સમજી શકે છે કે, એને ખાવાનું આપીએ છે તે ઓછું પડે છે. પછી બીજા દિવસથી રાંધતી વખતે મુઠી મુઠી અનાજ વધારે ઓરે છે, એટલે ઘાટીને રોજ એક માણસ ખાય એટલું આપી શકાય. અને કોઈ વખતે ફાટેલું ધોતીયું કે ખમીસ, કે જેને જરા ઝડકો ભરી દે તો ધણીથી પહેરાય એવું હોય તે, ઘાટીને આપે છે અને તેને રાજી રાખે છે. વળી ચાર છ મહીના જાય એટલે લાગ જોઈને, હસતી હસતી પોતાના સ્વામીનાથને કહે છે કે "રડયો ઘાટી તો રોજ બબડે છે કે હવે તો મારો પગાર વધારો." "હવે હું તમને કહું તે સાંભળી જાઓ, અને ઠીક લાગે તો હા કહેજો અને નહીં તો ના કહેજો, પણ ગુસ્સે થઈ જતા નહી." "આમ પણ આપણે એને ચાર પાંચ રૂપીઆનો પગાર અને ખાવાનું આપીએ છીએ, તેને બદલે દસ બાર રૂપીઆમાં આખો દિવસ રહે તો શું ખોટું? જોડેવાળાઓએ મને આજ સલાહ આપી છે." પેલા ભાઈ સ્ત્રીને રાજી રાખવાને અને આડોશીપાડોશીની શરમની ખાતર હા કહે છે, અને એક તરફ રામ અને બીજી તરફ ગામ, એવો ખરચ બાંધે છે. કારણકે બે જણમાં જેટલું ખપતું, તેથી હવે બમણું સમજવું.

માટે ખાસ જરૂર પડી હોય તોજ, અને પોતાની શક્તિનો વિચાર કરીનેજ નોકર રાખવો. કારણકે નોકરને

પગાર આપવો પડશે, ખવડાવવું પડશે, ધોબી તમાકુ ફરાળ હજામતના પૈસા આપવા પડશે, કપડાં લુગડાં આપવાં પડશે તેનો ખર્ચ, તથા બગાડ કરશે તેનો પણ ખર્ચ ગણજો. અને ઘરમાં દરેક ચીજ રખડતી નહીં રખાય, પણ પેટીમાં મૂકવાની ફીકર રાખવીજ પડશે, નહીં તો ઘસડઇ જશે. માટે એ બધી વાતનો વિચાર કર્યા પછીજ, બાયડીને શેઠાણી બનાવજો.

તેને મુંબાઈ લાવતા પહેલાં પૂરતો વિચાર કરવો, અને અને લાવ્યા પછી પણ કરકસરથી કેમ રહેવું તેનો પણ ચોક્કસ ઠરાવ કરવો, અને બૈરી સમજાવે તેમ હાજી હા કરીને, ખરચ વધાર્યા જવો નહીં. અને હવે થોડા દિવસમાં વધારે કમાતા થઈશું, એવી આશામાં ખરચ બહોળો રાખી, આખરે મુંબઇ છોડી ચાલ્યા જવાનો વખત લાવવાની મૂર્ખાઈ કરવી નહીં. ધીમે ધીમે ખૂબ કમાતા થાઓ, પછી જોઇએ તેટલો ખરચ કરો, તેની કોઈ ના કહેશે નહીં.

જો તમે દેશથી મુંબાઇ જાઓ અથવા મુંબાઇથી દેશ જાઓ, ત્યારે પાસે બગલમાં માય એટલી નાની સરખી પોટલી શિવાય, બીજો કાંઇ સામાન લઈ જવાનો હોય નહીં તો, તમારા પીછાનવાળાઓને ખબર કરશો નહીં, કે તમે કયારે જવાના છો. કારણકે તેમાનું કોઈપણ માણસ, તમારી સાથે કંઈપણ પોટલું, કોઇને આપવા માટે વળગાડશેજ. તમે તો એક આનો ટ્રામનો ખરચીને સ્ટેશન પર જવાના હો, અને દેશમાં પણ ગાડી ન મળે અથવા ભાડું વધારે લાગતું હોય

તો, એક બે માઇલ ચાલી લેવાનો વિચાર રાખ્યો હોય, તે વિચાર બદલીને તમારે આ પોટલાને માટે ગાડી કરવીજ પડશે. જો તમારી પાસે વધારે સામાન હોય તો, ભેગાભેગી બીજાનું પણ લઈ જવામાં હરકત નહીં પડે, પણ છડેદોપટ્ટે જવું હોય, ત્યારે તો આ પોટલું ભારે થઇ પડે.

---

## ૫૭ સટ્ટો.

કહેવાય છે કે સટ્ટો ને સનેપાત બંન્ને સરખાં છે. જે પ્રમાણે સનેપાતમાં જેમ આવે તેમ ખરા ખોટા લવારા કરે છે, તેમ સટ્ટાની ધૂનમાં પણ મગજ ચગડોળે ચઢેલુંજ હોય છે. સટ્ટામાં કોઈવાર ગાદી તકીયાનો, કે કોઈવાર દોરી લોટાનો વખત આવે છે. આખા દિવસમાં ઘડી ઘડી ભાવની ફેરફારીની ખબર કાઢતાજ રહેવી પડે છે. કોઈ પાંચ રૂપીઆનો દાવ ખેલે છે, કોઈ સો પચાસની હારજીતનો ધંધો કરે છે, અને કોઈ તો લાખોનાં માથાં મૂકે છે. સ્વપ્નામાં પણ સટ્ટાવાળાને ચેન પડતું નથી. સટ્ટાની કમાણીથી વાડી બંગલાની સાહેબીવાળો થયલો, ભાગ્યેજ કોઈ મળી આવશે, પણ એમાં પાયમાલ થયલા સંખ્યાબંધ જડશે.

સટ્ટો એ એક જાતની કેફી વસ્તુ જેવો છે. એનું જો વ્યસન પડયું તો છોડયું છુટતું નથી, પણ ધીમે ધીમે વધ્યુંજ જાય છે. માટે એ સનેપાતીયા ધંધાને તો પહેલેથીજ નવ ગજના નમસ્કારજ કરજો. એ ધંધામાં પડયા પછી એક રીતે ફાયદો

થયલો પણ માલમ પડે છે. સટ્ટો ખેલનારો માણુસ શ્રદ્ધાવાળો થાય છે, જોતીષ શાસ્ત્રને માને છે, દેવ દેવીને માને છે, નદી કે દરિયે રોજ નહાવા અથવા ફૂલ ચઢાવવા જાય છે, સ્વપ્નામાં જોયલી વસ્તુઓથી તર્ક દોડાવવાની શકિતને કેળવે છે, સૂર્ય ચંદ્રના વૃત કરે છે, પીરની દરગાહ પર ચાદર અને ફૂલ ચઢાવે છે, સંત સાધુ કે ફકીર પુકરાને, ખૂણે ખાંચરેથી શોધી કાઢી તેની સેવા કરે છે. આ બધું કરવાનું કારણ એ કે, કોઇએ કહયું હોય કે તમે ફલાણા દેવ દેવી, કે પીર કે પેગંબરનું અનુષ્ટાન કે છલ્લો કરવા માંડો, અને તમને જે જવાબ જોઇતો હશે તે, થોડા દિવસમાં અથવા મહીનામાં મળશે. પૈસા મેળવવાની લાલચે ગમે તેવો નાસ્તીક હશે તે પણ, આસ્તીકનાં જેવાં કામમાં મડયો રહેશે. આવી રીતે હંમેશાં કરવાની ટેવ પડી જવાથી, કદાચ ખરેખરો આસ્તીક પણ બની જાય, અને ભકિત માર્ગમાં આગળ વધી જાય.

આવા લાલચુ સટોળીયાઓને લીધે,કેટલાક રખડતા રામોને તડાકો સારો પડે છે. કારણ કે કોઇ જોશીના વેશથી, કોઇ રમલ જોનાર તરીકે, કોઇ સાધુના વેશે સટોળીયા પાસે જાય છે, અને તેજી મંદી કાઢી આપે છે, અને પોતાના નસીબમાં હોય તેટલું લઇને ચાલતો થાય છે. ખરૂં કે ખોટું તે તો પાછળથી જણાય ત્યારે માલમ પડે. કેટલાક તો એવા હોય છે કે લોકોને એમ જણાવે છે કે, હમારા પર તો અમૂક દેવ કે દેવીની પૂર્ણ કૃપા છે, માટે અમૂક

ધંધામાં તેજી આવશે કે મંદી તે પણ કહી આપીએ છીયે. પછી જે માણસો એને પૂછતા જાય, તેને વારાફરતી ખાનગીમાં બોલાવે છે અને કોઈને કહેશે કે મંદી થવાની છે અને કોઈને કહેશે કે તેજી. જે ફાવશે તે લોકો તો આ માણસને ભગવાન જેવો માનશે, અને વળી કોઈવાર ફરીથી રળવાનો વખત આવે તેની લાલચે, તેની સેવા ચાકરી સારી ઉઠાવશે, અને આશામાંને આશામાં પૈસા ખરચ્યાજ જશે. જે નહીં ફાવ્યા હોય તેને, પેલો ઢોંગી ગમે તેમ ઉંધું ચત્તું કહીને સમજાવી દેશે.

સટ્ટો ખેલનારા બધાજ, તર્કશકિતવાળા તો ગણાય છેજ, કારણ કે ગમે તેવો મૂરખ કે ગરીબ હશે તેને પણ વિદ્વાન કે પૈસાવાળો પૂછશે કે કેમ? શું ઘેરાણ બેસે છે? શું શ્રદ્ધા લાવ્યા છો? કે સ્વપ્નામાંથી શું શોધ્યું છે? પછી પેલો બિચારો ગંભીર ચહેરો રાખીને તેજી અથવા મંદી થવાનું કહે છે. તેને પૂછનાર માણસ એટલો વિચાર કરતો નથી કે, એ વિદ્વાન છે, તો પોતે કેમ કમાતો નથી? આ બધાનો સાર એ કે, એનું નામ કંઈજ નહી આપો. દિવસ અને રાત ફીકરમાં ગાળવાને બદલે, પ્રમાણીકપણે કોઈપણ ઉદ્યમ કરવો, અને ભગવાનની મદદ મેળવવા માટે, ખરા દીલથી ભકિત કરવી.

---

## ૫૮ કિમિયો.

દરેક માણસને પૈસાવાળા થવાની ઈચ્છા હોય છે. નોકરી ધંધો ઉદ્યમ વિગેરે કરવામાં પૈસાવાળા ન થવાય, તો

પછી કેટલાક તો એકદમ પૈસાવાળા થવાનો રસ્તો શોધ્યા કરે છે. હવે! લોભીયાના ગામમાં ધૂતારા ભૂખે ન મરે, તેમ જો કોઈ એમ કહેતું આવે કે, હું ત્રાંબાનું કે પારાનું, સોનું ચાંદી બનાવી જાણું છું, તો તરત પેલો માણસ, જે પૈસા દાર થવાની રાહ જોઈને બેસી રહ્યો હોય, તે જાળમાં સપડાય છે. કિમિયાગર લોકો હાથ ચાલાકીના સરસ ખેલો શીખીને તૈયાર થયલા હોય છે, અને ઘણે ભાગે તો સાધુના વેશમાંજ લોકોને છેતરે છે. કારણ કે લોકો એમ ધારે છે કે, આવા અબધૂત સંતો પાસેજ કંઇ ચમત્કારી વિદ્યા રહે છે. પણ એટલો વિચાર કરતા નથી કે, આવા ચમત્કારી પુરૂષો વળી, જંગલમાં રહેવાનું મૂકીને તમારી પાસે શા માટે આવે? અને વળી તમારા દાગીના વેચાવીને પણ, તમારી પાસેથી રોકડા રૂપીઆ અથવા સોનું, દવા બનાવવા માટે શા સારૂ લે?

ઘણીવાર તો ભઠ્ઠીમાં કુલડી પણ પેલા લાલચુ માણસને હાથે મૂકાવે છે, અને તેમાં એક તોલો પારો પણ મૂકાવે છે, અને પોતે તો ભઠ્ઠીથી દૂર બેસે છે. પછી એક બે ટીપાં કોઈ ઝાડનાં પાનનાં રસનાં અથવા ચપટી દવાની ભસ્મ નંખાવીને, પછી તેને છાણાના કટકા આપતો જાય છે, તેમ તેમ તે તે ઠેકાણે પેલો માણસ છાણાના કટકા ગોઠવતો જાય છે. ભઠ્ઠી ચેતે છે અને બીજે દિવસે ભઠ્ઠી થંડી પડી ગયા પછી, ઉઘાડીને કુલડીમાં પેલો માણસ જુએ છે, તો એક

તોલા સોનાનો રવો દેખાય છે. એટલે પેલો લાલચુ માણુસ પેલા ઠગ સાધુને ભગવાન જેવો માને છે.

પછી પેલો ઠગ કહે છે કે મારી પાસે દવાની ભૂકી ખલાસ થઇ છે, માટે નવી બનાવવી પડશે. તે બનાવવા માટે પેલો લાલચુ માણુસ ગમે તેમ કરીને, સો બસો હજાર બે હજાર કે દસ હજાર રૂપીઆ, પોતાના ગજા પ્રમાણે ભેગા કરીને પેલાને આપે છે. પછી દવા તૈયાર થઈ કે પેલો કિમિયાગર, દસશેરેક પારામાં દવા મેળવી ભઠ્ઠામાં મૂકાવીને કહે છે કે, આ ભઠ્ઠી ચાર છ દિવસે થંડી પડે ત્યારે ઉઘાડીશું, એટલે બધું સોનુંજ સોનું. પછી કિમિયાગર રતોવાઇ ગામ છોડીને ભાગી જાય છે, અને પેલો લાલચુ માણુસ ભઠ્ઠીમાં જુવે છે ત્યારે, તેને સોનાને બદલે બધું સૂનું સટ દેખાય છે. એટલે કે ભઠ્ઠીમાં કાંઇજિ મળે નહીં. હવે જુવો પહેલાં નમુનાનું એક તોલા પારાનું સોનું થયું, તેનું કારણુ એ કે, પેલો સાધુ છાણનું એક છાણું પોતે બનાવે છે, અને તેમાં એક તોલો સોનાંનો રવો દબાવીને સંતાડે છે, અને છાણું સુકવી નાંખે છે. આ છાણું સંતાડીને સાથે લેતો જાય છે, અને ભઠ્ઠી માટે જે છાણાં રાખેલાં હોય છે તેની બાજુમાં, છાના માના ગોઠવી મૂકે છે. અને જ્યારે છાણાં ગોઠવવાનો વખત થાય ત્યારે, પેલું આખું છાણું અથવા તે છાણામાં રવો દબાવેલો હોય તે તરફનો કટકો, પેલાને આપીને કહે છે કે લો, હવે કુલડીના ઉપર બરાબર આ કટકો ગોઠવો, હવે બાજુ

માં એક મૂકો હવે આમ મૂકો, હવે તેમ મૂકો કહીને, પછી હજાર પાંચસો છાણું સીંચાવી દે છે. જ્યારે ભઠ્ઠી ચેતી જાય ત્યારે, કુલડીમાંનો પારો ઉડી જાય અને છાણામાંનો રવો કુલડીમાં પડી જાય છે. અને આવો રવો જોઈને પેલો રાજી થઈ ગયો હતો. આવી રીતની તો ઘણી ચાલાકીઓ કરે છે.

તમને કોઈ એમ કહે કે હું કિમિયો જાણું છું, તેજ વખતે તમારા મનને સવાલ પૂછજો કે, એ જ્યારે કિમિયો જાણે છે, ત્યારે પોતે કરોડપતી થઇને કેમ બેઠો નથી, અને મારે ઘેર અથડાતો કેમ આવ્યો છે? કેટલાંક ઝાડનાં પાતરાં એવાં હોય છે કે, તેના પર સોનાનાં વરખ મૂકો તો વરખ પાતરામાં સમાઇ જાય છે. આવાં પાતરાંઓને સોનાના વરખ પાઇને કિમિયાગર તમારી પાસે આવે, અને તમને કહે કે બધું તમારે હાથેજ કરો, આ પાંતરાંનો ડુચો કરીને પણ તમારે હાથેજ, પારાવાળી કુલડીમાં મૂકો તો સોનું થશે. આ પ્રમાણે કરશો તો પેલા પાતરામાંના સોનાનો રવો થયલો માલમ પડશે. માટે એકજ નિશ્ચય રાખવો કે, જો મારા નસીબમાં પૈસાદાર થવાનું લખ્યું હશે તો, પ્રમાણીકપણે ઉદ્યમ કરવાથી શા માટે નહીં થવાય ?

એક ઉંચ કોમનો હિંદુ કોઇને ત્યાં રસોઇ કરવાની નોકરીએ રહયો હતો, પણ પાછળથી ધીમે ધીમે વેપાર તરફ નીધાં દોડાવી, અને આજે કેટલાંક વર્ષો થયાં લખખો-પતી ગણાય છે. એ કાંઇ કિમિયામાંથી કમાયો નથી.

અમેરીકાના એક ગામડામાં એક ગરીબને ઘેર, એક ઝુંપડામાં ૮૬ વર્ષ પર એક છોકરો જન્મ્યો હતો તે નાનપણુમાં છ આનાને રોજે ખેતરમાં મજુરી કરવા જતો. તે સમયમાં સ્વચ્છ કરેલું ઘાસતેલ પણુ નીતર્યું નહીં, પણુ ડહોળુંજ દેખાતું. એ તેલ સ્વચ્છ કરવા તરફ તેણે નીઘાં દોડાવી, અને આખરે કારખાનું કાઢીને રોજનું બે હજાર પીપ ઘાસલેટ સાફ કરવા માંડ્યું, અને થોડાજ વખતમાં કરોડપતી થયો. પછી તો તેણે ખાણો ખરીદી, અને રેલ્વે તથા ગેસ કુંપનીના શેરો ખરીદીને એક હાથ કીધા. ત્રીસ માણસો કરોડપતી થઈ શકે એટલી, એની વરસ દહાડાની આવક હતી. એક મીનીટની તેની કમાણી ૬૬૫) રૂપીઆ છે તેણે કેટલીકવાર ચોવીસ કલાકમાં એટલું નાણું પેદા કીધું હતું કે, તેમાંથી વીસ હજાર માણસનું એક ગામ, વરસ દહાડા સુધી મોજમાં રહી શકે હાલમાં તેની પુંજી ૫૦૦,૦૦૦,૦૦૦) પચાસ કરોડ પૌંડની ગણાય છે. તણે પાંચ કરોડ પાઉન્ડની તો સખાવત કીધી છે. જરમનીની લડાઈમાં તારાજ થઈ ગયલા બેલજીયમને તેણે સારી મદદ કરી છે. તેની દોલત કોઈ લુંટી નહીં જાય માટે તેના ઘરની આસપાસ રાત દહાડો સંત્રીઓના નાગી તલવારના પહેરા રહે છે. આ ૮૬ વરસની ઉમરનો બુઢો હાલ અમેરીકામાં છે. તે તેલનો રાજા કહેવાય છે. અને એનું નામ જોન રોકફેલર છે. આ માણસ પણુ કિમિયો કરવા ગયો નહોતો.

અમેરીકામાં જોસેફ માઈકલમેન નામનો માણસ રસાયન

વિદ્યા શીખ્યો, અને તેણે પહેરીને વપરાયલા અને ફેંકી દેવાના બૂટ પર અખતરા કીધા, અને તેમાં ફતેહ મેળવી. પોતાના બાપ તરફથી જેટલી મુડી મળી હતી તેટલી બધીજ ખરચીને, ગામડે ગોહડેથી ફેરીયાઓ મારફતે જૂના બૂટોની ખરીદી કરાવી લીધી. પોતાના નવા બનાવેલાં યંત્રમાં બૂટના ઢગલા નાંખીને, તેને સળગાવી મૂકયા. તેમાંથી નકામો ધુમાડો જતો રહ્યા બાદ, અમુક જાતનો તેલ જેવો પદાર્થ અને અમુક જાતનો ભૂકો રહયો, તે ઘણા કામમાં આવે એવા નીકળ્યા. બસો કે પાંચસો રૂપીએ રતલ દવા મળે છે, તેમાં જે મુદ્દાની ચીજ નાંખવામાં આવે છે, તે પણ એમાંથી નીકળી, અને એ ધંધામાં એ કરોડપતી થયો છે. અમેરીકામાં દર વરસે પાંત્રીસ કરોડ વપરાયલા બૂટ નકામા તરીકે કાઢી નાંખવામાં આવે છે. કારણ કે ત્યાં દરેક જણ બૂટ પહેરે છે, અને ફરવા જવું હોય, કે આફીસે જવું હોય, કે વરઘોડે જવું હોય, કે કલબમા જવું હોય, તે દરેક પ્રસંગને માટે જેમ ડ્રેસ જુદો, તેમ બૂટ પણ જુદી જુદી જાતના રાખવા પડે છે. તેમાં સ્ત્રીઓને તો પુરૂષો કરતાં વધારે બૂટ જોઇએ, કારણ કે રોજને રોજ બૂટની ફેશનો બદલાતી જાય છે. દર મહીને નવી ફેશન નીકળે છે. નવી ફેશન નીકળી કે જૂની ફેશનના બૂટ નાંખી દેવાના. આવા બૂટોમાંથી દવા બનાવીને પેલો માણસ કરોડપતી થયો છે. એણે પણ કોઈ કિમિયાગરની મદદ લીધી નહોતી.

સર સાસુન જે. ડેવીડ, જેમની મુંબાઈમાં પેઢી છે તેમનું નામ તો ઘણાઓએ સાંભળ્યું હશે. તે ગૃહસ્થ પ્રથમ તો કારકુની કરતા હતા. અને પછી વેપારી લાઈનમાં પડયા, અને મરતી વખતે ૩૦૦,૦૦,૦૦૦) ત્રણ કરોડ રૂપીઆ મૂકીને મરી ગયા. એ પણ કંઈ કિમિયો કરવા ગયા નહોતા. ફોનોગ્રાફ વિગેરેની શોધ કરનાર એડીસન પણ, પહેલાં તો સંત્રાં કેળાં વેચનાર હતો, તે કંઇ કિમિયાથી પૈસાવાળો થયો નથી.

માટે ઉદ્યમ કર્યા જાઓ, અને તમારા બાહુ બળથી, અને બુદ્ધિનો ઉપયોગ કરીને પૈસો પેદા કરો; પણ ધૂતારાના સપાટામાં કદી પણ આવતા નહી, અને તેની સાથે વાત પણ કરવા ઉભા રહેશો નહીં.

કોઇ માણસને ત્યાં કિમિયાગર આવ જા કરે, અને તેને કોઈ કહે કે ભાઈ! આ માણસથી ચેતતા રહેજો, કિમિયાની લાલચ આપી છેતરી જશે, અને જો કદાચ એનો સુમાર જોવો હોય તો મને સાથે રાખજો પણ પેલો લોભીયો કહે છે કે, નહીંરે! તમે ધારો છો એવું કંઇ નથી. એ તો એક દવાની બાબતમાં એની જોડે વાત થાય છે; અને એ મને શું છેતરવાનો છે? હું કંઇ કાચો છું? પછી ચાર પાંચ દહાડે માલમ પડે છે કે, આ ભાઇ શીખવા જતાં, બાયડીના પલ્લાના બધા દાગીના ગુમાવીને બેઠા છે. માટે કોઈ દિવસ પણ કિમિયાની લાલચ રાખશો નહિ. થોડું લખે ઘણું કરી માનજો.

---

## ૫૯ પરચુરણ સૂચનાઓ.

ઘરમાંથી બહાર નીકળતાં પહેલાં ભભુતી કે ચાંલ્લો કે ચંદન કે ટીલું કે ત્રિપુંડ, કે જે તમારા ધર્મમાં બતાવ્યું હોય તે કરજો, અને પછીજ બહાર જજો. એટલે તમે બ્રાહ્મણ કે વાણીયા કે કઈ જાતના કે ધર્મના છો, તે જણાઈ આવે. એતો જેમ કાપડ પર ટ્રેડ માર્ક હોય છે, કે ઘોડા છાપ છે માટે ફલાણીજ મીલનો માલ, તેમ આ પણ ન્યાત પારખવાની ટ્રેડ માર્ક છે. જે લોકોએ કોટ પાટલુન અને હેટ પહેરવાં પડે છે, તેને આ વાત લાગુ પડતી નથી.

કોઈ વાતનો તમારે કોઈને જવાબ દેવો હોય, અને તમારાથી શરમ નહીં છંડાતી હોય તો તમારે જાતે મોટા થવું નહીં, કારણ કે

બડેકું દુઃખ બહોત હે, છોટેસે દુઃખ દૂર
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર.

માટે કહી દેવું કે મારા બાપાજીની કે ભાઈની કે કાકાની કે છોકરાની જોડે, સલાહ કરીને પછી જવાબ દઈશ, તેમને પૂછયા વગર તો મારાથી જવાબ નહીં દેવાય. પછી તમારે એકાંતમાં વિચાર કરીને જે જવાબ દેવો હોય તે દેવો.

કોઈ તમને કહે કે મારે તમારી એક કામમાં મદદની જરૂર પડશે, તો તમે એકદમ ના કહી દેતા નહીં, કારણ કે તે કામમાં કદાચ તમારી જરૂર પડશે પણ નહીં. માટે આજે ના કહીને શા માટે તેને ખોટું લગાડવું ?

છોકરાંઓ આગળ છૂપી વાત કરતા નહીં, એતો બહાર કહી આવશે, કારણ કે ઘરમાં બોલે ડોકરાં, તો બહાર બોલે છોકરાં.

હવેરૂં, ધર્મશાળા કે દવાખાનું બંધાવો તો તેના નિભા-વને માટે પણ જૂદી રકમ કાઢી મૂકજો.

જો બ્રહ્મણને દાનમા ગાય આપો તો, તે બ્રહ્મણ તેને પાળી શકશે કે કેમ, તેની પહેલેથી તપાસ કરજો. જો નહીં પાળી શકે એમ હોય તો, તેના ખરચનો કાંઇ બંદોબસ્ત કરજો.

તમારૂં કોઈ સગું કે સ્નેહી માંદુ પડે તો તેની ખબર લેવા જજો, અને તમારાથી બની શકે તેવી, તનથી અથવા ધનથી મદદ આપજો.

જેને તમે ડોસાં ડગરાં, બુઢ્ઢાં ખોખરાં, ડોકરાં, ઘરડાં કહેતા હો, તે કદાચ ગરીબ હોય તોપણ, કોઈવાર તેમની સાથે વાત કરવાનો પરીચય રાખજો. કારણ કે એમાંથી તમને ઘણી ઘણી અનુભવની વાતો જાણવાની મળશે. અને કોઈ વખત મુઝવણમાં આવી પડયા હશો ત્યારે તમને ખરી સલાહ પણ મળી શકશે.

કોઈના ઘરની તકરારમાં પડશો નહીં, કારણ કે એતો દૂધના ઉભરા જેવી હોય છે. બપોરે લડશે અને સાંજે સાથે જમવા બેસશે. પણ તમે જો વચમાં બોલશો તો કાયમનાજ દુશ્મન થશો. બનતા સુધી ત્યાંથી ખસી જજો, અને કદાચ

ઉભાજ રહેવું પડયું તો, તે લોકો વાત કરે તેમાં ન છુટકેજ ડોકું હલાવજો અને સમો જોઈને ચાલજો.

કોઈ મોટે ઘેર જવું હોય તો, તેના દરવાન કે સિપાઈ ને મીઠાશથી પૂછશો તો તમારો રસ્તો સહેલો થઈ જશે.

તમારે ત્યાં કોઈ નોકરો રહેતા હોય, તેના પર બહારથી કાગળો આવતા હોય, તે તમારે વાંચવા નહીં.

કોઈ પૈસાદાર માણુસ પાસે ઘડી ઘડી તમારી બેઠક થયા કરતી હોય તો, તેની હાએ હા કર્યા જજો. તે કોઈ વખત એવી વાત કરીને હસી પડે કે, જેમાં હસવાનું કંઈજ હોય નહીં, છતાં પણ તમે હસવા લાગજો. અને તે જેમાં દીલગીરી બતાવે તેમાં તમે બમણી દીલગીરી બતાવજો, નહિં તો તમારૂં ગાડું નહીં નીભે. કારણ કે કેટલાક તો એમ સમજે છે કે, હું બોલું છું તે બધુંજ વ્યાજબી છે. પ્રસંગ જોઈને યુકિતથી તેની ભૂલ સુધરે તો સુધારજો, નહીં તો ચાલતી ગાડીએ ચઢી બેસજો.

તમારા ઘરમાં નોકરો આવે છે, તે લોકો પોતાનું નસીબ સાથે લઈનેજ આવે છે, તેનું પોષણ કરવાની ભગવાનને ફીકર હોય છે, તમે તો માત્ર આડતીઆ છો, એમ સમજીને તેમની સાથે પ્રેમથી વર્તજો.

કોઈ માણુસની બોલવાની ઢબ છબ ઉપરથી તેની ખાનદાનીની પરીક્ષા કરતાં શીખજો.

કોઈ મોટા માણુસના ઘરમાં જાઓ તો ખોટું ડહાપણુ કરવાની ટેવ રાખશો નહીં, કે ફલાણો ડાકટર બહુ હોંસીયાર છે, કે ફલાંણો જોશી બહુ વિદ્વાન છે વિગેરે. કારણુ કે મોટા લોકોના વિચાર ઘડી ઘડીમાં બદલાયા કરે છે, અને તમે કોઈ માણુસને પુરસદ નહીં હોય છતાં, મહા મુસીબતે તેને તેડીને લાવ્યા હો, અને મોટા માણુસ તમને તરત કહેશે કે, હાલ તો એને વિદાય કરો, વિચાર માંડી વાળ્યો છે. વળી બીજા કોઈ વખતે એને બોલાવીશું. આ વખતે તમને માથું વાઢયા જેવું લાગશે, કારણુ કે ઘોડો દોડી દોડીને મરે, અને સ્વારના તો કંઈ હિસાબમાંજ નહીં. માટે પૂછયા વિના બીલકુલ માથું મારશો નહીં.

અજાણ્યું ફળ ખાવું નહીં. પક્ષીઓએ અરધાં કરડેલાં ફળ જંગલમાં પડયાં હોય, તો તે ફળ ઝેરી નથી એમ સમજવું. તમારે ઘેર ન્યાત જમતી હોય, કે સો બસો માણુસ જમતું હોય, તો તમારી દુકાનના કે આફીસના કે કારખાનાના માણુસને ભૂલતા નહીં, તે લોકોને ખપતું નહીં હોય તો, મીઠાઈ લાવવાના પૈસા પણુ આપજો.

બે જણુને તકરાર ચાલતી હોય, કે કોરટમાં કેસ ચાલતો હોય, કે બે પારટીમાં તકરાર પડી હોય, કે ન્યાતમાં બે તડ પડયાં હોય, ત્યારે બન્ને પક્ષમાં પગ રાખનારથી ડરતા રહેજો. એ તો બંને પક્ષને ખુશ રાખવાની પોલીસી લગાડશે, કોઈ પક્ષનું ભલું કરી શકશે નહીં. ખરો બહાદુર તો તેજ કે જે

એક સાઇડ પકડીને ખરા જીગરથી કામ કરે. આને પણ સમાલું અને તેને પણ સમાલું, એવી રમત રમવાવાળા એકે પક્ષને ફાયદો કરી શકતા નથી. માટે એવા પર વિશ્વાસ રાખશો નહી, અને તમારા હેતેસરી ગણશો નહીં.

---

## ૬૦ આશા-તૃષ્ણા.

માયા મરે ન મન મરે, મર મર ગયે શરીર;
આશા તૃષ્ણા ના મરે, કહે ગયે દાસ કબીર.

સંતોષી નર સદા સુખી. જેની પાસે થોડી પૂંજી છે પણ સંતોષી છે,તે માણસ ખરો સુખી છે. જેની પાસે અનરગળ ધન હોય પણ સંતોષી નહીં હોય, તે દુઃખીજ કહેવાય. તે કદાચ એમજ વિચારતો હશે કે, મારે તો સેંકડો વરસ જીવવું છે, માટે તેટલો વખત આ ધન ચાલશે કે કેમ? પૈસાવાળાએ ઉદ્યમ છોડી દેવો એમ હમે કહેતા નથી, પણ તે લોકોએ કામની એવી રીતે વહેંચણી કરી દેવી કે, પોતા પર કામનો બોજો આવે નહીં, હાય હોસ કરવી પડે નહીં, ધર્મ ધ્યાનમાં પણ વખત ગાળી શકાય અને પોતાનાં બાલબચ્ચાંઓની સાથે બેસીને પણ, આનંદમાં વખત ગાળી શકાય. પણ આજે તો ગરીબ હોય કે તવંગર, પણ પોતાની સ્થિતિમાં પોતાને સંતોષ હોતો નથી. એક ઠેકાણે કહ્યું છે કે:-

---

### મનહર છંદ.

હતી હીનતાઈ ત્યારે, તાકી પટેલાઈ અને
મળી પટેલાઈ ત્યારે, તાકી છે શેઠાઈને.
સાંપડી શેઠાઈ ત્યારે, તાકી મંત્રીતાઈ અને
મળી મંત્રીતાઈ ત્યારે, તાકી નૃપતાઈને.
મળી નૃપતાઈ ત્યારે, તાકી દેવતાઈ અને
દીઠી દેવતાઈ ત્યારે, તાકી શંકરાઈને.
અહો રાજ્ય ચંદ્રમાનો, માનો શંકરાઈ મળી
વધે તૃષનાઈ તોય, જાય ના ભરાઈને.

જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તૃષ્ણા વધતી જાય છે, અને લક્ષ્મીનો એવો સ્વભાવ દેખાય છે કે, તે જ્યાં જાય છે ત્યાં એકલી જતી નથી, પણ જંજાળો રૂપી સિપાઇઓનું લશ્કર લઇને જાય છે. એટલે કે કોઇ માણસ પર તેની મહેરબાની થઈ, અને દૂરથી તેને દેખા દીધી, કે તરત બે ચાર જંજાળના દોરડાં તેનાં શરીર પર વીટળાય છે, વળી પેલો માણસ લાંબા હાથ કરી કરીને લક્ષ્મીને બોલાવે છે, એટલે લક્ષ્મીજી પોતાના દૂતોને કહે છે કે, બે કદમ આગળ ચાલો. વળી જંજાળ રૂપી બે ચાર દૂતો પેલાને સીકડી લે છે, અને લક્ષ્મીજીની વધારે મહેરબાની થાય છે. પછી તો પેલાને વધારે લોભ થાય છે, અને લક્ષ્મીને પોતાની છેક પાસે બોલાવવાનો પ્રયત્ન કરે છે. પણ જેમ જેમ લક્ષ્મીનું સુખ વધતું જાય છે, તેમ તેમ દોરડાના આંટા ગળામાં પડ-

તાજ જાય છે, અને જેવી રીતે કરોળીઆની જાળમાં માંખી સપડાય, તેવી રીતે તે સપડાયલોજ રહે છે. માત્ર તેનું બંધન એકજ જણુ તોડી શકે છે, અને તેનું નામ યમ રાજા કહેવાય છે. તે આવીને તેના બંધનો તોડી નાંખે છે, પણ તેના બદલામાં તેનો પ્રાણુ પણ લેતા જાય છે.

જો આવાં જાળામાં સપડાયલો માણુસ, અક્કલ વાપરીને સંતોષરૂપી તલવારથી જંજાળનાં થોડાં દોરડાં કાપી, બીજા માણસોપર કામનો બોજો નાંખીને, તેમને પોતાના નોકર બનાવે, થોડાં દોરડાં કાપીને ફેંકી દઈ, ધર્મ ધ્યાનના રસ્તા તરફ વળે, થોડાંક દોરડાં કાપીને ફેંકી દઈ, પોતે પોતાનાં બાલ બચ્ચાં સાથે બેસીને, આનંદ ભોગવવામાં થોડો વખત ગાળે, તો લક્ષ્મી તેની છેક નજીક આવીનેજ રહેશે.

માટે જેમ જેમ પૈસો વધતો જાય અને તેની સાથે કામનો બોજો પણ વધતો જાય, તેમ તેમ તે કામમાં મદદ કરવા માટે નોકરો વધારતા જજો, તે પણ તેનું નસીબ સાથે લઈનેજ આવશે. કીર્તીદાન માટે નહીં, પણ ખરા પરમાર્થ અને ધર્મના કામોમાં પૈસા વાપરતા જજો, પોતાના કુટુંબમાં બેસીને થોડો વખત આનંદની, બોધની અને રમત ગમતની વાતો કરજો. જો તમારા મગજપર કામ ધંધાની ચિંતા રહયા કરતી હોય તો, એક બે વેપાર ઓછા કરી નાંખજો, અને એ વાત યાદ કરજો કે, પહેલાં તો મારી પાસે દસવીસ હજાર હતા, અને હવે દસવીસ લાખ થયા છે, તો એથી વધારે

પેસો મેળવવા માટે, મારે શા માટે હાય હાય કરવી જોઇએ ? નહીં પહેરવાનાં, નહીં ઓઢવાનાં, નહીં ખાવાનાં, નહીં પીવાનાં, નહીં છોકરાંઓને રમાડવાનાં, કે નહીં તેમને કંઇ શીખામણ આપવાની ! આવી જીંદગી કરતાં તો ગરીબી સારી. માટે સંતોષ રાખી કામના બોજાની વ્હેંચણી કરી, પરમારથનાં કામો કરી, જાતે સુખ ભોગવી, છોકરાંઓને પણ એવેજ રસ્તે ચઢાવી; પ્રભુની ભકિત કર્યા કરજો.

તમે જે સ્થિતિમાં હો, તેમાં પ્રમાણીકપણે ઉદ્યમ કર્યા કરો અને ગજા પ્રમાણે ધર્મ ધ્યાન કરો. નસીબમાં હશે તો વધારે મળશે, અને નહીં મળે તો, તમારાથી ગરીબ હોય તેનો દાખલો લઈ સંતોષ પકડો, કારણ કે તૃષ્ણા ઓછી થવાની નથી.

---

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

રાખી દ્રવ્યની આશ, ખોદી પૃથિવી, ગાળી ગિરિધાતુઓ,
સંતોષ્યા બહુ રાયને જતનથી, ઓળંગીયા સિંધુઓ;
ગાળી રાત્રી સ્મશાનમાં દ્રઢમને, મંત્રો તણા જાપમાં,
તૃષ્ણા છોડ હવે મને નવ દીઠી, કોડી કુડી હાથમાં—૧
દેશો દૂર્ગ થકી ઘણા વિષયમાં, જાત્રા કરી ના ફળી,
છોડી આબરૂ યોગ્ય જાતી કુળની, સેવા નકામી કરી;
બીને કાકની પેઠ માન તજીને, ખાધું બીજાને ઘરે,
પાપી કર્મથી ખુશ થાતી તદપી, તૃષ્ણા વધે ના સમે—૨

---

## શિખરીણી.

ખળોની સેવામાં, કઠણ ઠપકા તો બહુ સહ્યા,
હસી ઠાલે હૈયે, મન દિલગિરીને ગૃહી રહ્યા;
વળી જોડયા હસ્તો, ખળ તરફ થંભાવી મનને,
અરે જૂઠી આશા, કયમ હજી નચાવે બહુ મને?

---

### ૬૨ શું? આજ પૈસાવાળા સુખી કહેવાય?

કોઈ પાસે પૈસો ઘણો હોય તોપણ જ્યાં સુધી તેને આનંદ અને સંતોષ હોતો નથી ત્યાં સુધી તે સુખી કહેવાય નહીં.

જો દસ બીસ પચાસ ભઇ શત, હોય હજાર તો લાખ મંગેગી;
કોટી અરબ્બ ખરબ્બ મીલે, પૃથ્વીપતિ હોનેકી ચાહ લગેગી.
સ્વર્ગ પાતાલકો રાજક મીલે, ત્રહી લોકકે રાજ્યકી આશ લગેગી,
શંકર એક સંતોષ બીના શઠ, તેરી તો ભૂખ કબુ ન ભંગેગી.

જ્યાં સંતોષ નથી ત્યાં સુખજ નથી. અને ઘરમાં કજીયો કંકાસ ચાલ્યાં કરતાં હોય, અને ઠરીને બેસવાનું ન હોય તો છતે પૈસે દુઃખજ છે.

કોઇ મોટા શહેરમાંથી સાંજને વખતે તમે પસાર થતા હો, તે વખતે ફડાંગ ફડાંગ કરતા ઘોડાના પગના ડાબકા સંભળાય, અને તમે પાછું ફરીને જુવો, એટલે બે ઘોડાની ગાડી પસાર થતી માલમ પડે, કે જે ગાડીમાં આગળ બે ઘોડાવાળા બેઠા હોય, અને પાછળ બે નોકરો ઉભા હોય,

અને અંદર એક શેઠ, જરાક જમણી બાજુએ અઢેલીને, અને ડાબા ઘુંટણ પર જમણા પગની ઘુંટી મૂકીને, પૂર દમામમાં બેસીને, હાથમાં છાપું લઇ વાંચતાં હોય, ત્યારે તમને એમજ લાગે કે ખરા સુખી તો આવા શેઠ ! પણ અહીં તમારી ભૂલ થાય છે. તમે એને ખરા ધનવાન કહી શકો, પણ સુખી તો, એના ઘરની સ્થિતિ જોયા પછીજ, તમારી ખાત્રી થાય તોજ કહી શકો. તમારે સુમાર જોવો હોય તો એમનું ઘર પૂછીને બીજે દિવસે ત્યાં જાઓ, અને જુવો તો તમારી ખાત્રી થશે.

આ શેઠ સવારમાં દોડધામ કરીને દુકાને ગયા હોય, ત્યાં દેશ પરદેશના કાગળો વાંચી, તે પ્રમાણે મહેતાઓને સૂચના આપી, છાપાંઓ વાંચી, વેપાર ધંધામાં શું ફેરફાર કરવો તેનો વિચાર કરી, સેંકડો જણા મળવા આવે તેમની સાથે વારા ફરતી વાતો કરી, જરૂરી કાગળીયાંઓ વાંચી તે પર સહીઓ કરી, જે જે માલના ભાવો ગગડી ગયા હોય તે માલ જો હજી વિલાયતથી ચઢી નહીં ચૂકયો હોય, તો તે માલ હમણાં નહીં મોકલશો એવો તાર કરાવી, બીજી હજાર જંજાળો આવી હોય તેમાં મગજનો ખીમો કરી કરીને, આખરે સાંજે શેઠ એ ઘોડાની ગાડીમાં બેસીને ઘેર જતા હોય, તે વખતે બહાર-નાઓને તો તે સુખી દેખાય છે, પણ એના હૃદયમાં શા શા ચીરાડા પડયા છે, તે તો એ પોતેજ જાણે. ગાડીમાંથી ઉતરી ઘરમાં દાખલ થાય છે તો, કેટલાક લોક મળવા આવ્યા હોય તેની ઉપલક મુલાકાત લે છે, અને કોઇ નોકરીની કે એવી

કોઈ બીજી બાબતની સીફારસ લઈને આવ્યા હોય, તેની સાથે ઉપલક વાત કરીને, જ્યાં શેઠાણી મોતીની કંઠી તથા હીરાની વીંટી પહેરીને બેઠાં હોય ત્યાં દાખલ થાય છે.

શેઠાણી પૂછે છે કે ઘડીયાળનો છેડો મંગાવ્યો હતો તે આવ્યા? ત્યારે શેઠ કહે છે કે ના, તે તો હું ભૂલીજ ગયો. એટલે શેઠાણી રીસાઈ જાય છે. શેઠ મનાવતાં મનાવતાં કંટાળીને રસોડામાં જમવા જાય છે, ત્યાં છોકરાંઓ જમતાં જમતાં માંહોમાંહે લડે છે, તેની સાથે ડાચાકુટ કરતાં કરતાં જમીને અને જમાડીને, દીવાનખાનામાં આવીને બેસે છે. એટલે કેટલાક લોક મળવા આવ્યા હોય તેમની સાથે વાતચીતો કરે છે, અને પછી તાજા સમાચારનું છાપું આવ્યું હોય તે વાંચે છે. અને તેમાં જો શેર વિગેરેના ભાવોમાં મોટા વધારા ઘટાડા થયાની વાતો આવી હોય, તો મનમાં મોટો ધ્રાસ્કો પડે છે કે અરે! મોટી ખોટ ખમવી પડશે. હવે શું શું ખરીદવું અને શું શું વેચવું, તેના વિચારના વમળમાં ગોથા ખાતા ખાતા, ચેન નહીં પડવાથી ગાડી જોડાવી, ફરવા જવાને બ્હાને બહાર નીકળી જાય છે, અને પોતાના સરખે સરખા ગોઠીયાઓને ત્યાં જઈ, હવે શું કરવું તેની સલાહ લે છે, અને પાછા ઘેર આવતાં જો મન થયું તો, કોઈ નાટકમાં ધુસી જાય છે. પણ ત્યાંએ પેલાજ વિચારો દોડી આવવાથી ઉઠીને ઘેર આવીને, ઉંઘ આવવાની દવા લઈ સૂઈ જાય છે. જેમ તેમ કરતાં મોડી રાતે ઉંઘ આવે, એટલે સ્વપ્નામાં પણ જંજાળજ જુવે છે. આવા

શેઠ ધર્મને નામે તો મોટું મીડુંજ મૂકેલું હોય છે; દેવ દર્શન કે વૃત ઉપવાસને તો ફારસજ માને છે. જો આવો દેખાવ જુવો તો, તમે એને સુખી કહેશો ? ના, એને સુખી નહીંજ કહો.

હવે જુવો, એક જણુ પોતાનું ગુજરાન ચલાવ્યા ઉપરાંત એક મહીને પંદર વીસજ રૂપીઆ બચાવી શકે છે તે, સરકારી ઓફીસમાંથી નોકરીથી છુટો થઈ, હાથમાં લાકડી હલાવતો હલાવતો તમારી પાસેથી જાય છે, તેની પાછળ તમે જાઓ. તે માણુસ રસ્તામાં કોઈ બગીચામાં થઈને સીસોટી વગાડતો ચાલ્યો જાય છે, એવામાં કોઈ દોસ્તદાર મળે તો તેની સાથે બેસી જઈને જરાક વાતો કરે છે, ચીનાઈ શીંગ કે ગંડેરીવાળો આવે તેની પાસેથી બેચાર પૈસાનું ખાવાનું લઈને, ખાતા જાય ને વાતો કરતા જાય છે. અને પછી તેમાંથી છુટો પડીને પેલો બજારને રસ્તે ચાલ્યો જાય છે, અને બજારમાંથી શાક પાન, જમરૂખ, પેપરમીંટ વિગેરે લઈને, ઘરને રસ્તે ચાલતો થાય છે. પોતાનું ઘર દેખાવા માંડે કે, બારી તરફ નીઘાં કરે તો માલમ પડે છે કે, પોતાની સ્ત્રી બારી આગળ આવે છે ને જાય છે; છેક નજીક આવે છે ત્યારે તે સ્ત્રી પોતાના એક વરસના છોકરાને હાથપર બેસાડીને, લાંબો હાથ કરીને બતાવે છે કે, જો પેલું કોણુ આવ્યું ? પેલો ઘરમાં આવે છે કે પેલી છોકરાને કેડપરથી ઉતારી, ધણીના હાથમાંથી શાકની ઝોળી લઈ બાજુપર મૂકી, પાણીનો લોટો લાવી આપે છે. પેલો હાથ

મ્હોં ધોઈ, પોતીયું બદલી પંચીયું પહેરે છે અને પોતીયું ખીંટીયે મૂકે છે, તેની સાથે ફીકર ચિંતાને પણ ખીંટીયે મૂકે છે. એટલામાં પેલી ચ્હાના કપ લાવીને મૂકે છે, અને બન્ને જણાં ચ્હા પીતાં જાય છે, બાળુને દુધ પાતા જાય છે, અને વાતોના ગપાટા મારતા જાય છે. પછી થોડી વારમાં, પેલી રોટલી કે ભાખરી તૈયાર કરી દે છે, સાથે દુધ પાપડ અથાણું કે જમરૂખની ચટણી પીરસે છે, અને પેલો પાણીના લોટા ભરી, પાટલો ગોઠવી જમવા બેસી જાય છે; બન્ને જણાં વાતો કરતા જાય છે, જમતા જાય છે અને છોકરાને કંઈ કંઈ ચખાડતા જાય છે. જમી રહ્યા પછી, પેલો પાન સોપારી ખાઈને બીડીના ધૂમાડા કાઢીને, છોકરાને કહે છે કે "જો, આ ધૂમાડાને પકડ, એમ કહીને છોકરાની સાથે ખેલ કરે છે. એટલામાં પેલી ઝપાટામાં વાસણ માજી, ચૂલા અબોટના કામથી પરવારી, પાન સોપારી ખાઈને વાતો કરવા વળગે છે. વળી એક જણ છોકરાને ખીજવે છે, તો બીજું તેનો પક્ષ લે છે, એમ હો હા કરીને છોકરાને રમાડે છે. એટલામાં કોઈ મળવા આવ્યું તો તેની સાથે ગપાટા હાંકે છે, અને તેના ગયા પછી એકાદ બે ગાયન લલકારીને, સુવાનો વખત થાય છે એટલે સૂઈ જાય છે, અને ઉંઘ આવે છે ત્યારે, એવા ઘસઘસાટ ઉંઘી જાય છે કે સવારેજ આંખ ઉઘડે છે. કહો! આ ગરીબ માણસને સુખી કહેવો કે પેલા લખોપતિને? તમે તરતજ કહેશો કે આ ગરીબ માણસ, કે જેના ઘરમાં સંતોષ અને

આનંદ છે, તેનેજ સુખી કહેવો; બધા પૈસાવાળા તે શી રીતે સુખી કહેવાય ?

એક લખ્ખોપતિ શેઠ આખો દિવસ ધંધા રોજગારના વિચારમાં, એટલા ગુંથાયલા રહેતા કે, કોઈ માણસ તેમની પાસે આવીને બોલાવે તોપણ સાંભળે નહીં. અને જ્યારે સાંભળે ત્યારે, જાણે ઓચીંતા ઉંઘમાંથી ઉઠયા હોય તેમ પૂછે કે, મને કંઇ પૂછ્યું કે? તે શેઠે ઘણીવાર મનસુબા કીધા કે, મારી પાસે સાત પેઢી ખાય એટલું ધન છે, તો હવે શા માટે વૈતરૂં કરવું? થોડા દિવસમાં ધંધાથી ફારેગ થઈને, દેશમાં સુખેથી રહીશ. આ મનસુબા કીધા પછી બે ત્રણ વર્ષ વીતી ગયા, પણ ધાર્યું થયું નહીં, અને માલીકના દરબારનું તેડું આવ્યું તે ચાલતા થયા.

એક કરોડપતી શેઠે પોતાના મિત્રને કહેલું કે, જ્યારે હું ગુજરાન ચલાવવા જેટલુંજ પેદા કરતો, ત્યારે જેટલો સુખી હતો, તેટલો હમણા નથી.

ઘણા નોકરોની સાહેબીવાળા એક શેઠની ધણીઆણી, કેરીની મોસમ પૂરી થવાના વખતમાં, પોતાને પીયર ગઈ હતી. ત્યાં રસ રોટલી જમતાં જમતાં તે એવી વાત કરતી હતી કે "આ મોસમમાં મારે ઘેર બે હજાર રૂપીઆની કેરી ખપી હશે, પણ હું તો એકકે વખત નિરાં....તે બેસીને જમી નથી." વળી તેને કોઈએ કહ્યું કે સાંજે ફરવા જાઓ, અને થોડું હારમોન્યમ વગાડવાનું શીખો, તો તબીયત મોજમાં

રહે. ત્યારે તેણે જવાબ દીધો કે પુરસદ કોને છે? તમે ઘેર આવીને જુઓ તો તમને માલમ પડે કે, હમારો આખો દિવસ કામમાંજ જાય છે; આઠ દસ જાતની તો સવારે ચ્હા થાય છે, કોઈને થોડી ગળી, કોઈને વધારે ગળી, કોઈને થોડા દૂધમાં ઉકાળેલી, તો કોઈને વધારે દૂધની, કોઈને થોડી ચ્હાની ભૂકી નાંખેલી, તો કોઈને વધારે ભૂકી નાંખેલી સ્ટ્રોંગ, કોઈને લીપટનની તો કોઈને બ્રુકબોન્ડની, કોઈને આખી તો કોઈને દળેલો ભૂકો નાંખેલી, વિગેરે વિગેરે. અને એજ પ્રમાણે બીજાં કામો ગણાવ્યાં, તેથી સાંભળનાર તો દીંગજ થઈ ગયો. ઘરમાં રસોઇઆ તો બે હતા, અને તે પ્રમાણે બીજા નોકરો પણ હતા. હવે આ બાઈએ જાતે કેટલું કામ કરવાનું હશે તે તો રામ જાણે, પણ તેણે તો આ વંશાવળી વાંચી હતી. માટે જે બહેનો દેવદર્શને જતાં શેઠાણીઓને ગાડીમાં જતાં જોઇને અદેખાઈ કરતી હોય, તેને આવી શેઠાણીઓને ઘેર એક બે વખત જઈને, કારભાર જોઈ આવવાની ભલામણ કરીએ છીએ. જોઈ આવશે તે ફરીથી કોઈ દહાડો અદેખાઈ કરશે નહીં, અને શેઠાણી થવાની ઇચ્છા રાખશે નહીં.

---

## ૬૨ રજવાડો.

રાજાઓની નોકરીમાં રહેવાની બધાનેજ હોંસ હોય છે. કારણ કે ત્યાં રહેવાથી સારાઓના પરિચયમાં અવાય, દરબારમાં જલસાઓ થાય, જ્યાફતો થાય તેમાં દાખલ થવાનો

લ્હાવો મળે, લોકોમાં મોભ્ભો સારો રહે અને તેઓ ડરતા રહે, અને રાજા ખુશ થાય તો ન્યાલ કરી નાંખે. બાગ બગીચા હોજ પુવારા, મહેલની અંદર જાત જાતની કારીગરીવાળાં ફરનીચરો, જે બીજે કોઇ પણ ઠેકાણે જોવામાં નહીં આવે તે જોવાનું મળે, ગાડી ઘોડામાં બેસવાની સાહેબી મળે, આવાં આનંદ આપનારાં ઘણાં સાધનો હોય છે કે, જેથી રજવાડામાં નોકરી કરવાનું મન થાય. રજવાડામાં પગાર ટૂંકા પણ સાહેબી સારી.

રાજમાં નોકરી મળે તો, લગ્ન વખતે બ્રાહ્મણ કહે છે કે "સમે વર્તે સમય" તે ધ્યાનમાં રાખજો. સમો ભણુતા આવડે તોજ ટકી રહેવાશે. એકદમ ઉછાળી ટાંટીયો ભાંગવો નહીં, બહુ વિચાર કરીને જેવો સમો તે પ્રમાણે વર્તવું. રાજા તમારા કોઈ કામથી ખુશ થાય, તો તેજ વખતે તમારે કોઈ માંગણી કરવી હોય તો કરી દેવી, અથવા તે જો કોઇ બક્ષીસ આપવાનો વિચાર જણાવે તો તરતજ હા કહી દેવી. પણ એમ કહેવું નહીં કે પછી થઇ રહેશે, હમણાં શી ઉતાવળ છે ? કારણ કે તે વખતના રાજાના વિચારો હંમેશાં કાયમ રહેતા નથી. રાજાની સાથે બહુ છૂટ લઇને બોલશો નહિં, મર્યાદામાં રહીનેજ વાત કરજો. તમને રાજાની કોઈ વાત નહીં પસંદ હોય તો પણ હાજીહાજ કરજો, પછી વખત આવે ત્યારે તમારે જે રદીયા આપવા હોય તે આપજો.

રજવાડામાં નોકરી કરવામાં સુખ છે તેમજ દુઃખ પણ છે. તમારા પર રાજાનો પ્રેમ હશે, તે જોઈને બીજા નોકરોને અદેખાઇ આવશે. એટલે તમારા પર રાજા ગુસ્સે થાય, એવાજ રસ્તા શોધ્યા કરશે, અને દાવ જોઈને રાજાના કાન ભંભેર્યા કરશે. માટે ખૂબ સાવચેતી રાખવી જોઈએ.

રાજાઓનાં પાસાં સેવવાં હોય તો ચાડી ચૂગલીની ટેવ છોડવી, કઠોળ વધારે ખાવું નહીં, મુળા મોગરી પાપડ ખાવા નહીં, અને વાલ તો બીલકુલજ ખાવા નહીં, કારણ કે એ વાયુને બહાર કાઢનારી ચીજ છે. બગાસાં ઓડકાર કે છીંક ખાવાની ટેવ રાખવી નહીં, જેમ બને તેમ ઓછું બોલવું અને દરેક શબ્દ તોળી તોળીને બોલવો. દરબારમાં બધાજ મારા દુશ્મન છે એમ ધારીનેજ ચાલવું, કોઈના ઉપર એક-દમ વિશ્વાસ રાખવો નહીં, કારણ કે તમારી પાસેને પાસે બેસવાવાળો માણુસ, કદાચ તમારા સામા પક્ષના માણસો તરફથીજ ગોઠવવામાં આવ્યો હોય. દીવાલને પણ કાન હોય છે, એમ ધારીને ખાનગી વાત કરતી વખતે ગળાંની મદદ લીધા વિના, માત્ર મોઢાના પવનથીજ, બહુ ધીમેથી વાત કરવાનો રીવાજ રાખજો.

અજાણી જગ્યાએ કોઈની સાથે જશો નહીં, બનતાં સુધી બીજે ઠેકાણે જમશો નહીં, કોઈ પાનની પટ્ટી આપે તો તે ઉઘાડીને બરાબર તપાસીને પછી મોંમાં મુકજો. તમે સારૂં કમાયા હો તો નોકરી છોડીજ દેજો, અને ઉપલક મુલાકાતે

જવા આવવાનો પરીચય રાખજો. રણવાસમાં ( રાણીવાસમાં-જનાનખાનામાં ) બહુ ઘાલઘુસણ કરશો નહીં, ખપજોગીજ વાત રાખજો. કારણ કે રાણીઓને માંહોમાંહે ખટપટો હોય, તો તમે કોનો પક્ષ લેશો ? એકનો પક્ષ લીધો કે બીજી તમારા પર ઘુસ્સે થઇ, અને તમને નસાડયાજ સમજજો ! એકંદરે તો રાજમાં નોકરી કરવી સારી નથી, પણ કદાચ કરવી પડી તો દરેક જણ જોડે, બહુ નરમાશથી વર્તજો, અમલદારીના તોરમાં ફાટી જશો નહીં, અને કોઈ કાવત્રાંઓની બાબતમાં ભાગ લેશો નહીં.

---

## ૬૩ ઇનામ—બક્ષીસ.

કોઇ માણસે કંઇ સારૂં કામ કીધું હોય, તેની કદર જાણીને કંઇ બદલો આપવો, તેનું નામ ઇનામ અથવા બક્ષીસ. લગ્ન પ્રસંગ આવે ત્યારે પણ પોતાના નોકર ચાકરોને, તેમની લાયકી પ્રમાણે ઈનામો આપવામાં આવે છે, તેમજ ઓળખીતા પાળખીતાઓ, અથવા જેની પાસેથી આપણે ઘણીવાર કામ લેતા હોઇએ, તેમને પણ આપવામાં આવે છે. લગ્ન પ્રસંગે અથવા ધર્મનું કોઇ કાર્ય ઉજવ્યું હોય ત્યારે, અથવા બીજા કોઇ ખુશાલીના પ્રસંગે સગાંવહાલાંઓને અને દોસ્તદાર ભાઈ બંધને, સરપાવ અથવા બક્ષીશ આપવામાં આવે છે. કોઈ તમને લગ્નની ખુશાલીની કે કોઈ બીજી બાબતની બક્ષીશ આપવા માંડે, અને તે તેમને ઓછી પડે તો, રકઝક કરીને

તમે પાછી આપો, અને આપનાર શેઠ કહે કે, ત્યારે હમણા સબુર કરો, વિચાર કરીને તમને કંઈ વધારે કીંમતનું આપીશું; તો નક્કી સમજજો કે તમે સમુળગાં રહ્યા, કારણ કે એ તો અવસર ચુકયા મેવલા! માટે તેજ વખતે જેટલું વધારે ખેંચાય તેટલું ખેંચજો; પણ પાછળથી વધારેની આશાએ, હાલનું થોડું મુકી દેશો નહીં. કારણ કે—

આખાની આશા થકી,

અરધો તજવા જાય;

ખુવે બંને ખાંતથી,

એ મુરખનો રાય!

માટે હાલમાં જે મળે તે લેજો, અને બાકીનું વધારે માગવાનો હક રાખી મુકજો; લાગી તો તીર, નહીં તો તુકકા! અને તમારે પણ કોઈનાં કામની કદર જાણીને કંઈ બક્ષીસ આપવાનો વિચાર થાય, તો તરતજ આપી દેજો, કારણ કે પછી જેમ જેમ વખત જતો જશે, તેમ તેમ પેલા માણસે કીધેલા કામની કીંમત, ઓછી ઓછી અંકાતી જશે. કદાચ ભુલી જશો કે ભારે લાગશે, કે આફતમાં સપડાશો, તો પછી આપવાની વાત રહી જશે, અને તમે કૃતઘ્ની અને વિશ્વાસઘાતી કહેવાશો. એ તો તરત દાન, ને મહા પુન્ય!!

બોણીની બાબતમાં એવું છે કે, હીંદુઓ દીવાળી પર, મુસલમાનો ઈદ પર, પારસીઓ પપેટી પર, અને ટોપીવાળા

ઓ નાતાલપર પોતાના નોકરોને ખુશીથી બોણી આપે છે તે, તે લોકોએ લેવી જોઈએ. પણ બીજા પીછાનવાળા અને કારીગર વર્ગને પણ બોણી અપાય છે, તે બોણી લેવાના ચાલને, હમે તો એક લેખે પસંદ નથી કરતા. કારણ કે ઘણે ઠેકાણે આ બોણી કકળાવી કકળાવીને, બેચાર ફેરા ખવાડીને અપાય છે. અને તેમ નહીં થતું હોય ત્યાં પણ જે માણસને બોણી મળે છે, તેણે વરસ દહાડામાં તે શેઠનું કેટલું કામ કીધું હશે, ત્યારે તેના બદલામાં જુજ જેવી રકમ મળે! અને બોણી લેતી વખતે પાળેલા કુતરા જેવા, ઓશિયાળા અને નરમ ઘેંસ જેવા, કેવું થવું પડે છે, તેનો વિચાર કરો? કારીગર વર્ગને બોણી મળે છે, તેમાં પણ હવે ભલીવાર રહ્યા નથી. દરજી આખા વર્ષમાં કેટલીએ વાર ઉપલક કામો મફત કરી આપે, છતાંએ દીવાળીમાં ચમચી, ઝભલું, તંગીઓ બોચલો, કોથળી કે બીજું કંઈ પોતાની ગાંઠનું સીવીને લઈ જાય અને ભેટ આપે, ત્યારે બે ચાર આના કે આઠ આના બોણી મળે. સુથાર પણ ઢીંગલી, ઘોડો, ગાડી, દીવી કે બીજું કંઈ બનાવીને લઈ જાય ત્યારે બોણી મળે. માત્ર મનનો રમાડો છે, કે હમે આટલી બોણી લાવ્યા. એ તો કોઈની ખારેક આંખ કાઢે એવું છે, તમારે દશ ગણો બદલો વાળી આપવાનો છેજ. જેને સ્વમાન હોય તેણે તો બોણી લેવા જવુંજ નહીં, કારણ કે ઘણે ઠેકાણે તો અપમાન ખમીને પાછા પણ જવું પડે છે.

---

## ૬૪ મુંબાઇમાં પરોણાનો ત્રાસ.

અતિથી સત્કાર અથવા પરોણા ચાકરીને એક જાતનો ધર્મ કહેલો છે, માટે અતિથીને સંતોષ અને આનંદ મળે એવી રીતે તેની પરોણા ચાકરી કરવી જોઈએ. અતિથી એટલે કઇ તિથીએ આવવાના છે, તેની અગાઉથી ખબર હોય નહિં; પણ ઓચિંતો આવી ચઢે, કે જેને ઉતરવા માટે બીજી જગાનો જોગ નથી. એવા અતિથીની આપણા ગજા પ્રમાણે આગતા સ્વાગતા કરવી જોઈએ. પણ કેટલાક ઓળખીતાઓને કામને પ્રસંગે આવ જા કરવી પડે છે, તેવો કોઈ આવી પડે તો આપણે કહીયે છીયે કે, હમારે ત્યાં મેમાન અથવા પરોણા આવ્યા છે. પરોણા કરતાં અતિથીનો દરજ્જો મોટો છે.

ગામડાઓમાં પરોણા ચાકરી સારી થાય છે, કારણ કે ત્યાં દરેક જણને અવાર નવાર એક ગામથી બીજે ગામ જવાનું થયાજ કરે છે. પણ શહેરમાંથી બહારગામ જવાનું ઓછું હોય છે, એટલે પરોણા ચાકરી કરવામાં શહેરીઓ મોળા હોય છે. આપણે જો કોઈને ઘેર પરોણા તરીકે રહી આવ્યા હોય, તો આપણે ત્યાં પરોણો આવે, તેની સગવડ સારી રીતે સાચવી શકીએ.

જેમ ગામડાઓમાં પરોણા આવજા કરે છે, તેમ મુંબઈ શહેરમાં પણ આવે છે. પૈસાવાળાને ત્યાં પરોણા આવે તો ઘર ધણીને કંઇ દુખ નહીં, પણ સાધારણ સ્થિતિના માણસને

તો, પરોણા બોજા રૂપ થઈ પડે છે. મુંબાઈ શહેર બાર બંદરનો વાવટો છે. દેશ દેશના લોકો ઉદ્યમ શોધવા આવે છે, અથવા એક વાર મુંબઈ તો જોવુંજ જોઈએ, એમ ધારીને પણ આવે છે, કારણ કે મુંબઈ અલબેલી નગરી ગણાય છે. નજીકના શહેર તથા ગામના લોકો તો, નાટકો કે દીવાળી જેવા તહેવાર જોવાને બ્હાને પણ મુંબાઈમાં ઉતરી પડે છે. એટલે મુંબઈમાં રહેનારને ત્યાં પરોણા તો આવ્યા કરવાના.

તમે મહીને પચાસ રૂપીઆનો પગાર લાવતા હો, તેમાંથી દસ રૂપીઆના ભાડાની એક ઓરડી રાખી હોય, અને બાકી વધે તેમાંથી તમે, તમારી બૈરીનું અને એક છોકરૂં હોય તેનું ગુજરાન, જેમ તેમ કરકસરથી ચલાવી રહયા હો. એટલામાં તમારે ગામથી તમારી ન્યાતનો એક માણુસ પોતાના બૈરી છોકરાંને દીવાળી બતાવવા મુંબાઈ આવ્યો, અને તમારે ત્યાં ઉતર્યો. તમે તો જાણતા પણ નહીં હો કે, એ તમારો સગો થાય છે, પણ તે તો વાતમાં ને વાતમાં તમને કહેશે કે, “આપણે તો એક લેખે સગા પણ થઈએ છીયે.” “તમારી માના દાદીના માસીની છોકરી, તે હમારા બાપના દાદાના કાકાના છોકરા વેરે આપેલી, એમ હમારા બાપા કહેતા હતા; પણ દહાડે દહાડે ભૂસાતું ગયું ને ભૂલાતું ગયું.” “પણ હમે તે સંબંધ જાળવી રાખવાની ખાતર, ઘેરથી એવો વિચાર કરીનેજ નીકળેલા કે, બીજે ઠેકાણે ગમે તેટલો આગ્રહ થાય તોપણ,

ત્યાં નહીં જતાં તમારે ત્યાંજ ઉતરવું." "આપણા ગામના શંકરભાઈ પણ તમારે ત્યાંજ ઉતરી ગયલા, તેપણ તમારા બહુ વખાણ કરતા હતા, અને કહેતા હુવા કે આપણે મુંબઈમાં એને ત્યાં ઉતરીયે, તો બિચારા રાજી રાજી અને અરધા અરધા થઈ જાય છે; ત્યાંથી નીકળવાની હમે બહુએ ઉતાવળ કીધી પણ દસ દહાડા વગર તો હમને નજ નીકળવા દીધા."

હવે ! તમારાં તો આવાં વખાણ થયાં, અને એ લોક તમારાં સગાં નીકળ્યાં, એટલે સારૂં જમણ જમાડવું પડયું; પણ રાત્રે સુવાડવા કયાં તેની ચિંતા થઇ. મુંબઈમાં રોટલો મળે પણ ઓટલો ન મળે. એ કહેવત પ્રમાણે તમે રોજ ઓરડીનાં બારણાં દઈ, બારણા સાથે માથું અડકાડી પાણીઆરા સુધી પગ લંબાવી સુઈ રહેતા હો, તેમાં આ બધાને સુવાડવા કયાં ? કોઈ પાડ પાડોશી કે દોસ્તદાર ભાઇબંધને ત્યાં જઇ, અકેક બબ્બેને સુવાડવાનો બંદોબસ્ત કરી આવવો પડે. તમારી આફીસમાં તમારા ઉપરીઓના કાલાવાલા કરીને કહેવું પડશે કે, પરોણા આવેલા છે, માટે મને જરા વહેલું મોડું થાય તો નિભાવી લેજો. પરોણાને શહેરમાં જોવા જેવા સ્થળો બતાવવા જવું પડશે, તેમાં ઘણે ભાગે તો ગાડીભાડું, પણ તમારેજ કાઢવું પડશે, નહીં તો આ લોકો દેશમાં જઈને તમારાં વખાણ કરશે નહીં. તમે આટલા પૈસા ખરચો, પણ તમારી સ્ત્રીને તો ઘરમાંજ રહેવાનું, કારણ કે પેલા લોકો ફરીને આવે તેને માટે રસોઈ તૈયાર જોઈએ.

પહેલે દહાડે પરોણો, ને બીજે દહાડે પઇ,
ત્રીજે દહાડે રહે, તેની અક્કલ ગઇ.

ઉપલી કહેવત આ લોકોને લાગુ પડતી નથી, કારણ કે મુંબઈમાં તો એક દહાડો બાગમાં ને મહાલક્ષ્મી જઇ આવ્યા, તો બીજે દહાડે બાબુલનાથ ને વાલકેશ્વર, તો ત્રીજે દહાડે ગોદી ને કોલાબાની દાંડી, ને એવી એવી ઘણી જગ્યાઓએ જવાનું, અને કાપડ, બંગડી વિગેરે ખરીદવાનું કામ હોય. વળી નાટક સીનેમા સરકસ જોવાના. એટલે ઓછામાં ઓછું, અને બહુ ઉતાવળ કરે તો એ, એક અઠવાડીયું થાય. એટલામાં રોજ શીરો શીખંડ કે બાસુદી વિગેરે ખાઇને, કોઇ માંદું પડયું તો ડાકટરને બોલાવીને ફી આપો.

એ લોકો આઠ દિવસ રહીને ચાલ્યા જશે, એટલામાં તમને આઠ ભવ થશે. અને જતી વખતે ગાડીભાડાના પૈસા ખૂટે તો, તમારે ગમે તેમ કરીને પણ આપવા પડશે, પછી જયારે પાછા આવે ત્યારે ખરા. એ ગયા કે મહીનો રહીને બીજા પીછાનવાળા સવારમાં બારણું ઠોકતા આવીને, મજુરને માથેથી પોટલા ઉતરાવીને ધામા નાંખશે. અને આવીને જશે તે તમારી નિંદા તો કરવાનાજ. એ લોકો ઘેર જઇને વાત કરશે કે, "દાળમાં કોકમના ઢગલા નાંખે, પણ આમલી વિના તે સ્વાદ આવતો હશે કે? તે દિવસે ભજીયામાં મરચાં તો મરચાં........કે મ્હારૂં તો મ્હોંજ આવી ગયું. બાસુદી તો જાણે રબડુકા જેવી! આવી નાની સરખી ઓરડીમાં, કોણ

જાણે કેમ એ લોકોને ફાવે છે? લોકો ગમે તેટલાં મુંબઈનાં વખાણ કરે, પણ આપણે તો અહીં આવીને ઘરના ધાન ભેગા થયા ત્યારેજ સંતોષ વળ્યો." વળી કહેશે કે "દેશમાં કંઈ પત્તો નહીં ખાધો, ત્યારે બિચારો મુંબઈ રહેવા ગયો." માટે મુંબઈમાં રહેનારને તો, પરોણો બહુ ભારી થઈ પડે.

મુંબાઈ જનારાઓ વિચારવંત હોય, તેણે તો કોઇ ધર્મશાળામાં ઉતારો કરવો, અને વીસીમાં જમવાનું રાખવું. ગરીબોથી તે લખોપતીઓને સગવડ મળે એવી વીસીઓ અને લોજો હાલમાં તો છે, કે જેમાં જેવી જોઈએ તેવી જમવાની તથા સુવાની સોઇ હોય છે, તો પછી શા માટે કોઈ ગરીબને ત્યાં ઉતરીને તેને હેરાન કરવો?

---

## ૬૫ દુકાળ–મોંઘવારી

મોટા પૈસાવાળાઓની મુલાકાત લેવાની, અને તેમના પરોણા થવાની બધાનેજ હોંસ હોય છે, તેજ પ્રમાણે મોંઘવારી પણ આવે છે ત્યારે, તે પહેલ વહેલી પૈસાવાળાને ત્યાંજ આવે છે, અને પછી ગરીબોને ઘેર ડોકીયું કરે છે. કારણ કે પૈસાવાળાઓ રોજ છાપાંઓ વાંચે, એટલે દેશ દેશાંતરની ખબરો જાણ્યા કરે. કોઈવાર એવું વાંચવામાં આવે કે ફલાણા દેશમાં શેરડીનો પાક કે ઘઉંનો પાક ઘણોજ ઓછો ઉતર્યો છે, માટે એની તાણ પડશે એમ અડસટ્ટો નીકળ્યો છે, અથવા કોઈ જોશીએ વીલાતમાંથી વર્તારો મોકલ્યો હોય કે, આ સાલ

બહુ કપરૂં જશેઃ એટલે શેઠ ઘરમાં વાત કરશે કે ખાંડ મોંઘી થશે, ઘઉં મોંઘા થવાના, વરસાદ હોણુ ઓછો છે. અને કરકસરના જે ઈલાજો લેવા ઘટે તે લેવા માંડશે. પણુ ગરીબને તો, બજારમાં માલના ભાવો ચઢી જાય છે, ત્યારેજ માલમ પડે છે કે મોંઘવારી આવી.

દુકાળ પડે છે ત્યારે, દરેક જણ ગરીબ લોકોને માટે બહુ કાળજી રાખે છે, મજુર વર્ગને માટે મજુરીનાં કામ ખોલે છે, અનેક જાતનાં ફંડો ઉઘાડે છે, અને બહાર ગામથી પણ લોકો મદદ મોકલે છે, એટલે કે ગરીબ લોકો તરફ જ બધાનું લક્ષ દોડે છે. પણ ઉંચ કોમના વચલા ગાળાના લોકો, કે જે મજુરી કરી શકતા નથી, કે ભીખ માંગી શકતા નથી, જેના ઘરમાં એક કમાનાર અને ચાર ખાનાર હોય છે, તેના તરફ કોઈ નીધાં દોડાવતું નથી. કેટલાક સખી ગૃહસ્થો એવા છે પણ ખરા, કે આવા ઉંચ કોમના વચલા વર્ગના લોકોમાં, ખાનગી માણસો રાખીને તપાસ કરાવે છે, અને લાયક હોય તેને ત્યાં અનાજ અને રોકડા રૂપીઆની મદદ મોકલે છે. પણ એવા એક બે ગૃહસ્થો, બધે તે શી રીતે પેંચી વળે ? કેટલાક ઉંચ કોમના માણસો તો એવા પણ હોય છે કે ભૂખમરો વેઠીને મરવું પસંદ કરે, પણ ધરમાદુ અનાજ કે વસ્ત્ર કે પૈસાને આંગળી પણ નહીં અડકાડે. આવા લોકોને તો કોઈ ઠેકાણે નોકરી અપાવે, અથવા કંઈક નાણું ધીરી ઉદ્યમ કરાવી શકે તોજ બને. હાલમાં તો

જરા મોંઘવારી થઈ કે, મજુરીયા વર્ગને માટે બધાને ફીકર થાય છે, અને તેના રોજ કે પગાર વધારવા માટે પ્રયત્ન કરે છે. મજુરી કરનારો માણસ રોજનો એક રૂપીઓ કમાય, તેની સ્રી બાર આના કમાય અને એક છોકરો હોય તે આઠ આના લાવે, એટલે એક મહીને સીતેરેક રૂપીઆ કમાણી થાય. અને એ લોકનો ખોરાક તો બહુ સાદો, એટલે રોજના બાર આના ખરચ થાય, માટે ખાતાંપીતાં મહીને ચાળીસ પચાસ રૂપીઆ બચાવે. પણ આ મજુરોનો ઉપરી કારકુન વાણીઓ હોય, તેને ઉંચ કોમનાં રીવાજ પ્રમાણે દાળ ભાત રોટલી શાક પાપડ અથાણું દુધ વગેરે જોઇએ, ધોબી હજામતના પૈસા જોઇએ, છોકરાંને ભણાવવાની નિશાળની ફી, તથા ચોપડાંના પૈસા જોઈએ. કમાનાર એકલો છે, તો એ શું બચાવી શકતો હશે, તેનો આંકડો મૂકો.

માટે દુકાળ અથવા મોંઘવારી આવે ત્યારે, સાધારણ વર્ગના સીજાતા માણસોને મદદ આપવાના રસ્તા શોધવાની પણ પૈસાવાળાઓની ફરજ છે, અને પૈસો ખરચવાની સાથે, જરા જાતે પણ તસ્દી લઇને તપાસ રાખતા રહેવાની જરૂર છે, કે ગરીબોને મદદ આપવાના કામ પર જે માણસોને પગાર આપીને નોકરીએ રાખ્યા છે, તે પ્રમાણીકપણે કામ કરે છે કે નહીં.

---

## ૬૬ મફત તે મોંઘું.

કોઇની પાસેથી કોઇપણ કામ કે ચીજ મફત લેવાની દાનત રાખશો નહિં, કારણ કે મફત તે બહુજ મોંઘું પડે

જાય છે. તમારા કોઈપણ પીછાનવાળા વૈદને ત્યાંથી, પેટમાં દુખતું હોય તો ચૂરણનાં પડીકાં લો, અને તેના બે ચાર આના આપો નહીં; કોઇ ઘડીયાળીને ત્યાં ઘડીયાળ સમરાવો, અને ચાર આઠ આનાનું કામ મફત કરાવી લો; કોઇ વકીલની પાસેથી એક સાધારણ જેવી નોટીસના રૂપનો કાગળ લખાવી લો, અને તેના ચાર આઠ આના બચાવો; તો તે તમને બહુજ મોઘા પડશે.

કારણ કે વૈદે તમને ચૂરણ આપ્યું, તેનો એકજ પૈસો વૈદને ખર્ચ થયલો હોય, ઘડીયાળીએ ઘડીયાળ ચાલતું કીધું તેમાં જરા કચરો પેંઠેલો હતો, તે એકજ મીનીટમાં કાઢયો, અને વકીલે પાંચ મીનીટમાં કાગળ લખી આપ્યો. આવાં કામો તમે મફત લીધાં અને રાજી થયા. પણ હવે વિચાર કરો કે, એ કેટલાં મોઘાં છે? તમારે મફત દવા લેવી છે, માટે વધારે ખોટી થવું પડશે, વૈદનું કંઇ કામ હોય તે કરવું પડશે, અને એક બે ઘરાક તેને ત્યાં લાવી આપવા માટે મહેનત કરવીજ પડશે, અને તમારા પીછાનવાળાઓ આગળ તે વૈદનાં વખાણ કરવા માટે, વખત ગાળવોજ પડશે; આ બધા વખતની અને માથાકુટની કીંમત ગણો. ઘડીઆળમાં એકજ મીનીટનું કામ હશે તો, વધારે કામ કહીને તરત તો કરી આપશેજ નહીં, પણ શરમમાં ને શરમમાં તમે ફેરા ખાયાજ કરશો, અને આખરે લઢશો ત્યારેજ ઘડીયાળ મળશે, અને કદાચ તે ઘડીયાળનો ઋણાર સંબંધ છુટયો હશે, તો તે ઘડીયાળીને ત્યાંજ ઘર જમઇ થઇને રહેશે.

વકીલને માટે તમારે દરેક ઠેકાણે બણગા ફુંકતાજ રહેવું પડશે, અને એક ઘરાક લઈ જાઓ ત્યારે તમને ફળ વળશે, અને તે શિવાય તમારી મારફત બીજાં કામો કઢાવી લેવામાં તે ચૂકશે નહીં. બીજું કંઈ નહીં તો, તેને ખુશ રાખવા ખાતર તેને ત્યાં ઘડી ઘડી જઈને કલાકો બેસવામાં, અને તેના કામો કરવામાં તમારો વખત બરબાદ જાય છે, તેટલા વખતમાં તો તમે દસ ગણી કીંમતનું કામ કરી શકો છો. વળી તે લોકોનો તમારાપર મોટો પાડ ચઢે છે, અને તમે જે ઉપલક કામો કીધાં, તે તો ઘસડાઈ જવાનાં.

નાટકના એકટરોની સાથે દોસ્તી બાંધીને તેને હોટલોમાં લઈ જાઓ, ઘેર જમવા તેડો, ફરવા તેડી જાઓ અને એની પાછળ બીજા પરચુરણ ખર્ચ કરો, એટલે તે તમારે માટે પાસ લાવશે. વળી મહીનો બે મહીના રહીને એક બે વખત પાસ લાવશે. અને પછી ઓચીંતો તમારી પાસે આવીને કહેશે કે, મેં બે તોલાનો સોનાનો અછોડો લીધેલો છે. તેનો હિસાબ ચૂકવવાનો વખત થઈ ગયો છે માટે રૂપીઆ આપો, આઠ દિવસમાં મારો પગાર આવશે, એટલે પાછા આપીશ. અથવા બનાવટી કાગળ બતાવીને કહેશે કે જુવો! મારે દેશ સો રૂપીઆ મોકલવાની ખાસ જરૂર પડી છે, માટે આ વખતે તમે મને રૂપીઆ ધીરો, તોજ મારી લાજ રહેશે. આવું આવું કહીને તમારી પાસેથી રૂપીઆ કઢાવી જશે, અને તે પણ કંપની બીજે ગામ ઉપડવાની તૈયારીમાં હોય

ત્યારેજ લાગ શોધશે. પછી કંપની બીજે ગામ ઉપડી જાય, અથવા એ એકટર બીજી કંપનીમાં નોકરી રહી જાય, તો એ રૂપીઆ વસુલ કરતાં નવલેજાં પાણી ઉતરશે. અને ખુદ કંપ-નીના માલીક પાસેથી પણ તમને મફત પાસ મળ્યા કરતા હોય, તો પણ કોઈ વખત ભારી થઈ પડશે. અને એ પ્રમાણે જ્યાં જોશો ત્યાં મફત તે મોઘુંજ પડવાનું.

---

## ૬૭ બાધા—આખડી.

આપણા લોકમાં ઘણે ભાગે, જરા કંઈ મંદવાડ આવ્યો કે, બાધા આખડી રાખવાનો રીવાજ છે. માંદાની ખબર લેવા આવનારા પણ, કંઈ કંઈ જાતની બાધા રાખવાનીજ સૂચના કરતા જાય છે. કોઈ કહે કે " એવી બાધા રાખો કે, આ છેકરાને સારૂં થઈ જશે તો, કેસરીયાજીને પાંચ શેર કેસર ચઢાવીશ, છોકરા કરતાં તે કંઇ પૈસો વધી ગયો ? " કેટલાક જણ કોઇના કહેવાથી અથવા પોતાની મેળેજ એવી બાધા રાખે છે કે, સારૂં થશે તો અંબાજીમાં ભયો કરાવીશ, કે ડાકોરજીની જાત્રા કરાવીશ, કે જગન્નાથજીમાં પગે લગડાવીશ, કે શ્રીજીના દરબારમાં આટલી ભેટ મૂકીશ, કે બેચરાજીમાં સવાશેર ઘીનો દીવો કરીશ, અને છોકરાને રમતો મૂકીને પછી વેચાતો લઈશ, કે હનુમાનજીને તેલ ચઢાવીશ. અને જ્યાં સુધી આ બાધા નહીં છોડાય ત્યાં સુધી અમુક ચીજ ખાઈશ નહીં.

શું આ બધા દેવ દેવીઓ પૈસાના લાલચુ છે ? તમે
નો દીવો કરવાનું કે તેલ ચઢાવવાનું કહ્યું, એટલે શું તે
કો રાજી થઈને, તમારા છોકરાને સારૂં કરી નાંખશે ? આ
ધાઓ, લેતાં તો લેવાઈ જાય છે, પણ મૂકતી વખતે ઘણા
ચકા પડે છે, અને ઘણી વખતે તો બંધનમાં રહીનેજ
ધામ પહોંચી જવાય છે. તમે જે ઇષ્ટને માનતા હો તેની
રાં દીલથી ભકતી કર્યાંજ કરો, એટલે વિઘ્ન આવશેજ
હીં. અને કદાચ આવશે તોયે વાયે વાદળ વિખરાઈ જશે,
ને મોત થવાનું હશે તો થવાનું જ છે. કારણ કે એ તો
ર્વના સંસ્કાર પ્રમાણે થયાંજ કરે છે, માટે તમારા ઘરમાં
ઈને મંદવાડ આવે, અને કોઈ સગાં કે સ્નેહી આવીને
ધા રાખવાનું કહે તો, શરમમાં અંજાયા વગર કહીજ દેજો
હમે તો એનેજ શરણે છીયે, એ રક્ષા કરતા આવ્યા છે
ને કરશે, બાધા રાખે કંઈ ઘણું છે ?

કોઈને છોકરાં જીવતાં નહીં હોય, ત્યારે છોકરૂં જન્મ્યા
છી જે નામ, રાશી પ્રમાણે આવ્યું હોય, તે નામે બોલાવતા
ી, પણ ગાંડો, ઘેલો, નાથીયો, ભીખલો, ધૂળીયો, ઉકડીયો,
રો, પૂંજો, છીતલો, કાણીયો, બોડીયો, પૂંછડીયો વિગેરે
મથી બોલાવે છે. પણ છોકરો મોટો થાય છે પછી ખરા
મથી બોલાવવા માંડે છે, અને લોકો પણ હવે તેજ સારા
મથી બોલાવે, તેવી ઇચ્છા રાખે છે. અને જો લોકો પહેલાંના
કા નામથી બોલાવે, તો ખીજવાય છે. લોકો તે શું કરે ?

અસલથી જે નામે બોલાવવાની ટેવ પડી હોય, તેજ નામે બોલાવવાનું ફાવે, અને બીજો એ પણ વિચાર કરવાનો છે કે, હલકું નામ પાડવાથી છોકરો જીવતો રહયો, ત્યારે શું હવે તેને સારા નામથી બોલાવીને, મારી નાંખવા ધાર્યો છે? કોઈ તો એવી બાધા રાખે છે કે છોકરાંને ભીખના કપડાં પહેરાવીશ અને ભીખના ઘોડીયામાં સુવાડીશ. પણ એ સારૂં નથી, એ બધા વિધાતાને છેતરવાના રસ્તા છે. એમ વિધાતા છેતરાવાની છે? છોકરાંને કે પોતાને મંદવાડ આવે ત્યારે, ભગવાનની ખરા અંતઃકરણથી શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરવાથીજ સર્વ વિઘ્ન દૂર થાય છે, અને તેથી બાધા રાખવાની કાંઈજ જરૂર નથી.

---

## ૬૮ રોગનું મૂળ.

કોઈ માણસ માંદું પડે ત્યારે ખરા વૈદ ડાકટરો, રોગનું મૂળ કારણ શોધીને, તે પ્રમાણેજ દવા આપે છે. ઘણા દાખલાઓમાં તો રોગનું કારણ, ઝાડાની કબજીયાતજ હોય છે. માટેજ ડાકટર પહેલ વહેલો એજ સવાલ કરે છે કે, તમને પેટ સાફ આવે છે કે નહિં? માટે દરેક માણસની ફરજ છે કે, પેટ સાફ આવ્યા કરે એવા રસ્તા લેવા. તેમાં પ્રથમ તો એજ કે સવારમાં ઉઠયા તેવા દીસા ફરાગત જવાની ટેવ પાડવી જોઈએ. કોઈ બીડી પીને, કોઈ ચ્હા પીને, કોઈ પાન કે તંબાકુ ખાઈને, કોઈ તપખીર સુંઘીને, કોઈ આમ તેમ આંટા મારીને દીસાએ જાય તોજ દસ્ત આવે છે. પણ આ ટેવ

ાટી છે, અને મુસાફરીમાં તો તદ્દનજ નકામી છે. માટે વારમાં ઉઠયા કે તરત હાજત થઇ હોય કે ન થઇ હોય ાપણ, જંગલ પાણી જવાનો રીવાજ રાખશો, તો થોડા ડુાડામાં રીતસર ઝાડો ઉતરતો થઇ જશે. શરૂઆતમાં કદાચ ત્રે સુતી વખતે પાનમાં બે પાતરી સુનામકઇ એટલે મીઠી ાાવળની મુકીને તે ચાવી જવું, અથવા દીવેલમાં તળેલી ોમજી હુરડેનો ભૂકો ફાકીને, અથવા દસબાર દાણા કાળી રાખ ખાઇને સૂઈ જવું. એટલે સવારમાં પેટ સાફ આવશે. વારમાં જો પેટ સાફ નથી થતું તો પેટમાં મળ ચોંટીને નેક જાતના રોગો ઉત્પન્ન કરે છે. માટે રોગના મૂળને તો, હેલેથીજ કાઢી નાંખવું. છોકરાઓ ઉપર ખાસ કાયદો રાખવો , ઉઠો તેવા ટટ્ટીએ જઈ આવશો, તોજ ન્હાવા દઈશું અને ાવા દઈશું.

---

## ૬૯ લડાઇનું મૂળ.

બેચાર દોસ્તદારો રોજ ભેગા થઇ, વાતો ચીતો કરતા ાય, તેમા જો લડાઈ કરવી હોય તો, એકેકની ઠઠ્ઠા મશ્કરી વી, એટલે એની મેળેજ લડાઇ થશે. કારણ કે એક જાણે કની મશ્કરી કરી, એટલે બીજાએ બીજાની મશ્કરી કરી, ને તેવામાં કોઇથી કોયું કટાણું બોલાઇ ગયું, તો તેજ મતે માંહો માંહે બધા લઢી વઢીને ઉઠશે. માટે ઠઠ્ઠા મશ્કરીની ન રાખવી નહીં. રીતસરનું હસવા બોલવાનું થાય તે જુદી

વાત છે. વિદ્વત્તા ભરેલી રીતે વાતચીતમાં એવી મીઠી મશ્કરી થાય, કે સામો માણસ પાછો તેવીજ રીતે તેનો જવાબ આપે. અને આ હસવા બોલવાની એક જાતની કળા છે, અને એને હાસ્ય વિનોદ કહે છે. વિદ્વાનોના હી અર્થી હાસ્ય વિનોદ ચાલતા હોય, તો ત્યાંથી ખસવાનું આપણને મન પણ નહીં થાય. પણ કેટલાક મંડળોમાં ખુલ્લી રીતે ગાળા ગાળી જેવી મશ્કરીઓ થાય છે, અને તેજ લડાઈનું કારણ થઇ પડે છે, માટે તે બાબતમાં દરેક જણે ચેતીને ચાલવું, અને લઢાઈના મૂળથી દૂરજ રહેવું.

---

## ૭૦ કીડીને કણ–હાથીને મણ

મૂરખ મન મમતા કરે, હું રળું ને સૌ ખાય
સૂકા કાષ્ટનો જીવડો, તેને પાણી કોણ પાય ?

કીડીને અનાજનો એક દાણો મળે તો તેને આખો દિવસ ચાલે, અને તેટલું એને રોજ મળ્યા કરે છે. હાથીને પાંચ પચીસ મણ ખોરાક જોઈએ, તો તેપણ તેને મળે છે. વાઘ વરૂઓને ખોરાકમાં પ્રાણીઓ જોઈએ છે, તે પણ તેને મળે છે. હંસ મોતીનો ચારો ચરે છે, તો તેપણ તેને મળે છે. ત્યારે આ બધું કોણ આપે છે? દરેક જણની ફીકર ભગવાનને રહેલી છે. પાણીમાં અને હવામાં જે બારીકમાં બારીક જીવાતો રહેલી છે તેનો, તથા આકાશમાં જે પંખીઓ

રાત અને દિવસ ઉડયા કરે છે, અને જમીન પર ઉતરતા નથી, તેનો ખોરાક પણ ભગવાનજ પુરો પાડે છે, અને તેનું રક્ષણ કરે છે.

ઘણા માણસોને એમ બૂમ મારતા સાંભળેલા કે, જો આવોને આવો વખત થોડા મહીના લંબાશે તો કુટુંબનો નિર્વાહ ચાલવાનો નથી, અને ભૂખે મરવાનો વખત આવશે. પણ બેચાર વરસ પછી તે લોકો મળેલા ત્યારે, તેવીજ સ્થિતિમાં દેખાયલા, પણ કંઈ મરી ગયા નહોતા. સુકું પાકું પણ ખાવાનું તો ભગવાન આપે છેજ. તેને પ્રાણી માત્રની ફીકર છે, તેથી અગાઉથીજ ગોઠવણ રાખી મૂકેલી હોય છે. કોઈ બાળક અવતરવાનું હોય છે તો, તેની માતાના સ્તનમાં દૂધ તૈયારજ રાખી મૂકેલું હોય છે.

એક રાજાની કચેરીમાં "કીડીને કણ"ની વાત નીકળી, ત્યારે રાજાએ એક દાબડી મંગાવીને, તેમાં એક કીડીને પૂરીને, તે દાબડીપર સીલ કરી ઉંચી મૂકાવી. અને કહ્યું કે, જોઉં છું કે આજે આ કીડીને કોણ ખાવાનું આપે છે? બીજે દિવસે દાબડી ઉઘાડી તો, કીડીની પાસે એક ચોખાનો દાણો પડેલો દીઠો. તે દાણો પોણો કોતરી કાઢેલો જરા લાલ ડાઘાવાળો હતો. પછી તપાસ કરતાં માલમ પડયું કે, રાજાએ કીડીની દાબડીપર ઢાંકણું ઢાકવા માંડયું, ત્યારે પોતાના કપાળપર કંકુના ચાંલ્લામાં ચોખા ચોંટેલા હતા, તેમાંનો એક દાણો દાબડીમાં પડી ગયો હતો. અહીં રાજાનો ગર્વ ગળી ગયો કે, હુંજ છું તો આ

બધા દરબારીઓ જીવે છે, અને કાઢી મૂકું તો એ લોકો ભૂખે મરી જશે એમ માનતો હતો એમાં મારી ભૂલ છે.

ઝ્હારણીયા એટલે ઝારા લોકો, સોનીઓની દુકાનમાંથી મહીને બે મહીને દુકાનમાંનો ભેગો કરેલો કચરો, વેચાતો લઈ જાય છે. આ કચરાને ઝ્હારણ કહે છે. ઝ્હારણને ધોઈને ભઠ્ઠીમાં નાંખીને, એ લોકો સોનું શોધી કાઢે છે. એક રાજાને એવો વિચાર થયો કે ઝ્હારણીયા લોકોને ધૂળમાંથી તે શું મળતું હશે? એની પરિક્ષા લેવા માટે, તેણે એકાદેક ગાડી ધૂળ મંગાવીને તેમા તપાસાવ્યું કે કંઈ કીમતી વસ્તુ તો એમાં નથી? પછી તે ધૂળથી એક ઓરડો ભરાવી દીધો, અને એક ઝ્હારણીયાને બોલાવીને કહ્યું કે, આ ધૂળના તું કેટલા પૈસા આપશે. ઝ્હારણીયાએ ધૂળને સુપડીમાં ઝાટકીને તપાસી જોઈ તો માલમ પડયું કે, આ ધૂળમાંથી એક પૈનો માલ પણ મળે એવું નથી, છતાં પણ રાજાને ખોટું ન લાગે માટે કહ્યું કે, એટલી ધૂળના સો રૂપીઆ આપીશ. રાજાએ કબુલ કીધું. ઝ્હારણીયાએ કહ્યું કે અન્ન દાતા! આપના બરકતી હાથે ત્રણ પોસ ભરીને પહેલાં મને આ ધૂળ આપો, પછી હું બધી ધૂળ ભરી જઈશ. રાજાએ તેમ કીધું. ઝ્હારણીયો ગાડું ભરીને ધૂળ લઈ ગયો.

રાજાના મનમાં હતું કે, ચાર આઠ દિવસમાં એ બૂમો પાડતો આવશે, કે કંઈ નહીં નીકળ્યું. પણ ઝ્હારણીયો નહીંજ આવ્યો, ત્યારે તેને તેડી મંગાવીને પૂછયું કે કેમ? કંઈ

કમાયો કે નહીં ? ત્યારે તેણે જવાબ દીધો કે અન્નદાતા ! માલીકની મહેરબાનીથી અને આપ નામદારની કૃપાથી સારૂં કમાયો છું, ભગવાન આપનું ભલું કરો. રાજાએ આશ્ચર્ય થઈને પૂછ્યું કે તને શું જડ્યું ? ત્યારે તેણે દાબડીમાંથી કાઢીને દશ હજાર રૂપીઆની કીંમતનો હીરો બતાવ્યો. રાજાએ તરત ઓળખ્યો કે, આ તો મારી વીંટીમાંનો હીરો છે. વીંટી તરફ નીચાં કરી તો હીરો મળે નહીં, માત્ર રૂપેરી ઢાંકણજ હીરા જેવો ચમકયા કરતો હતો. પછી વિચાર કરતાં માલમ પડ્યું કે, ત્રણ પોસ ભરીને કચરો આપ્યો, તેજ વખતે હીરો નીકળીને તે કચરા સાથે ગયલો. માટે રાજાએ તે હીરો લઈને પેલાને સારૂ ઈનામ આપી વિદાય કીધો, અને તેની ખાત્રી થઈ કે મેં તો એને નુકસાન કરવાનો વિચાર કીધો પણ ભગવાને મનેજ નુકસાનમાં નાંખ્યો. માટે કોઈએ પણ અહંકાર કરવો નહીં, કે હું છું તોજ આનો નિર્વાહ ચાલે છે. કારણ કે ભગવાનને પ્રાણી માત્રની ફીકર છે, અને તે કીડીને કણ અને હાથીને મણ આપ્યાજ કરે છે.

---

## ૭૧ ભૂત-પ્રેત.

મંત્ર જંત્ર ને મેલડી, તે તો તુતે તુત;
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભૂત.

ભૂતની વાત સાચી છે કે ખોટી છે, એ હજી કંઈ નક્કી થયું હોય એમ માલમ નથી. ઘણા વિદ્વાન લોકોને મોઢે આપણે

સાંભળીયે છીયે કે, ભૂતની વાત તદ્દન ખોટી છે. સ્મશાનમાં કે જંગલમાં રાતના વખતે કેટલીકવાર ભડકા દેખાય છે, તે ભૂતના ભડકા નથી પણ હાડકાંઓમાં ફોસફરસ હોય છે તે સળગી ઉઠે છે તેનાં ભડકાં દેખાય છે. ભૂત એટલે તો એક જાતનો વહેમ છે—એક જાતની બીક છે.

વળી કોઈ વખતે કોઈ માણસ વાત કરે છે કે, હમે ફલાણે ઠેકાણે નજરો નજર જોયું છે કે, ભૂતે આવી આવી રીતે તોફાન કીધું. આ વાત કહેનારો પણ સારો વિદ્વાન હોય, તો ખોટું પણ કેમ મનાય ? હવે ! આ ખરૂં છે કે તે ખરૂં ? તે ખરૂં કે આ ખરૂં ? એવા વિચારના વમળમાં તમે ગોથાં ખાયા કરો છો. તમે જો મનમાંથી બીક કાઢી નાંખો, નિડર થઇને ફરો, અને એ વાત પણ ભૂલી ગયા હો, પણ એવામાં જો તમારા ઘરમાં મંદવાડ આવ્યો; તો તમારાં કાકી મામી કે ફોઈ, તમારા ઘરમાં ભૂત મૂકી જવાનાં. કારણ કે આ લોકો ખબર લેવા આવે છે, અને થોડીવાર બેસીને ડાહ્યા રહીને કહે છે કે "કોઇ ભૂવા જતીને બતાવ્યું"? "મને તો એની આંખ વિચિત્ર લાગે છે, બોલે છે તે ફેગું ફેગું બોલે છે." "બતાવવામાં શું ગયું ? બતાવી તો જુવો ! પેલી મહાલક્ષમીના ચંદુડીયાને પણ આમજ હતું, તેને માટે ભૂવાને બોલાવ્યો, તેને જોતાંજ ચંદુડીયાએ ધૂણવા માંડયું, અને ભૂવાએ તેનાપર મંત્રીને પાણી છાંટયું કે તરત શાંત". આવી આવી વાતો કરીને ડાસાંઓ તો પોતાને ઘેર જઇને નિરાંતે બેસે છે, પણ તમારા

ઘરમાં નહીં ભૂતનું ભૂત ઘુસાડતા જાય છે. તમે પણ વિચાર કરશો કે એક બે દિવસમાં ફેર નહીં પડશે તો, પછી કોઈ ભૂવાને બોલાવીશું. વળી પેલો દરદી વિચાર કરે છે કે શું મને ભૂત વળગ્યું હશે? હાય! હાય! ત્યારે હું મરી જઈશ? આવા આવા વિચાર કરવાથી તેના ચેન ચાળા પણ બદલાતા જાય છે, એટલે તમારે ભૂવાને લાવવોજ પડવાનો. અને ભૂવાએ ઘરમાં પગ મૂકયો એમ દરદીએ સાંભળ્યું, કે તરત ધૂણવાજ મંડી જશે. કારણ કે એણે પેલાં ડોસાંઓની વાત સાંભળેલી છે, તે એના મગજમાં રમી રહી છે. એણે ધૂણવા માંડયું કે ભૂવાના માન વધ્યાં, અને તે ધારેલા પૈસા તમારી પાસેથી ઓકાવશે. અને લીંબુ ને નાડાછડી, ને ગુગળ ને લોબાન, ને પલીતા ને ચીઠ્ઠી, મંત્રીને આપી જશે. અને કહેશે કે હવે સાંજે ચાર વાગે એ ધૂણવા માંડશે, એટલે એના માથાપર મૂકીને આ લીંબુ કાપજો, આ પલીતો બાળજો અને આ ચીઠ્ઠી પાજો. પેલા દરદીને ચાર વાગવાનો ટાઈમ યાદ આવશેજ, અને કુદરતી રીતજ ધૂણવા મંડી જવાશે.

૮૪ જાતના વાયુના રોગ થાય છે તેમાં કેટલીક જાતના વાયુના રોગ એવા થાય છે કે, જેમાં દરદી ઓચીંતો હસી પડે છે, રડી પડે છે, મારવા જાય છે, નાસવા જાય છે, કરડવા જાય છે વિગેરે. આ બધા રોગ દવાથી સારા થઇ શકે છે, પણ આવે વખતે લોકો ભૂતનીજ વાત કરશે.

પવિત્ર તથા ધર્મીષ્ટ માણસ પાસે ભૂત જઈ શકતું નથી એમ કહેવાય છે. માટે દરદીઓ તથા ઘરના બધાંઓએ

ખરા અંતઃકરણથી ભગવાનની ભક્તિ કરવી, અને બીજું કંઈ નહીં બને તો પોતાના ઇષ્ટદેવ કે દેવીનું નામ સ્મરણ કર્યા કરવું, સુખડ લોબાન ઘી ગુગળ વિગેરેનો ધૂપ ઘરમાં કર્યા કરવો, ઘરના હરેક ખૂણા ખાંચરા સાફ રાખવા, અને સાઈ મીઠાનો પણ ધૂપ કરવો, કારણ કે સાઈ મીઠાં બળવાથી એક જાતનો ગૅસ ઉત્પન્ન થાય છે, તેનામાં હવા શુદ્ધ કરવાનો અને કેટલીક જાતના રોગ મટાડવાનો ગુણ હોય છે. આપણામાં નજર ઉતારવામાં સાઈ મીઠાં વપરાય છે, તે ખાસ મુદ્દાસર જ છે.

એક વખતે એક મોટા શહેરમાં એક સમર્થ સન્યાસી આવ્યા હતા, તેમની પાસે એમ. એ. એલ્ એલ. બી.ની પરીક્ષામાં પાસ થયલા એક વિદ્વાન ગૃહસ્થ ગયા હતા. તેમણે મહારાજને પૂછ્યું કે મહારાજજી ! હું આટલું બધું અંગ્રેજી ભણ્યો, તેમાં રસાયન શાસ્ત્ર વિગેરે પણ શીખ્યો છું, અને ભૂત જેવી કોઈ ચીજજ દુનીયામાં નથી એમ હું જાણું છું; છતાં પણ કોઈ વખત જંગલમાંથી હું પસાર થતો હોઉં, ત્યારે મને એવી બીક લાગે છે કે "કદાચ અહીં ભૂત તો નહીં હોય"? આમ બીક લાગવાનું કારણ શું ? ત્યારે મહારાજે કહ્યું કે ભાઇ ! એ તારૂં ભૂત તારી જીંદગી સુધી નીકળવાનું નથી, કારણ કે એ તો તારી માનું ભૂત વળગેલું છે. તું નાનો બાળક હતો ત્યારે તું રમવા જતો અને કોઈ ઝાડ પરથી બોર પાડીને લાવતો, કે કોઈ બીજે ઠેકાણે જઇ આવતો, ત્યારે તારી મા કહતી કે અરે ! ત્યાં જઇશ નહીં,

ત્યાં તો ભૂત છે તે પકડીને એને ઘેર લઈ જશે. આ પ્રમાણે બાળપણથી ભૂતની બીકની છાપ પડી ગઈ છે, તે કદી નીકળનાર નથી.

માટેજ મોટા અને અનુભવી લોકો કહે છે કે, છોકરાંઓને નાનપણથી બીકમાં ને બીકમાં રાખી બાયલા નહીં બનાવો, હીંમત રાખીને કામ કરતાં શીખવો, કોઈ પણ જાતના વહેમ તેનામાં દાખલ થવા દો નહીં, અને પછી જુવો કે તમારાં છોકરાં કેવાં બહાદુર નીકળે છે !

જો કોઈ પણ માણસને એમ લાગે કે મને ભૂત વળગ્યું છે, તો ગમે તે ભૂવા પાસે એને લઈ ગયા વગર રહેશો નહીં, કારણ કે એનો વહેમ દૂર થશે નહીં, ત્યાં સુધી એ સારો પણ થશે નહીં. અને ભૂવાનો ઇલાજ શરૂ થશે, ત્યારથી એના મનમાં એમજ થશે કે, હવે મારૂં ભૂત નીકળી જશે અને હું સારો થઈશ.

---

## ૭૨ ઉજાણી–મીજબાની.

કોઈ કહે છે કે ઉજાણી જવું એ સારૂં છે, અને કોઈ કહે છે કે નઠારૂં છે. હમે તો કહીએ છીયે કે, હદમાં હોય તો સારૂં છે, અને હદ તથા ગજા ઉપરાંત હોય તો નઠારૂં છે.

તમે એક કામ સામટું કરો તો કંટાળી જશો, પણ થોડું કામ કરીને વચ્ચે જરા વિસામો લેશો તો, થાક ઉતરી જશે અને પાછા કામ કરવાને તૈયાર થશો. માટે તમે સવારથી

કામ કરતા હો તો, બપોરે જરા આરામ લેવો જોઇએ, અને બપોર પછી કામ કરીને સાંજે આરામ લેવો જોઇએ. વળી સાત દિવસ કામ કર્યા પછી આઠમે દિવસે, આખો દહાડો આરામ લેવો જોઇએ. અને જો તેમ નહીં બને તો, એક મહીને એક દિવસ, તદ્દન કામ બંધ રાખી આરામ લેવાની ખાસ જરૂર છે. આરામની સાથે આનંદ પણ મળવો જોઇએ. માટે જો સરખે સરખા દોસ્તદારો અમૂક સારી હવાના સ્થળે ભેગા થઈ, પોતાના ગજા પ્રમાણેનોજ ખર્ચ કરીને, આખો દિવસ આનંદમાં ગાળે તો, તંદુરસ્તી ઘણી સારી રહે છે અને બીજા દિવસથી કામ કરવાને પાછા તાજા થઈ જવાય છે. જો સરખી ઉમરના સરખા દરજ્જાના માણસો ઉજાણીમાં હોય, તોજ ખરો આનંદ આવે છે. જુવાનીયાની ટોળી ઉજાણી જાય, તેમાં એક ઘરડો માણસ સાથે થાય તો, આખી મંડળીને જોઇએ તેટલો આનંદ આવતો નથી. કારણ કે જુવાનીઆઓ ઘણે દહાડે ભેગા થાય, ત્યારે છૂટથી એક બીજાની સાથે ગમે તેમ વાતો કરે છે, ગાયનો લલકારે છે, કોઈ બીડી પીનાર બીડી પીએ છે, કોઈ હુકકો પીએ છે, કોઈ માયાપાણી પીએ છે, વિગેરે પૂર સ્વતંત્રતા ભોગવે છે, અને તેમાં જો કોઇ વૃદ્ધ માણસ હોય, તો તે માણસને પણ અતડું લાગશે, અને આખી મંડળીને તેની આમન્યા રાખીને ડરીને ચાલવું પડશે. ઘરના ઉઠયા વનમાં ગયા ને વનમાં લાગી લ્હાય. માટેજ કહ્યું છે કે સરખે સરખા ઉજાણીએ જવું, કોઈ વાર બૈરાં

છોકરાંઓ સાથે ઉજાણીએ જવાનું હોય છે તો, તેમાં ગમે તે ઉમરના જઈ શકે, કારણ કે તે વખતે તેટલીજ હદનો આનંદ લેવાનો છે, એમ જાણીનેજ ઉજાણીએ જવાય છે.

કોઈક બૈરીને એવી ટેવ હોય છે કે પોતાનો ધણી ઉજાણી જતો હોય તેની સાથે, ત્રણ વરસનો છોકરો હોય તેને પણ મોકલે છે. જો પેલો ના કહે છે તો છણકો કરીને પેલી કહેશે કે, "ભગવાનનો આપેલો છોકરો છે, છતાં તેના પર તો તમને પ્રેમજ નથી; એને મૂકીને તમારે ગળે પણ કેમ ઉતરે છે!" આવું આવું પેલાને કહી નાંખે છે, એટલે પેલો બિચારો છોકરાને પણ સાથે લઈને જાય છે. પેલો બિચારો છોકરાને લીધે કોઈ પણ રમતમાં નિરાંતે ભાગ લઈ શકતો નથી, કારણ કે છોકરો હજાર રીતે તેને પજવ્યાજ કરે છે. માટે જે દિવસે જુવાનીયાઓ એકલાજ જવાના હોય, તે દિવસે બૈરીની શરમમાં અજઈને સાથે છોકરૂં લઈ જવું નહીં.

જો કોઈની શરમા શરમી ઉજાણી જવું પડે તો, અથવા આખો દિવસ કામ કરી, સાંજે જમતી વખતે ત્યાં જઈને ઉભા રહીએ તો, તેમાં કંઈ આનંદનો મુદ્દો સચવાતો નથી; એ તો કાસદીયું કહેવાય. વળી કોઈ વખતે એવું બને છે કે, મીજબાનીમાં કામકાજ કરવાની બાબતમાં, અથવા રમત ગમતમાં કઈ વાંકું પડવાને લીધે, અથવા કોઈ પૈસા ઓછા આપે તેને લીધે, કે બીજી કોઈ રીતે તકરારો

થાય છે, અને લઢી વઢીને ઘેર આવે છે. અથવા ત્યાં નાચ વિગેરે કરાવીને આડે રસ્તે ઉતરી જાય છે. આવું જો થાય તો ઉજાણી જવું એ સારૂં નથી. નીત જાળવીને, થોડા પૈસામાં ગમ્મત કરીને, ઉદાર દીલ રાખીને, દિવસ આનંદમાં કાઢે તોજ ઉજાણી ગયું સાર્થક છે.

જો તમારામાં શકિત નહીં હોય તો, માત્ર ખીચડી જેવુંજ જમણ કરો, કે જેથી ભારે પડે નહીં. ઉજાણીમાં ખીચડી ઘીના જમણની મઝા પણ કંઇ ઓરજ આવે છે. આઠ દસ દિવસ પહેલાં ઉજાણી જવાની વાત થઇ, ત્યારથી જે ઉમંગ રાખી રહયા હો, તેજ ઉમંગથી ઉજાણીથી પાછા ઘેર આવવું જોઇએ. ઓગનત્રીસ દિવસ વૈતરૂં કીધા પછી, ત્રાસમે દિવસે આવી ઉજાણી થાય, તો તબીયત સારી રીતે સુધરે. જો ઉજાણી જવાનો જોગ નહીં ખાય તો, ઘરને આંગણે પણ કામની જંજાળ છોડીને, પોતાનાં બાલ બચ્ચાં સાથે આનંદ લેવો જોઇએ.

---

## ૭૩ વૃત—નિયમ.

દરેક ધર્મમાં કંઇ કંઇ નિયમો પાળવાના કહયા હોય છે, તેમાંથી જેટલા બને તેટલા નિયમ દરેક જણે પોતાની શકિત અનુસાર પાળવાજ જોઇએ. અગાઉ થઇ ગયેલા મોટા મોટા આચાર્યો અને ઋષી મુનીઓએ, ભવિષ્યનો પુખ્ત વિચાર કરીને, એ નિયમો બાંધેલા હોય છે, કે જે પાળવાથી આ

લોક તથા પરલોક બંન્ને પ્રકારે કેટલાક માણસો ધર્મના ધર્મીંગોને માનતા નથી, તે લોકોને પણ બીજી રીતે નિયમો પાળવાની જરૂર પડે છે. ધર્મ તરિકે નહી માનો, પણ શરીરની તંદુરસ્તી ખાતર પણ માનવાની જરૂર છે. અને જો બારીકીથી તપાસ કરશો તો બધા વૃત નિયમો, વૈદક શાસ્ત્રના નિયમો સાથે સંબંધ ધરાવે છે. હરેક મહીનામાં જુદી જુદી રીતે વૃતો કરવાનાં કહેલાં હોય છે, તે ઋતુના ફેરફારને અંગે હોય છે. કોઈ વૃતમાં ફળ ખાવાનાં હોય છે, કોઈમાં દૂધ, કોઈમાં લૂખું ભોજન, કોઇમાં એક વાર ભોજન, કોઈમાં કંઈ અને કેઈમાં કંઈ કંઈ નિયમો પાળવાના હોય છે, તે બધાજ મુદ્દાસર હોય છે.

પણ શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે નહિં ચાલતાં જુદી રીતે વર્તે, તો ઉલટું નુકસાન કર્તા થઇ પડે. દાખલા તરીકે, શિવ અને વિશ્નુ માર્ગીઓમાં એકાદશીને દિવસે ફરાળ ( ફળ આહાર ) કરવાનું કહ્યું છે, તેમાં ફળ ખાવાંને બદલે, હવે તો કેટલેક ઠેકાણે પકવાન જેવું જમણ થાય છે, એટલે કે રાજગરના લોટની પૂરી, તેની સાથે બરફીપેંડા શીખંડ બાસુદી કેળાં, શિંગોડાંનો કે શકરીયાનો શીરો, કેરીનો રસ વિગેરે કોઇ પણ મીઠાઇ, રાજગરાના લોટના ખીરામાં બનાવેલાં, રતાળુ કેળાં બટાકા વિગેરેનાં ભજીયાં, મોરીયાના ચોખાનો ભાત, છાશની કઢી વિગેરે વિગેરે ઘણી ઘણી ચીજો, જેને જેને જેવી રૂચિ તેવી, અને શકિત હોય તે પ્રમાણે બનાવે છે. નોમ

સુધી જમ્યા હોય તેમાંની કોઈ બીજ પેટમાં ચોંટી રહી હોય, અથવા પેટમાં બીજી કોઈ રીતનો બગાડો થયો હોય, તેને મટાડવાની ખાતર, દસમને દિવસે વિધિ પ્રમાણે એક વાર જમવું, અગીયારસને દિવસે ફળનો આહાર કરવો એટલે ફળ ખાવાં, :અને બારસને દિવસે મગ ખાવા વિગેરેનો વિધિ બતાવ્યો હોય, તે પ્રમાણે કરવાથી કોઠો નિર્મળ થાય છે. એમ પંદર દિવસે કરવાનું કહેલું હોય છે, તેને બદલે પેટમાં પેલી બધી સુંદર વસ્તુઓ નાંખવામાં આવે, તો સુધારાને બદલે બગાડો થાય છે. કેટલાક જૈનો પણ એકાસણામાં (એકવાર જમવાના વ્રતમાં) કલાક બે કલાક સુધી ભાણાપર બેસીને ખાયાજ કરે છે, અને આંબેલ કે જેમાં લુખું જમવાનું હોય છે તેમાં કેટલેક ઠેકાણે તો, કેટલીએ જાતના ખાખરા અને કેટલીએ જાતનાં ઢોકળાં વિગેરે, પચીસ ત્રીસ ચીજો બનાવે છે, અને નિરાંતે કલાક દોઢ કલાક જમ્યા કરે છે. અને તે જોઈને બીજાઓ પણ કહે છે કે ભાઈ! આવાં આંબેલ હોય તો હમે રોજ કરીએ. માટે શાસ્ત્રમાં બતાવેલી રીતેજ વ્રતનો મુદદો શું છે, તે પણ ધ્યાનમાં રાખવું. એક આંબેલની ઓળી કરવાથી શ્રીપાળ રાજાનો કોઢ ગયો, અને તમે તો સેંકડો આંબેલો કરો છો, છતાં પણ ફોલ્લા થયા હોય તે પણ મટતા નથી. કારણ કે તમે દેખાદેખી કરો છો, મુદદો સમજતા નથી, અને શ્રદ્ધાપૂર્વક ખરા ભાવથી કરતા નથી.

અમુક અમુક વખતે અપવાસ કરવાની ખાસ જરૂર છે. કારણ કે શરીરમાં કંઈ પણ બગાડો રહી ગયો હોય તે, ઉપવાસ કીધાથી બળીને ભસ્મ થઈ જાય છે, અને સાથે પાપ પણ ભસ્મ થાય છે તે તો જૂદું. પણ ગૃહસ્થી લોકોએ વૃત ને ઉપવાસ કરવાના છે, તેની હદ તો હોવીજ જોઈએ. ઘણા અપવાસો કરવાથી શરીરમાં માઠી અસરો થાય છે, અને કેટલીક વાર એવા રોગ ઘર ઘાલે છે કે, જે જીવ લઈનેજ જાય છે. હદ ઉપરાંત તો નજ થવું જોઈએ. જેણે કુટુંબનું પોષણ કરવાનું છે, વેપાર ધંધો કે કોઈ પણ ઉદ્યમ કરવાનો છે, એવા જુવાનીયાઓ કે જેને દિવસમાં ત્રણ વાર ભૂખ લાગવીજ જોઈએ, તેવાઓ મહીનામાં એક વાર અપવાસ કરે તો બસ છે. ઘણીવાર અપવાસો કરવાથી નુકસાન છે, બાળકોને બનતા સુધી ઘણા ઓછા અપવાસ કરાવવા.

દરેક જણે પોતાની શકિત અનુસાર, દેશ કાળ વય વન્હી પ્રમાણે, વૃતના નિયમો પાળવા જોઈએ, અને તેથી વધારે તો, જેણે સંસારનો ત્યાગ કીધો છે તેઓનેજ પરવડે. છોકરાઓએ પોતાના મા બાપની આજ્ઞા લઈને વૃત કરવાં. સ્ત્રિઓએ પોતાના ધણીને પૂછયા વિના, કોઈ પણ વૃત આરંભવું નહીં. જો ધણીની મરજી વિરૂદ્ધ વૃત કરે તો, તે વૃતનું ફળ મળતું નથી, પણ ઉલટું ધણીના હુકમનું અપમાન થયું તેનું પાપ લાગે છે. કેટલીક સ્રીઓને પજુસણમાં અઠાઈ (આઠ દિવસના સામટા અપવાસ) કરવાનું મન થાય છે, પણ ધણીને પૂછવા

જાય તો ના પાડે, કારણ કે અઠ્ઠઈને અંગે બસો પાંચસોનો, કે હજાર બેહજારનો ખરચ કરવાની ધણીની શકિત હોય નહીં, અથવા ડાક્ટરે કહયું હોય કે, એને બહુ વૃત અપવાસ કરવા દેતા નહીં. માટે ધણીને પૂછયા વિનાજ અપાસરામાં જઈને અઠ્ઠઈનું પચ્ચખાણ લઈ લે છે, અથવા બે ત્રણ અપવાસનું પચ્ચખાણ લે છે, અને કહે છે કે ભાવ તો અઠ્ઠઈનો છે, જે થાય તે ખરૂં. હવે ધણી કે સાસુની મરજી નહીં હોય તોપણ, તે લોકો એને ના પાડી શકતાજ નથી. કારણ કે, કોઈ શખસ અપવાસ કરવા નીકળે, તેને જે કોઈ અટકાવે, તે ધર્મના કામમાં અંતરાય નાંખીને મોટું પાપ કરે છે એમ કહેવાય છે. માટે વડીલો મનમાં સમજીને બેસી રહે છે, અને વૃત કરવા દે છે, કારણ કે એમ નહીં કરે તો લોકમાં પણ હાંસી થાય છે. માટે દરેક પતિવૃતા સ્ત્રીએ પોતાના ધણીની, ખરા હૃદયની સંમતી લઈનેજ, વૃત કરવાં જોઇએ. નહીં તો પૂન્યને બદલે પાપ થશે.

---

## ૭૪ મેળા—તમાસા.

અમુક અમુક મહીને અમુક અમુક દિવસે, મેળા તમાસા જાત્રા કે હાટ ભરવાના રીવાજો હોય છે. હમણા કેટલાક લોકોને એ વાત પસંદ પડતી નથી. પણ મેળા તમાસા ઘણી રીતે ફાયદા કારક છે. કેટલાક કારીગરો મેળામાં વેચવા માટે, નવી નવી જાતની વસ્તુઓ બનાવવા મંડી પડે છે, વેપારીઓ

પાસે ઘણા દિવસથી માલ પડી રહયો હોય, તે માલ મેળામાં ઓછે વ-તે કાઢી શકે છે, એટલે ગણું છૂટું થાય છે. દુકાનોમાં માલ ઉથલ પાથલ કરીને ફરીથી ગોઠવે છે, એટલે બગડતો સમરતો માલ પણ દેખાઈ આવે છે. વેપારીઓને અને લોકોને ઘણા દિવસ અગાઉથી ઉમંગ રહે છે, છોકરાંઓ પણ મેળાની રાહ જોયાં કરે છે, અને રમકડાંની લાલચે તમે જે જે કામ બતાવો તે ઉમંગથી કર્યા જાય છે.

આઠે દિવસે અમુક વસ્તુ ફલાણા બજારમાં મળે, અને અમુક ફલાણા બજારમાં મળે છે, તે બધીજ વસ્તુઓ તમે મેળામાં એકજ બજારમાં જોઈ શકશો, અને લેવી હોય તે લઈ શકશો. મેળાને બ્હાને ઘરમાં ઉપયોગમાં આવે એવી, અથવા ઘર શણગારવાની ચીજ ખરીદવામાં, તમે પૈસા ખરચી શકશો. શહેરની આજુબાજુના ગામના લોકો મેળો જોવા, તથા સાથે સાથે ખપની વસ્તુની ખરીદી કરવા નીકળી પડે છે. એ બ્હાને થોડો વખત કામ ધંધો બંધ કરીને આનંદ ભોગવે છે. મેળામાં જુના દોસ્તદાર ભાઈબંધો અચાનક મળી જાય છે, તેમની સાથે પણ વાતચીતથી આનંદ મળે છે, અને કંઈ નવું જાણવાનું મળે છે. છેક કંજુસ હોય તે પણ છોકરાંઓને મેળો બતાવીને પાંચ પૈસા ખરચે છે. હજારો રૂપીઆની ઉથલપાથલ થાય છે, અને વેપારીઓ પોત પોતાના ગજા પ્રમાણે કમાય છે.

---

## ૭૫ નાટક—સીનેમા.

નાટક સીનેમા જોવા કે નહીં, એ વીશે બે મત છે. કેટલાક લોકો આ વાતને પસંદ કરે છે, અને કેટલાક લોકો ધિક્કારે છે અને જોવા જનારા પર સૂગાયા કરે છે, અને કહે છે કે આ લોકો તો વહી જવાના અને દુનીયામાંથી ઉખડી જવાના. ધિક્કારનારા એમ કહે છે કે ઉજાગરા કરવાથી તબીયત બગડે છે, પૈસાની ખરાબી થાય છે, અને શૃંગાર રસના ફારસો જોઈને મન પર ખરાબ અસરો થાય છે. હમારી ધ્યાનથી તો નાટક સીનેમા પર આટલી બધી સૂગ લાવવાનું કંઈ કારણ નથી. નજરે જોયલી વાત તરત અસર કરે છે અને યાદ રહે છે. અસલની વાતો ઈતીહાસો વાંચીને યાદ રાખીએ, તેના કરતાં નાટકમાં જોઈને યાદ રાખીયે, તો તરત યાદ રહી જાય છે. અસલના વખતમાં રીવાજો કેવા હતા, લોકો કેવા હતા, રાજાઓ કેવા હતા, તે નાટક પરથી આબેહૂબ દેખાય છે, સીનેમાં પણ તેવુંજ કામ કરે છે. હાલમાં પણ કયા દેશોમાં શું શું બને છે, તે તરત જણાઈ આવે છે, હજારો રૂપીઆ ખરચીને મુસાફરીએ જાઓ, તો પણ બધું ન જોઇ શકો, પણ નાટક સીનેમા મારફતે તમને બધો ખ્યાલ આવી જાય છે.

જેની પાસે પૈસા નથી તેણે તો નાટક સીનેમાનું નામ દેવું જ નહીં, પણ જે લોકો ખાતાં પીતાં પાંચ પૈસા બચાવી શકતું હોય, તેને તો આઠ પંદર દહાડે કે બેચાર મહીને જોવાથી, નુકશાન નથી. રોજ કામકાજોની જંજાળમાં

મગજ ગુંથાયલું રહે, તો કોઈ કોઈ વાર આનંદ પણ લેવો જોઇએ. હમેશાં જોવા જવાનું વ્યસન લાગી જાય, તો પૈસાની અને તબીયતની ખુવારી છે. ઘણા લોકો એમ કહે છે કે, એમાં તો શૃંગાર રસના નફફટાઇના હાવભાવો જોવામાં આવે છે, અને તે છોકરાઓના કુમળા મગજપર અસર કરીને ખરાબ રસ્તે દોરે છે. પણ તેમણે એ પણ જાણવું જોઇએ કે, નાટક સીનેમાઓમાં પ્રભુની ભક્તિ, માબાપની સેવા, મિત્રની ફરજો, વિગેરે વિગેરે ધાર્મિક અને નીતિની વાતો આવે છે. અને તેમાં કદાચ શૃંગારની વાત પણ આવે. આ બધી ધર્મની અને નીતિની વાત અસર નહીં કરે, અને માત્ર શૃંગારનીજ વાત છોકરાઓના મગજપર અસર કરશે ? હા ! જે નાટક કે ફીલમમાં હદ ઉપરાંત બીભત્સતા આવતી હોય, તે જોવા ન જવું એ જુદી વાત છે. પણ નાટક સીનેમાથી છોકરાઓ વંઠી જાય છે, એ વાત તો ખોટી છે.

હમે કહ્યું તેમ હમેશ જોવા જવાની ટેવ નુકસાન કરતા છે. સાધન સંપન્ન માણસ હોય, તે આઠ દિવસે નાટકશાળાની મુલાકાત લે, સાધારણ માણસ દસ બાર મહીને જોવા જાય, તો નવું નવું શીખી આવશે અને તેને આનંદ થઇ રહેશે. તદ્દન ગરીબ માણસ હોય તેને પણ જેવાનું મન થાય તો, એક બે આના ખરચીને સીનેમા જોઈ શકે છે. માટે નાટક સીનેમા તરફ સૂગ લાવવાની કંઇ જરૂર નથી. એટલુંજ ધ્યાન રાખવું કે, પોતાના ગજા પ્રમાણે હદમાંજ રહેવું.



---

# ૭૬ ગામડાંની સહેલ.

મોટાં શહેરોમાં રહેવાવાળા કેટલાક પૈસાદાર લોકો, ઉનાળાની મોસમમાં માથેરાન, મહાબળેશ્વર, દારજીલીંગ કે ડુમસ વિગેરે સ્થળે હવા ખાવા જાય છે, અને મોસમના બસો પાંચસો કે હજાર બે હજાર રૂપીઆ, બંગલાનું ભાડું આપે છે. ત્યાં પણ કેટલેક ઠેકાણે સખત થંડીને લીધે, સવાર સાંજે કંટાળો આવે છે, અને કેટલેક ઠેકાણે બપોરનો તડકો કંટાળો આપે છે. તેને બદલે કોઈ સારા હવા પાણીવાળું ગામડું, કે જ્યાં આગળ કોઈ નદી કે તળાવ હોય, ત્યાં જઈને તમે રહયા હો તો, તે મોજ કંઈ ઓરજ છે! આંબાવડી કે બીજા કોઈ ઘીચ ઝાડોની છાંયાવાળી જગાપર, તંબુ અથવા બાંબુના ખપેડાનાં કામચલાઉ ઝુંપડાં ઉભાં કરી દીધાં હોય, અને ત્યાં પોતાના કુટુંબ અને પાંચ દસ મિત્રો સાથે રહેવાનું રાખ્યું હોય, અને મહેતા મુનીમોને કહી દીધું હોય કે, ખાસ કારણ વગર મારા પર તાર કે કાગળની વેઠ મોકલશો નહીં, તો પછી જુદો કે, કેવો આનંદ આવે છે? ઘી દુધ દહીં માખણ વિગેરે, જે માંગો તે હાજર થાય છે.

સવારમાં ખેતરોમાં કે વાડીઓમાં કે નદી કે તળાવ તરફ જાઓ, ત્યાં કોઈ લોકો ન્હાતા હોય, કોઈ લુગડાં ધોતાં હોય, કોઈ તરતા હોય, કોઈ કુવામાંથી કોસ ખેંચતા હોય, અને ગામડીયું ગીત લલકારતા હોય કે

ઝાંપે તારી ઝુંપડી થાયલ, ઝાંપે તારી ઝુંપડી લ્યા;
રસીલા આવતાં ને જાતાંનો, ઝોલો લાગ્યો રે અરજણીયા.
તારે મારે દોસ્તી થાયેલ, તારે મારે દોસતી લ્યા;
(લ્યા) દોસ્તીને દાવે તું, હાલ્યો આવજે અરજણીયા.
ફરી માસે લીંબડો થાયેલ, ફરી માસે લીંબડોલ્યા;
(લ્યા) લીંબડે સડીને મેણા, માર મા અરજણીયા.
આ....વે, રા.......મ

તો આ બધું જોઈને અને સાંભળીને મગજ તર થઈ જાય છે. ત્યાંથી ઘેર આવીને કોઈ ખેતરમાં કળશીયે જાઓ, ત્યાંથી પાછાં ફરતાં કોઈ કુવા અથવા પાણીના વ્હેણ આગળ, હાથ પગ ધોઈ કળશીઓ માંજીને અથવા મંજાવીને ત્યાંજ દાતણ કરી લીધું કે ઘેર આવ્યા. એટલે અહીં દુધ ચ્હા નાસ્તો વિગેરે તૈયાર હોય, અને કેટલાક ગામડીયાઓ મળવાને આવીને બેઠા હોય, અને સાથે ફુલ કે શાક કે છાશ લેતા આવ્યા હોય, તે લોકોની સાથે બેસીને ચ્હાપાણી થાય છે, અને ગામ ગપાટા હંકાય છે. બપોરે જમ્યા પછી થોડી ઉંઘ લેઈને ઉઠયા, કે પાના બાજીની રમતો રમ્યા, કે હારમોન્યમ કે સીતાર તંબુરા વગાડયા, અથવા વાર્તાની ચોપડીઓ વાંચી, અથવા વાતોના તડાકા માર્યા, એટલામાં ચ્હા કે માયા પાણી, કે શરબત પાણી આવ્યાં તે પીધાં, અને એમ કરતાં પાછલો પહોર થયો, કે ફરવા નીકળી પડયા. ઘેર આવીને વાળુ કરીને ખાટલા પર કે ગાદીપર બેઠા, કે મકનજીભાઈ

ઉકડજીભાઈ, મીઠલો મેરઈ, ગીગો ગાંયજો, જટાશંકર જોશી વિગેરે સો પચાસ માણસનું રાવણું ભરાયું છે, પાન તંબાકુ બીડી હુક્કા વિગેરે ચાલી રહયા છે, ને હા શેઠ, હા બાપા, વિગેરે ઉપનામથી તમારી સાથે તે લોકો વાતો કરી રહયા છે. વળી કોઈએ સારી વાર્તા માંડી, કે એક તારો અને મંજીરા સાથે ભજનીયું ગાયું, કે

મીરાંને પૂરવ જનમની છે પ્રીતરે, મીરાંને હૈડે લખાણા
હરીના હેતરે, નામ નહીં રે મોડું જી.

રાણાજીએ આપીઓ, ભૂતડાં ભેળો વાસ
ભૂત પ્રેત ભાગી ગયાંરે, મીરાંને ઇંદર ભવનસ્યો અવાસરે—નામ.
વિખના પ્યાલા મોકલ્યા, દેજો મીરાંને હાથ
અમૃત કરીને આરોગીયાંરે, મીરાંને રાખણહારો રૂઘનાથરે—નામ.
રાણે વસીયલ મોકલ્યો, દેજો મીરાંને જઈ
પૂજી મીરાંએ પ્રેમથીરે, મૂરતી સાળીંગરામની એ થઈરે—નામ
રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાસ
મીરાં ચાલ્યાં મ્હાલતાંરે, બાઈ ભાગ્યો છે વૃજનો સુવાસરે—નામ
પાછળથી પસ્તાઈને, રાણો કહે કોઈ જાઓ.
વેગે કહેજો વીનવીરે મીરાંબાઈ એકવાર ચીતોડગઢમેં
આવોરે—નામ

અને વચ્ચે વચ્ચે બધા બોલતા જાય કે “જીયો જીયો” ત્યારે જાણે તમે તો મોટા એક રાજા! ગામમાં બધાને આનંદ આનંદ થઈ રહે, અને ચોરે ને ચૌટે એજ વાત થાય કે

" મુંબઈના મોટા શેઠીયા આવેલા છે, શું તેની સાહેબી ! શું તેનો સ્વભાવ ? મુંબઈમાં તો મોટા મોટા માળા છે, ને ઘેર ગાડીને વાડી, ને ભૈયા ને મેતા, ને માળી વિગેરે છે, છતાં પણ સ્વભાવ કેવો કેળ જેવો નરમ છે? એને ઘેર જે જાય તે ન્હાલ થઈ જાય "

મોસમ ખલાસ થાય અને એ ગામ છોડીને નીકળો, ત્યારે, ગામમાં કોઈ દહેરૂં કે ધરમાદુ ખાતું હોય, તેને માટે સો પચાસ રૂપીઆ આપતા જાઓ, તો જુવો પછી તમારી વાહવાહ થાય છે તે! બીજે ઠેકાણે બંગલાનાં ભાડાં ભરવાં પડતે, તેને બદલે અહીં સસ્તામાં કામ થયું, તો બીજી રીતે હાથ જરી છૂટો મૂકયો, કે તમે જે કામ કહેશો તે તે લોકો દોડતા દોડતા કરશે. અહીં તો તમે રાજા છો, અને પણે તો તમને ગળી જાય એવા, બીજા શેઠીયાઓ આવેલા હોય છે. અહીં બે મહીના રહી આવશો એટલામાં, બાર શેર લોહી વધારી આવશો.

---

## ૭૭ કર—દાપું—હક.

દર વરસે કોઈ મંદીરમાં કે ધરમાદુ ખાતામાં, કર કે દાપું આપતા હો, અને તમને કોઈ શરમાવે અને કહે કે, આ વરસે તો હમે તમારી પાસેથી વધારે લઈશું, તો તમે આપતા નહીં. જો તમારી શકિત હોય તો બીજા કોઇ પ્રસંગ પર આપજો, પણ વરસો વરસનો જે રીવાજ છે તેમાં તો વધારો

કરશો નહીં. કારણ કે એક વખત આપ્યું કે પછી વરસો વરસનું લાકડું ઘુસવાનું, અને તમે તો કદાચ શરમા શરમી આપી છૂટશો, પણ તમારાં છોકરાંથી કદાચ ન પણ બન્યું!

ગોર અથવા કોઈ બ્રાહ્મણને પણ, હોળી દીવાળી બળેવ ઉતરાણ વિગેરે ટાણાંઓ પર, જે આપવાનો અસલનો રીવાજ હોય, તેમાં વધારો કરશો નહીં. કદાચ તમે પહેલાં કરતાં બહુ પૈસાવાળા થઈ ગયા હો, તો તો તમારી સ્થિતિને અનુકુળ સારી રકમ આપશો તો કંઈ અડચણ નથી.

ન્યાતમાં તમે દર વરસે કંઇ આપતા હો, તો તેમાં પણ કોઈ વખતે વધારો કરશો નહીં. કારણ કે એક વખતે તમે ખુશીથી દીધું, તો પછી ન્યાતવાળાનો જન્મ સિદ્ધ હક થઇ જશે. જો સગાં વહાલાંને જમવા તેડવાં હોય, તો એક વરસ આ ટાણે તેડવા, તો બીજે વરસ બીજે ટાણે તેડવા. દીવાળી જેવા કોઈ મોટા ટાણા પર, કે વરસગાંઠ પર કે એવા કોઈ બીજા પ્રસંગે, જો ભાઈબંધ દોસ્તદાર અને સગાં વહાલાં-ને ભેગાં કરીને, ચહા પાણી કે મસાલા આઈસક્રીમ કે કાફી કે દુધ કરતા હો, તો દર વરસે એકજ વસ્તુ કરશો નહીં; અને કોઈ વરસ આ પાંચ દોસ્તદારને કહેવું, તો કોઈ વખત પેલા પાંચ દોસ્તદારને કહેવું. નહિં તો દર વરસે પેલા લોકો આશા રાખશે કે, ફલાણા દિવસે ફલાણા ભાઈને ત્યાં જવાનું છે. અને કોઈ વખતે તમારાથી મંડળી ભેગી કરવાનું નહીં બને, અથવા ભેગી કીધી, પણ ભારે વસ્તુને બદલે

હલકી વસ્તુ બનાવી, તો તે લોકો તમારા ગીહ્લા ગણુશે. માટે એમાં તો કોઈ વખતે કેવો રંગ, અને કોઈ વખતે કેવો રંગ, એ પ્રમાણેજ ચાલવું.

---

## ૭૮ શાકના ગુણ.

આપણે શાક ભાજી ખાઈએ છીએ, તેમાં કેટલાંક શાક પિત્ત કરનારાં છે અને કેટલાંક વાયુ કરનારાં છે. પણ આપણને તેની સમજ હોતી નથી, અને જે પિત્ત કરનારાં હોય છે, તેને વાયુ કરનારા ધારીએ છીયે. માટે એવા બાબતમાં તો એક વખત વૈદને પૂછીને તેની ખાત્રી કરી લેવી. હમે કેટલાંક શાકના ગુણ નીચે પ્રમાણે લખીયે છીયે તે ધ્યાનમાં રાખવું.

**તુરીઆં**—કફ પિત્ત અને વાયુના રોગને દુર કરનાર, અગ્નિ દીપક, તાવમાં ખાઈ શકાય એવાં અને શાકોમાં શ્રેષ્ઠ છે.

**ગલકાં**—સ્નિગ્ધ અને રેચક છે અને વાયુને દુર કરે છે.

**કારેલાં**—પિત્ત કરે છે, વા તથા કફને દુર કરે છે. પણ લોહીને બગાડે છે.

**ભીંડા**—ભારી, બાદી તથા કફ કરે છે. તાકાત આપે છે અને વિર્ય વધારે છે. પણ ખાંસીના રોગમાં તથા મંદાગ્ની વાયુ અને પિત્તસનના રોગમાં નુકસાનકારક છે.

**વેગણ**—ગરમ છે. જવર વાયુ અને પિત્તનો નાશ કરે છે, ભૂખ ઉઘાડે છે, વિર્ય વધારે છે, અને હલકાં છે. કાચાં

વેગણુ કફ પિત્ત દુર કરે છે, પણ પાકાં વેગણુ પિત્ત ઉત્પન્ન કરે છે અને ભારી છે. અંગાર પર શેકેલું વેગણુ જરાક પિત્ત કરે છે, પણ કફ મેદ વાયુનો નાશ કરે છે, તથા હલકું અને ભૂખ ઉઘાડનાર છે. તેમાં તેલ અને મીઠું નાંખવાથી ભારી અને ચીકાસવાળું થાય છે. ધોળાં વેગણુ હરસવાળાને ફાયદાકારક છે.

**ગુવાર**—એનું સંસ્કૃત નામ ગોરાણી છે. એ લુખ્ખી, બાદી કરનાર, ભારી, રેચક, કફ કરનાર, ભૂખ ઉઘાડનાર અને પિત્તનો નાશ કરવાવાળી છે. ગુવારનાં પાંદડાં પિત્તને દુર કરે છે અને રતાંધળાપણું મટાડે છે.

**કંટોલા**—મળને શુદ્ધ કરવાવાળા, અરૂચી, શ્વાસ, તાવ તથા ખાંસીને હડાવે છે, દીપન છે.

**ચિભડાં**—થંડા, મળને રોકનાર અને ભારી છે, પિત્ત, મૂત્ર કચ્છ, પથરી, દાહ, પ્રમેહ, વાયુ અને તરસને મટાડનાર છે. કાચાં ચિભડાં વાયુ કરે છે પણ કફ પિત્તને દૂર કરે છે. પાકું ચીભડું ગરમ અને પિત્ત કરનાર છે.

**કાકડી**—કુમળી કાકડી હલકી, ઘણીવાર પીશાબ લાવનાર. અને શીતળ છે. રક્તપિત્ત, મુત્રકચ્છ, તથા લોહી વિકારને દૂર કરે છે. ચિકન કાકડી શીતળ, રૂચીકારક, હૃદયને હિતકારક, કફ કરનાર, તથા વાયુ કરનાર છે. દાહ તથા પિત્તને દૂર કરે છે.

**કોળું**—પુષ્ટીકારક, ધાતુવર્ધક, બસ્તીને શોધનાર, થંડુ, પચવામાં ભારે, રેચક, અને હૃદયને બળવાન કરનાર છે.

મુત્રકચ્છ, પથરી, મીઠો પીશાબ, લોહી વિકાર, વાત, પિત્તનો નાશ કરનાર છે. કુમળું કોળું થંડુ તથા પિત્તને દૂર કરનાર છે. જૂનું કોળું કફ કરે છે. પાકેલું કોળું સર્વ દોષનો નાશ કરે છે.

ઝેર બે જાતનાં થાય છે, સ્થાવર અને જંગમ. કોઈ ઝેરી વસ્તુ ખાવાથી ઝેર ચઢે તે સ્થાવર, અને સાપ વિગેરેના ડંખથી ઝેર ચઢે તે જંગમ કહેવાય છે. સ્થાવર અથવા જંગમ ગમે તે જાતનું ઝેર ચઢયું હોય, તેના પર કોળાનો રસ આપવાથી ઝેર ઉતરી જશે.

**લુણીની ભાજી**—ખારી, ખાટી, ઝાડો સાફ લાવનાર, કફ ઉત્પન્ન કરનાર અને ગરમ છે. વાયુ, ચામડીના રોગ, પેટના રોગ, ચાંદા, શ્વાસ, કાસ, નેત્ર રોગ, પ્રમેહ તથા સોજાનો નાશ કરે છે. જીર્ણ જ્વર મટાડે છે. પીશાબમાં બળતરા થતી હોય, તો લુણીનો રસ શાકર સાથે ૩ દિવસ પિવાથી થંડક થશે.

**તુવર**—તુવરની દાળ ભારી, લુખી, શરીરની કાંતી સુધારનાર અને થંડી છે. કફ પિત્ત વિષ રકતદોષ પેટનો દુખાવો વાયુ તથા અરસને મટાડનાર છે. ઘીમાં ખાવાથી ત્રિદોષનો, લેપ કરવાથી કફ પિત્ત તથા મેદનો નાશ કરે છે, તથા કૃમિનો નાશ કરે છે. પણ અમ્લ પિત્ત તથા આંતરડાના વાયુને વધારે છે. ભાંગ ચઢી હોય તો એક ચમચો તુવરની દાળ વાટીને તેનું પાણી પાઈ દેવું. ખસ ખુજળી થઈ

હોય તો તુવરની દાળ અથવા તેનાં પાંદડાં, બાળીને દહીંમાં મેળવીને ચોપડવાં.

**દુધી**—ગર્ભનું પોષણ કરનારી, બળ આપનારી, થંડી, ઝાડો રોકનારી, પચવામાં ભારે, પિત્તને દુર કરનારી, થાકને ઉતારનારી, અને હૃદયને મજબૂત કરનારી છે. પણ કફ ઉત્પન્ન કરે છે.

**કોબી**—યુરોપથી આવેલી છે. પિત્ત કફ તથા વાયુનાં દોષનો નાશ કરે છે. પવન છુટો પાડે છે. પાચક અને અગ્ની દીપક છે. પિત્ત જવર, કફ, પ્રમેહ, કોઢ, ઉધરસ, રકત દોષ અને ભ્રમનો નાશ કરનાર છે.

શાકને માટે કેટલાકો એમ કહે છે કે, જેમ બને તેમ વધારે શાક ખાવાં, અને કેટલાકો એમ કહે છે કે, જેમ બને તેમ ઓછાં ખાવાં, અથવા બીલકુલ નહીં ખાવાં. આ બધા ગુંચવાડામાં હમારો તો એવો અભિપ્રાય છે કે શાક તો ખાવાંજ, કારણ કે ઘણા રોગો શાકથી મટે છે. પણ નિયમમાં રહીને ખાવાં. કોઇ સાદો કે ભારે, ગળ્યો કે મોળો ખોરાક મ્હોંમાં મૂકો, તે એકદમ ગળામાં થઇને પેટમાં જશે નહીં, પણ મ્હોંમાં અટવાયા કરશે અને ગોળા વળશે, અને તે ખોરાક પેટમાં જશે તે એકદમ પચશે નહીં. પણ જો તેની સાથે એક કોળીયો શાકનો મૂકશો, તો તરત મ્હોંમાં સેલીવા નામનો રસ ઉત્પન્ન થશે, અને તે ખોરાક સાથે મળી જશે, ખોરાક તરત ચવાઇને પેટમાં જશે, અને જલદી પાચન થશે.

માટે ખોરાકને પેટમાં ઉતારવા પૂરતું શાક ખાવું જોઈએ. શાકથીજ પેટ ભરવાનું નથી. કઠોળને માટે પણ એમજ છે. નિયમસરજ જોઈએ, નહીં તો નુકસાન કરશે. છોતરાંવાળું કઠોળ ફાયદો કરે છે.

---

## ૭૯ મુંબાઇ ભાગ ૧.

મુંબાઈ આજ કાલ જબરૂં વેપાર રોજગારનું મથક થઈ પડયું છે. રોજ હજારો માણસ અહીં આવે છે અને જાય છે. મુંબાઇ અલબેલી નગરી કહેવાય છે. બધાજ લોકો મુંબાઇનાં વખાણ કરે છે. ઘણા લોકોએ મુંબઈ જોયું નથી, તે લોકો હોંસ કરી રહ્યા છે કે, એક વાર મુંબઇ જોઇએ તો સારૂં. માટે આપણે થોડી મુંબઈની વાત કરીશું. અહીં બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલ્વેના ૯ મુખ્ય સ્ટેશનો છે; જેને જે સ્ટેશનેથી પોતાનો મુકામ નજીક પડે, તે સ્ટેશનની ટીકીટ લે. વળી અહીં ઘીચ વસ્તી હોવાને લીધે લોકો આસપાસના પરાંઓમાં પણ રહે છે. તે લોકોની સગવડને ખાતર બીજાં ૧૭ સ્ટેશનો રાખેલાં છે, અને એ બધાં ૩૯ માઇલમાં આવેલાં છે. સવારમાં પાંચ વાગતાથી તે રાત્રે સાડા બાર વાગતા સુધીમાં સોએક ગાડી આવે છે, અને તેટલીજ જાય છે. ૨૦ માઇલનું ભાડું ૭ આના છે, પણ ત્રણ મહીનાનો સામટો પાસ કઢાવ્યો હોય તો સાડા બાર રૂપીઆ લાગે છે. અને ત્રણ મહીના સુધી દિવસમાં ગમે તેટલી વખત ગાડીમાં જઈ શકાય છે.

આ સગવડથી લોકો પચીસ ત્રીસ માઇલ દૂરથી પણ નોકરી ધંધે જઈ શકે છે. પરાઓમાં રહે તે ઓછા ભાડામાં ચોકખી હવાનો લાભ લઇ શકે છે. જી૦ આઇ૦ પી૦ લાઇન માટે પણ આવીજ સગવડ છે.

વિલાયતની ઘણી સ્ટીમરો મુંબઇનાજ બારામાં ઉતરે છે, અને બીજા દેશોમાંથી પણ માલ આવે છે, એટલે એ વેપારનું મુખ્ય મથક થઈ પડ્યું છે. સ્ટીમરમાંથી માલ ઉતારવા માટે મોટી મોટી ગોદીઓ બાંધી છે, ચારે તરફ દરીયો છે અને વચમાં મુંબાઈ છે. અહીં વાલકેશ્વરનો પહાડ છે તેના પર વાલકેશ્વર મહાદેવનું દહેરૂં, તથા તેની સામે બાણ ગંગા છે; રામચંદ્રજીએ બાણ મારીને જમીનમાંથી ગંગાજી ને બોલાવ્યા હતા. વાલકેશ્વર પર મોટી મોટી સડકો અને બંગલાઓ છે, અને ગવર્નરને રહેવાનો બંગલો પણ અહીંજ છે. શહેરમાં પાણી પૂરૂં પાડવાનું એક તળાવ પણ છે, કે જ્યાંથી પાણી ગળાઇને શહેરમાં નળોમાં જાય છે. આ તળાવ પર લોખંડનાં પતરાં તથા માટી વિગેરે નાંખી, તેના પર નાનાં ઝાડો રોપી એક બગીચો બનાવેલો છે, તેને ઝુલતો બાગ અથવા હેંગીંગ ગાર્ડન અથવા પીરોજશા મ્હેતાનો બાગ કહે છે. શહેરમાં રાણીનો બાગ છે તેમાં જાત જાતનાં ઝાડ તથા પશુ પક્ષીઓ છે, અને એક સંગ્રહસ્થાન પણ છે, કે જેમાં ઘણી ઘણી જોવા લાયક ચીજો ગોઠવેલી છે. ગોદીમાં સ્ટીમરો પર સેંકડો મણ માલની ગુણો સામટી, સાંકળ લપેટીને

સંચાથી અદ્ધર ઉંચકીને ચઢાવવામાં આવે છે, અને તેવીજ રીતે ઉતારવામાં અવે છે, તે જોવાની મઝા પડે છે.

શહેરમાં મોટી સડકો પર રેલ્વે જેવા લોખંડના પાટા નાંખેલા છે, તેના પર આગગાડીના ડબ્બાને મળતી ગાડી ચાલે છે, તેને ટ્રામ કહે છે. પહેલાં તો એ ટ્રામ ખેંચવાને ઘોડા જોડાતા હતા, પણ હુવે ઉંચે વીજળીનો તાર નાંખેલો છે, અને ટ્રામના છાપરા પર એક ઉભો દાંડો રાખેલો છે, અને તે દાંડાને મથાળે એક ઘરેડી હોય છે, તે પેલા તારમાં બેસતી આવેલી હોય છે. ને તારમાંથી ઘરેડી મારફતે વીજળી પૈંડા સુધી પોંચે છે, અને ટ્રામને ચલાવે છે. આસરે પચાસેક માણુસ તેમાં બેસી શકે. કેટલીક ટ્રામને તો એક માળ પણ હોય છે. ત્રણ ચાર માઈલ જવું હોય તો એક માણસનો એક આનો પડે છે.

શહેરના કોટ અને બહાર કોટ એવા બે ભાગ કહેવાય છે. કોટમાં ઘણે ભાગે મોટી મોટી આફીસો, બેંન્કો, શેર બજાર, રૂબજાર વિગેરે આવેલાં છે, અને બહાર કોટમાં દરેક ધંધાદારીઓ માટે મકાનો અને દેવસ્થાનો છે. બહાર કોટમાં ભૂલેશ્વરનો રસ્તો જબરો છે, ત્યાં ઘણાંજ દહેરાં મંદીરો અને દેવળ આવેલાં છે. તેનાથી થોડે દૂર મામાદેવીનું દેહેરૂં અને તળાવ છે અને એની આસપાસનો રસ્તો મામાદેવીના રસ્તાથી ઓળખાય છે. થોડે દુર ગયા કે કાળકા માતાનું દહેરૂં છે, અને તે રસ્તો કાલબાદેવીના નામથી ઓળખાય છે આ બધા રસ્તા-ઓ

પર સવારે અને સાંજે તો એટલી ભીડ રહે છે કે, જાણે ચાલવાની પણ જગા નહીં !

દરેક ચીજના બજારો પણ જુદા હોય છે, જેવાં કે ખાંડ બજાર, દાણા બજાર, કરીયાણા બજાર, કાપડ બજાર, ચાંદી બજાર, ઝવેરી બજાર વિગેરે ત્યાંથી જથ્થાબંધ ચીજો મળે છે. શાકને માટે મારકીટો બાંધેલી હોય છે, તેમાંજ શાકની દુકાનો હોય છે; અને મ્હોલ્લે મ્હોલ્લે ગલીકુંચીમાં, ટોપલા-ઓમાં શાક લઈને બેસે, અને ફેરી તરીકે વેચવા જાય તે તો જૂદા. કાપડની મારકીટો બાંધેલી છે, તેમાં એક મારકીટમાં સેંકડો દુકાનો હશે.

મુંબાઈના મોટા ઘરોને ઘણે ભાગે માળા અથવા ચાલી કહે છે. એ મકાનો પાંચ સાત માળનાં હોય છે. કેટલાક મકાન તો એક મહોલ્લા જેટલા લાંબા હોય છે. અને તેમાં કંઈ કંઈ જાતની દુકાનો હોય છે, અને બેંકો, દવાખાના, હોટલો, નિશાળો અને આફીસો હોય છે, અને વળી કુટુંબો પણ તેમાં રહે છે. મહીને હજારો રૂપીઆ તો તેનાં ભાડાં આવે છે. કોઈ માળામાં ૧૦૦ કોઈમાં ૫૦૦ અને કોઈમાં ૧૦૦૦ માણસ રહે છે. હાલના મોઘવારીના વખતમાં, મહીને સો પચાસ રૂપીઆ કમાનારો, એક માળામાં એક ઓરડો ભાડે રાખે તો, ઓછામાં ઓછું મહીને દહાડે બાર પંદર રૂપીઆ ભાડું લાગે. દરેકનો ગર્વ ગળી જાય એવું આ શહેર છે. અહીં કોઈક તો પાણીને બદલે સોડાજ

પીએ છે, અથવા વિલાયતના અમૂક ઝરાનું પાણી મંગાવીને તેજ પીએ છે, અને વિલાયતથી કપડાં ધોવડાવી મંગાવે છે. અહીં કોઇ કોઇની કનવાર કરતું નથી, સૌ પોત પોતાના ઉદ્યમે લાગી રહયા હોય છે. પોતાના માળામાં બીજા કોણ કોણ રહે છે, તેની પણ ખબર નથી.

જો કોઇ આળસુ માણસને થોડા દહાડા મુંબઇ મોકલ્યો હોય તો, જાગૃત અને પુરતીવાળો થઇ આવે. કારણ કે મુંબઇમાં પાછલી રાતથી તે સવારના આઠ નવ વાગતા સુધી પાણીના નળ ઉઘાડા રહે છે, અને સવારમાં ત્રણ ચાર વાગતે છેક ઉપલા માળ સુધી પાણી પોંચે છે. પણ જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ પાણીનું જોર નરમ થતું જાય છે. માટે ઉપલા માળ વાળા વહેલા પાણી ભરી લે છે, અને સુઇ જાય છે. પણ એ પાણી ભરે છે તે વખતે પાણી નળમાંથી નીકળે છે તેનો અવાજ, દેગડાઓ અને હાંડાઓનો અવાજ એટલો થાય છે કે બીજા સૂતેલાઓ પણ જાગી ઉઠે છે. પાણી ભરાઇ રહયા પછી જરાક આંખ મળવા આવી, કે દુધવાળાઓ અંધારામાં બારણું ઠોકે, તે એક જણ દુધ લઇને પાછું સુઇ જાય છે. એટલે હજામ બારણું ઠોકે છે, અને જેને હજામત કરાવવી હોય, તેની હજામત દીવો મૂકીને કરે છે અને ચાલ્યો જાય છે. વળી જે ઘરનાં માણસોએ બહુ વહેલા પાણી ભર્યું નહીં હોય તે લોકો, નીચલા માળના લોકોને બુમ મારી મારીને કહે છે કે “એ.... નીચેવાળા.... નળ બંધ કરો....” કારણ કે નીચેનો નળ બંધ

થાય તો ઉપરના નળમાં પાણી આવે. વળી દરેક માળ પર દસ વીસ ઓરડીઓ હોય, તે બધા વચ્ચે એક નળની ઓરડી રાખી હોય, ત્યાં બધાજ સામટા ભેગા થાય છે, અને વહેલું પાણી ભરી લેવા માટે લડાલડ થાય છે, અને અકેકના હાંડા ફેંકી દેવાય છે. આવા આવા ઘણા અવાજો સંભળાય છે, અને અંધારૂં છતાં ગાડી ઘોડા અને માણસોનો પગરવ શરૂ થઈ ગયો હોય, તેનો પણ અવાજ સંભળાય છે. માટે સવારમાં અંધારામાંજ ઉંઘ ઉડી જાય છે, અને જેને બહું ઉંઘવાની ટેવ હોય, તે પણ જાગ્રત થઈ જાય છે. તેમાં ભૂલેશ્વરનો લત્તો, કે જ્યાં વૈશ્નવોનાં મંદીરો આવેલાં છે, ત્યાં રહેનારો જે ઉંઘણસી હોય, તેના તો બારજ વાગ્યા! કારણકે સવારમાં ચાર વાગતામાં દર્શન થાય છે, તેથી ગાડી ઘોડા અને માણસોની ધમાલ મચી રહે છે. અને દર્શન બંધ થઈ જશે એ બીકથી, માણસો "જે જે" ના અવાજો કરતાં જાય છે તે, આરતી ઉતરે તે વખતના ઘંટના અવાજો, "પુલગરની સેવા વૈશ્નવ" ના અવાજો, "જે જમના મૈયાકી" ના ચોળાઓના અવાજો થયાંજ કરે છે. વળી "ગ્યા મીઠ" અથવા "ગ્યાર દીડકયા પા...લી મીઠ" નો રાગડો ખેંચતો મીઠાવાળો, અને "અંધે લુલેકી ટોળી દેદાતાર" કરતી આંધળાઓની ટોળી, જાણે કોઈ કીલ્લો જીતવા લશ્કર જતું હોય તે પ્રમાણે "રામ રામ રામ રામ" શબ્દોથી આખો મહોલ્લો ખળભળાવી મૂકતા દસ વીસ ભીખારૂઓની ટોળી, દરેક

જણુને જાગૃત કરી નાંખે છે. અને પછી તો સેંકડો જાતના ફેરીઆઓ, તથા માગણોના અવાજો ઉમેરાયાજ જાય, એટલે અઘોરી હોય તેની પણ ઉંઘ ઉડી જાય છે.

અસલના મકાનોમાં દરેક માળે, આગલા દીવાનખાનામાં રહેતું હોય, તેને માટેજ માળ પર જાજરૂ હોય છે. બીજા બધાએતો, ભોંયતળીએ વાડામાં કે ચોકમાં બે ત્રણ જાજરૂ બાંધેલા હોય, ત્યાંજ જવાનું હોય તે, એટલે ચારે પાંચે માળના બધાજ, મ્હોંમાં દાતણનો કુચડો લઈને સવારમાં, ત્યાં ભેગા થાય છે. અને આગગાડીમાં ચઢતી વખતે અકકેકને હડસેલા મારીને ચઢી જાય છે, તેમ અહીં પણ હડસેલા મારીને જાજરૂમાં પહેલો જવાને દરેક જણ પ્રયત્ન કરે છે. બે જણ લઢવા રહે કે, ત્રીજો ફડાક દેતો કે ધુસી જાય છે. અકકેકના હાથમાંના પાણીના વાસણો ફેંકી દે છે, અને કહે છે કે તને તો અરધો કલાક થશે, હું તો બે મીનીટમાં પરવારી લઈશ, વિગેરે ફારસો થાય છે. નળપર કોઈ લુગડાં ધુવે છે, કોઈ ન્હાય છે, કોઈ વાસણ માંજે છે, કોઈ પાણી ભરે છે, અને કોઈ દાતણ કરે છે. એટલામાં કોઈ જાજરૂમાંથી આવીને હાથપગ ધોવા માંગે છે, એટલે વળી અહીં પણ લડા લડી! ખુબી એ છે કે આટલા બધા માણુસોને આટલા બધા કામ માટે, ઘણે ઠેકાણે માત્ર એકજ નળ રાખેલો હોય છે. કોઈક માળામાં તો ખરે બપોરે પણ, અજાણ્યા માણુસથી

દીવો લીધા વિના તો, દાદર ચડાયજ નહીં, એટલું અંધારૂં હોય છે. હવે નવી ઢબનાં મકાનો બંધાય છે, તેમાં દરેક માળે જાજરૂનું સુખ હોય છે, અને દાદરમાં અંધારૂં હોય ત્યાં વીજળીનો દીવો મુકેલો હોય છે, પણ ઘણા નવા મકાનોમાં પણ દીવો હોતો નથી, માટે આંધળાની માફક હાથ લંબાવીને અને ધીમે ધીમે પગ ઘસડીને દાદરમાં ચઢવું પડે છે. બધા ભાડુતો એકઠા મળીને ઘરધણીને કહે તો, તરત સુધારો થાય, પણ આગેવાન કોણ થાય ?

---

## ૮૦ મુંબાઇ ભાગ ૨.

રસ્તે ચાલતાં ગાડીઘોડાની એટલી ધમાલ થાય છે કે, જરા ચુકયા કે મૂવા ! કેટલાક ગાડીવાળા એવા હોય છે કે બુમ પાડતા નથી, અને રસ્તે ચાલનારના માથાંને ઘોડાનું મોઢું અડકવા દે છે, એટલે ચાલનારો ચોંકીને એકદમ ખસી જાય છે. અથવા ગાડીવાળા બુમ મારે છે, પણ ચાલનારો સાંભળતો નથી, અને ઘોડાનું મોઢું તેના માથાને અડકે એટલે પાછો ફરીને ગાડીવાનને કહે છે કે આંધળો થઇને હાંકે છે ? ત્યારે ગાડીવાળો કહે છે કે બ્હેરો થઇને ચાલે છે ? પછી પેલો ચાલનારો બાજુએ ખસવા જાય છે કે, સામી લાઇનમાંથી બીજી ગાડી આવતીજ હોય ! ત્યાંથી બચીને થોડે ચાલ્યા, નહીં ચાલ્યા કે, બાજુની ગલીમાંથી ભોં ભોં કરતી કે મોટર આવી. ત્યાંથી જીવ લઇને નાઠા અને થોડે ચાલ્યા કે ટ્રામ

દોડતી આવી. માટે એવા રસ્તા પરતો, ભડકેલા કે બીધેલા હોય તેમ, ચોરની માફક આમ તેમ ચોગરદમ નીઘાં રાખીનેજ, દોડતા ચાલવું પડે છે.

દૂધવાળા, શાકવાળા, હોટલવાળા, પાનવાળા, બીડીવાળા વિગેરેની દુકાનમાં તો સવારમાં અંધારામાંજ ધમાલ હોય છે. કોઈને ત્યાં મળવા જાઓ તો, તે તમારી સાથે વધારે ખોટી થશે નહીં. રસ્તે ચાલતાં કોઈ ઠેકાણે, ઓટલા પર બેસવાની ખાલી જગ્યા મળશે નહીં, કારણકે એક માણસ બેસી શકે, એટલી જગ્યા પર પણ કોઈએ દુકાન કાઢી હોય છે. ખીસા કાતરૂઓ પણ ઘણા હોય છે, માટે રસ્તે ચાલતાં જરા અસાવધ રહ્યા કે, ખીસામાંથી વસ્તુ ગઈજ સમજવી. કંચન અને કામીનીની લાલચ રાખનારાઓને, ફસાવનારા ઠગ પણ બહુ હોય છે.

અહીં ભીખારૂ તથા ફેરીયાઓ ઉપલા માલ સુધી દરેક ઓરડીએ ફરી વળે છે, અને કોઈ લુચ્ચો પણ બધે ફરે, તો તેને કોઈ પૂછતું નથી, કારણકે એ કોણ જાણે કોનું ઘર શોધતો હશે, તેની શી ખબર? એમ કરતાં કરતાં જ્યાંથી દાવ ફાવ્યો, ત્યાંથી કંઈ ઉપાડી જાય છે. બનતાં સુધી દરેક જણ, ઘાટી એટલે નોકર રાખવાની ઇચ્છા રાખે છે. માટે બૈરાંઓને સુખ છે, પણ મરદને તો સખત વૈતરાં કરવાં પડે છે. પણ પોતાના દેશમાં રળવાનું કંઈ પણ સાધન નહીં હોય તો, અહીં આવેથી ઠેકાણે તો પડે. કેટલાક તો દોરી

લોટો લઈને આવેલા, તે ગાદી તકીયાવાળા થઈ ગયા. અહીં જો તબીયત બગડે તો, થોડા દહાડા દેશમાં જવું જોઇએ. એક પૈસો ખરચવો હોય તેને માટે એક રૂપીઓ તોડતાં મન કચવાતું નથી. અહીં એક પાઇને અડધી કહે છે, દોઢ પાઈને ત્રણ દમડી, બે પઈને દુકાની, એક પૈસાને ઢીડકી, ચાર પાઇને ફદીયું, પાંચ પાઈને સવા ફદીયું, બે આનીને ચવલી અને આઠ આનીને અધેલી કહે છે. કારણ કે દખ્ખણ અને કોંકણ દેશના લોકોની વસ્તી અહીં વધારે રહેલી, અને ઘાટી ઓ પણ તેજ દેશના, એટલે મરાઠીમાં બોલવાનો ઘણો રીવાજ પડી ગયો છે. કોઈ માણુસ મુંબઈ જોવા ખાતર આવે, અને બધાં જોવાનાં સ્થળ જોઈ રહે, પછી તેને રહેવાનું ગમતું નથી. કારણ કે અહીં દેશના જેટલી મોકળાશ નહીં અને નવરાશ પણ નહીં.

અહીં સાધારણ કમાનાર માણુસને માટે કહેવાય છે કે, મુંબાઈની કમાણી મુંબાઈમાંજ સમાણી. વૈદ ડાક્ટરના પૈસા તો લગભગ રોજજ ખરચવાના હોય છે. જો તમે તમારૂં ગુજરાન તમારા દેશમાં ચલાવી શકતા હો, * અને તમારા દેશનો માણુસ મુંબાઈમાં એક વરસ નોકરી કરીને, ચાર દહાડા રજા લઈને કંઈ કામ સર દેશમાં આવ્યો હોય, ને ઈસ્કી બાલ હોળી, નવાં કપડાં પહેરી, સેંન્ટ નાંખેલો રૂમાલ ગજવામાં નાંખી, ઘડીયાલનો અછોડો લટકાવી દેશમાં ફરતો હોય, તો તે જોઈને તમે લલચાઈ જઇને મુંબઈનો

વિચાર કરતા નહીં. કારણ કે મુંબાઈમાં તો એ માણસ મેલા કપડાં પહેરીને, સવારના સાતથી તે રાતના નવ દસ વાગતા સુધી નોકરી કરીને, જેમ તેમ પોતાના ખરચ જોગું કમાતે હોય, પણ દેશમાં ભપકો બતાવવાની ખાતરજ, એક નવુ ધોતીયું, જાકીટ, ગીલીટનો અછોડો, સેંન્ટના નમુનાની છ પૈસા વાળી સુગંધીદાર શીશી વિગેરે લઇને, દેશમાં આવીને લોકોની જોડે ઠાઠમાં મોટી મોટી વાતો કરે, કે હમારે ત્યાં વરસ દહાડે પચીસ લાખનો વેપાર છે, ઘર અને ઓફીસ મળીને સો તો નોકરો છે, વાડીયો છે, બંગલાઓ છે, વિગેરે પણ આ બધું કંઇ પોતાનું છે? એતો એવા શેઠને ત્યાં વૈતરૂં કરવાની નોકરી પર છે. માટેજ કહ્યું છે કે

સપત હોય તો ઘર ભલો,
વિપત્ત ભલો પરદેશ.

સડક પર અને ઘણાં ઘરોમાં ગેસના દીવા હતા, એટલે ચાંપ ફેરવીને દીવાસળી ધરી કે, ભડભડ કરતો કે દીવો થાય. હમણાં લગભગ બધેથી ગેસના દીવા નીકળી ગયા છે, અને વીજળીના દીવા થયા છે, એટલે બટન દબાવ્યું કે દીવો થાય છે, તેને દીવાસળી ધરવાની જરૂર નથી તમારા ગામમાં દીવાળી પર જેટલા દીવા થતા હશે, તેના કરતાં દસ ગણા દીવાની લાઈટ અહીં હમેશાંજ હોય છે. એકેક દુકાન પર સો સો પચાસ પચાસ દીવા પણ હોય છે. પણ કેટલીક વાર વીજળીના કારખાનામાં કંઇ બગાડો થાય છે, ત્યારે

કેટલાક મહોલ્લાઓના ઘરોમાં, એકદમ દીવા હોલવાઈ જાય છે, અને દસ વીસ મીનીટ અંધારૂ ઘોર થઈ જાય છે, અને દરેક જણ મીણબત્તી અથવા ઘાસતેલના ફાનસો શોધવાની દોડા દોડ કરે છે, ત્યારે ઘણી રમુજ આવે છે. કારણ કે મીણબત્તી કે ફાનસનાં ઠેકાણાંજ હોતાં નથી. આવી રીતે કોઈ વાર પાણીના નળ એકદમ બંધ થઈ જાય છે, ત્યારે લોકોને ઘણીજ હાડમારી વેઠવી પડે છે. મોટા બીલડીંગોમાં સંચાથી ઉંચકઈ જાય એવી એક ઓરડી બનાવેલી હોય છે, તેમાં ચાર પાંચ માણસ બેસી શકે છે, અને જેટલામે માળે જવું હોય, તેટલામે માળે દાદરે ચઢયા વગર જઈ શકાય છે. આ ઓરડીને લીફટ કહે છે.

---

## ૮૧ દાંત

કુદરતે મોઢામાં દાંતની રચના કરી છે, તે બહુજ વિચાર કરીને કરી છે. કેટલીક વાર આપણે એમ કહેવું પડે છે કે, દાંત સમાન સુખ નથી, અને કેટલીકવાર કહેવું પડે છે કે દાંત સમાન દુઃખ નથી. દાંત તો આવતાંએ દુઃખ દે છે અને જતાંએ દુઃખ દે છે. નાનાં છોકરાંઓને દાંત ફુટવાની તૈયારી થાય છે, ત્યારથીજ તેઓ માંદાં પડવાં માંડે છે. તેમાં ઘણે ભાગે તો ઝાડાનુંજ દરદ થાય છે, એટલે છોકરૂં હાડપીંજર જેવું થઈ જાય છે, અને દાંત ફુટી રહે છે ત્યારેજ સુધરવા માંડે છે. પણ દાંત આવે ત્યાં સુધીમાં તો, બચ્ચું હેરાન હેરાન

થઈ જાય છે, અને માબાપને પણ લ્હાઈની તાળી પોકારવી પડે છે.

તેજ પ્રમાણે મોટપણમાં એક દાંત હાલવા માંડયો કે દરદ થવા માંડે છે, અને જમતી વખતે તથા બોલતી વખતે મહા પીડા પડે છે. મજબૂત દાંત હોય તે, પચાસ વરસની ઉમર થયા પછી પડવા માંડે, પણ હાલના સમયમાં તો જુવાનીયાઓ બોખા થઈ જાય છે. બોખા થાય તેની તો કદાચ અડચણ નહીં, કારણ કે બનાવટી ચોકઠાંઓ મ્હોંમાં ગોઠવાય છે; પણ બોખા થતા સુધીમાં, હાલતા દાંતના દરદ તો, જેણે અનુભવ્યાં હોય તેજ જાણે. પાણી સરખું પણ પીવાય નહીં, એવાં દરદ પણ થાય છે. અને દાંત વારાફરતી પડવા માંડે છે, એટલે ખોરાક ચાવ્યા વગર પેટમાં ઉતારવો પડે છે, તે પચતો નથી અને તેમાંથી સેંકડો જાતનાં દરદ થાય છે. માટે દાંતની સંભાળ પહેલી લેવી જોઈએ; તરત ડાકટરની દવા કરવી જોઈએ. કારણ કે એક દાંત હાલીને પીડા આપી આપીને પડી ગયો કે, તેની આસપાસના બીજા બે દાંતનો ટેકો ગયો, એટલે તે પણ હાલવા માંડવાના. માટે દાંત હાલવા માંડયો કે તરત તેને સોનાના તારથી બંધાવીને મજબૂત કરાવી લેવો જોઈએ. પણ એ કામ માટે કોઈ અણઘડને ત્યાં જવું નહીં, પણ એ કામના અનુભવી અને જાણકાર પાસેજ જવું, નહીં તો ઓડનું ચોડ વેતરાઈ જશે.

અજાણ્યાં મંજનો વાપરતા નહીં. બાવળ, લીમડો, વડવાઈ, રતનજોત વિગેરેનાં દાતણ ચાવવાં ઘણાં ફાયદાકારક છે. સાથે

બ્રશ પણ વાપરવામાં આવે તો હરેક વકાસો બરાબર સાફ થઈ શકે, પણ નવાં બ્રશને ઉકળતા પાણીમાં બરાબર ધોઇને પછીજ ઉપયોગમાં લેવાં. દાતણ એક ઠેકાણે બેસીને કરવું, અને મોંમાં દાતણનો કુચડો રાખીને, બીજું કંઈ કામ કરવું નહીં. શાસ્ત્રમાં પણ મના કીધેલી છે, અને વ્યવહારીક રીતે પણ, મ્હોંમાં દાતણ હોય તે વખતે, કંઈ ચીજનો હડસેલો દાતણને વાગે તો ગળામાં નુકસાન થાય. અને ડોશી શાસ્ત્રમાં તો એમ પણ છે કે " દાતણ કરતાં ફેરાફરે તેને નામે કીડા મરે." દાતણ કરતી વખતે જો ચાલે, તો હજારો જીવ માર્યાનું પાપ છે. કાળી માટી પલાળીને દાંત પર તથા પીઢીયાં પર લગાડીને મ્હોં ગળતું મૂકવું, અથવા એરંડીયું એટલે દીવેલ ચોપડવું, અથવા ઘેર મંજન બનાવી મૂકવું. કપુર, કાથો, એલચી, જીરૂ, બાવળની છાલ, માયુ, સફેદો વિગેરે નાંખીને મંજન બનાવવું રોજ એ મંજન કરવાથી ઘણો સારો ફાયદો થાય છે કઈ નહીં તો શેકેલું મીઠું ( નીમક ) અને જીરૂ ખાંડીને ભરી મૂકવું, અને રોજ તેનું મંજન કરવું. એકલા મીઠાના કોગળા કરવા પણ સારા છે.

જે બાળકો મ્હોંમાં હાથનો અંગુઠો અથવા લાકડાનું કે રબરનુ રકમડું કે ગોટી રાખી મૂકે, તેના દાંત વાંકા ચૂંકા ઉગે છે, માટે માબાપે આ વાત પર ખાસ ધ્યાન આપવું. કોઇ પણ રીતે દાંતને ટકાવી રાખવાની જરૂર છે, કારણ કે મુખ્ય આધાર જ એના પર છે. દાંત વગર ખોરાક શી રીતે

ચવાય ? અને ચવાયા વગર રસ થઈને પચે પણ કેવી રીતે ? માટે દાંતમાં જરા પણ ખામી માલમ પડે કે તરત તેનો ઈલાજ કરવો, અને દાંત હાલે કે તરત તેને તારથી મજબૂત કરાવી દેવો. વિલાયતના લોકો આપણી પેઠે બરાબર દાંત સાફ કરતા નથી. ત્યાંના મોટા ડાકટરે માણસોના દાંત તપાસીને કહ્યું છે કે "દર ૧૦૦ માણસે ૮૭ માણસના દાંત સડેલા અને બગડેલા છે, માટે માણસોએ બરાબર દાતણ કરવું જોઈએ, અને પુષ્કળ શાકભાજી અને ફળ ખાવાં જોઈએ, અને દાંતમાં દરદ માલમ પડે કે તરત દવા કરવી જોઈએ, કારણ કે દાંત એ શરીરના દરવાજાનો રખેવાળ છે; તે રખેવાળની બરદાસ નહીં રાખવામાં આવે, તો ઘણા શત્રુઓ અંદર જઈને તોફાન મચાવશે."

## ૮૨ કેટલીક નાની કુટેવો.

કેટલાક માણસોને વાત કરતી વખતે, જાત જાતના ચેન ચાળા કરવાની ટેવ હોય છે, તેથી સાંભળનારને કંટાળો આવે છે. તેમાંના થોડાક નમુના નીચે પ્રમાણે છે.

વાત કરતાં કરતાં કાનમાં આંગળી ઘાલીને, મેલ કાઢીને જોઈને ફેંકી દેવો, નાકમાં આંગળી ઘાલ્યા કરવી, અથવા ગુંગા કાઢવા અને બાલ તોડવા, દાંતમાં આંગળી ઘાલીને નખ કાપવા, આંખમાંથી ચીપડા કાઢીને જોઈને ફેંકી દેવા, માથું ખજવાળ્યા કરવું, ટોપી ઉતારીને સુંઘવી, જાંગમાં ખજવાળતા

જવું, કેડે દરાજ થઇ હોય તેને ખજવાળતા જવું, હાથ પર ફોલ્લીઓ થઇ હોય તેને દબાવીને રસી કાઢવી, હાકથુ હાકથુ કરીને થુકતાં જવું, બેઠા બેઠા વાત કરતા હોય તો, સામાની જાંગ પર થબડાક મારતા જવી, રૂમાલનો છેડો મોંમા નાંખતા જવું, તપખીર સુંઘીને રૂમાલમાં નાક નસીંગવું, ઉઘાડે શરીરે હોય તો, શરીર પરના મેલના ગરીડા કાઢતા જવા, સામાના કોટનાં બટન ખોલતાં જવાં અને બીડતાં જવાં, દાંત ખોતરવા, ખભા ઉંચકયા કરવા, ડોકી હુલાવ્યા કરવી, વિગેરે વિગેરે એવી ખરાબ ટેવો પડી ગઈ હોય છે કે, પોતાને તે વાતનું ભાન હોતું નથી, પણ સામાને કંટાળો આવે છે ને ચીતળી ચઢે છે. આ વાંચતાંજ તમને ચીતળી ચઢે છે, તો આવું માણસ તમારી સાથે વાત કરતું હોય, ત્યારે કેટલો કંટાળો આવે ? માટે આમાંની કોઈ અથવા એ શિવાયની બીજી કુટેવ, તમારામાં હોય તો તે છોડવાનો પ્રયત્ન કરજો.

---

## ૮૩ આંચળી.

કેટલાક માણસોને એવી ટેવ હોય છે કે, વાત કરતી વખતે ઘડી ઘડી અમૂક એક શબ્દ, કે બે ચાર શબ્દ બોલ્યાજ કરે છે. ત્યારે લોકો કહેશે કે એને તો એવુ બોલવાની આંચળી (કુટેવ) પડી ગઈ છે. આથી સામા માણસને વાત સાંભળતાં કંટાળો આવે છે. માટે જો તમને આવું બોલવાની ટેવ પડી હોય, તો તેની બારીક તપાસ કરજો, અથવા તમને

સમજણ નહીં પડે તો તમારા દોસ્તદારને પૂછી જોજો, એટલે તે તમને કહેશે. કારણકે પોતાની ભૂલ પોતાને માલમ પડતી નથી. એ આંચળી કેવી હોય છે તેના થોડાક નમુના આપીએ છીએ.

કોઈ માણસ વાત કરતાં કરતાં એમજ કહયા કરશે કે, શું સમજ્યા ? વળી કોઈ તો નીચે લખેલામાંના ગમે તે શબ્દો વાપરે છે. છે કેની, છે તે કેની, છે તે, મકુંજે, કેમ બોલ્યા નહીં ? કેમ બોલતા નથી ? ભાઈને કહું, ભાઈને કહું કે, શું કહુંછ ? તમને કહું કે, વિગેરે શબ્દો બોલીને વાતને કંટાળારૂપ બનાવે છે. કેટલાક લોકો તો અઘરા અને લાંબા શબ્દો બોલ્યા કરે છે, તેથી તેમને પોતાને કંટાળો કેમ નથી આવતો, એ અજાયબ જેવી વાત છે ! એક જણ એવી રીતે વાત કરતા કે મુંબાઈમાં તો વ્યવસ્થા, એક મહીનો રહીએ વ્યવસ્થા, તોપણ વ્યવસ્થા, પૂરૂં તો વ્યવસ્થા, નહીંજ જોવાય. આવી રીતે "વ્યવસ્થા" શબ્દ ઘડી ઘડી વાપરવાની ટેવ હતી, અને આ શબ્દ બીજા કોઈએ બોલવો હોય તો, એકદમ બોલી પણ ન શકાય એવો જોડાક્ષરવાળો અઘરો છે. આવી કુટેવો પડવાનું કારણ એ છે કે, વાત કરતી વખતે હવે શું કહેવું તે એકદમ યાદ ન આવે તો, ગમે તે એક શબ્દ વચ્ચે ગોઠવી દે છે, અને તેટલા વખતમાં, પોતાને જે કહેવું હોય, તે યાદ કરી લે છે. કોઈ વડીલ તેને ટોકતું નથી, 'એટલે પેલો શબ્દ બોલવાની ટેવજ પડી જાય છે. માટે તમે બોલો છો તેમાં કોઈપણ શબ્દ વારે ઘડી આવ્યા કરે છે કે

કેમ, તેની ચોક્કસ તપાસ રાખજો. વળી એકનું જોઈને બીજાને બોલવાનું મન થાય છે, અને તેથી પણ એ ટેવ લોકોમાં ફેલાતી જાય છે. વળી આવી આંચળીવાળાના ચાળા પાડવાથી પણ પોતાને ટેવ પડી જાય છે, માટે તેથી ચેતતા રહેવું.

---

## ૮૪ એકાંત ભાગ ૧

કોઈ કામ નવું આરંભવા માટે વિચાર કરવો હોય, અથવા કોઈ વેપાર ધંધાની બાબતમાં ગુંચ ઉકેલવાની હોય, અથવા કંઈ મોઢે ગોખવાનું હોય તો, એકાંત જગામાં બેસીને તે કામ જલદીથી કરી શકાય છે, કારણ કે ત્યાં કંઈ બીજી ખલેલ આવી પડવાની નથી. પ્રભુ ભકિત પણ એકાંતમાંજ સારી રીતે થઇ શકે છે, યોગ સાધવો હોય તેપણ એકાંતમાં જ સધાય છે, અને જંત્રમંત્રના જાપ જપવા હોય તે પણ એકાંતમાંજ થઇ શકે છે. માટે એકાંત ઘણું ઉપયોગી છે. પણ કુદરતે પોતાની રચનામાં સુખ દુઃખનાં જોડકાં બનાવેલાં છે. તે પ્રમાણે એકાંતમાં સુખ છે, તેમજ દુઃખ પણ છે.

ઘણીવાર કેદમાં જઈ આવેલા અઠંગ ચોરને, સરકાર કેટલીક વાર એવી પણ શિક્ષા કરે છે કે, અમુક મહીના એને અંધારી એકાંત ઓરડીમાં પૂરી મૂકવો. આ શિક્ષા સખત મજુરી કરતાં પણ ઘણી કઠણ છે. કંઈ પણ કામ વગર,

બેસી કે સુઇ રહેવું, અથવા નાની સરખી ઓરડીમાં આંટા માર્યા કરવા, એતો ઘણુંજ અઘરૂં છે. દુષ્ટો પોતાનાં પાપ કર્મો કરવા માટે એકાંતજ પસંદ કરે છે. અને એ એકાંત બૂરૂં છે.

---

## ૮૫ એકાંત ભાગ ૨

મહા સમર્થ મુની વ્યાસજીએ એક પુસ્તક લખ્યું, અને જૈમીની નામનો પોતાનો એક વિદ્વાન ચેલો, જે યોગ વિદ્યામાં અને બ્રહ્મચર્ય પાળવામાં કુશળ હતો અને જે નજીકના જંગલમાં એક પર્ણકુટીમાં રહેતો હતો, તેના પર આ પુસ્તક વાંચી જોવા માટે મોકલ્યું, અને કહાવ્યું કે એમાં કંઈ સુધારો કરવા જેવુ લાગે તેની સૂચના કરવી. ચેલાએ આખું પુસ્તક વાંચ્યું અને ગુરૂ પાસે ગયો, અને કહ્યું કે ગુરૂજી! પુસ્તક બહુ સારૂં લખાયું છે, એકજ ઠેકાણે સુધારો કરવાની જરૂર છે. એક ઠેકાણે તમે લખ્યું છે કે “ ગમે તેવા સમર્થ જોગીએ પણ સ્ત્રી સાથે એકાંતમાં રહેવું નહીં.” પણ મહારાજ મારા ધ્યાનથી એમાં ભૂલ થાય છે. ગૃહસ્થી અથવા ઉપલકીયા સાધુ માટે તો એ લખાણ ઠીક છે, પણ જે ખરો યોગી હોય, તેને તો એકાંતમાં ગમે તેવી સુંદર સ્ત્રી મળે, તોપણ તે કદી ભ્રષ્ટ થશે નહીં. ગુરૂએ કહ્યું કે ઠીક! એટલા શબ્દો પર હરતાલ ફેરવી દઇશું. ( હરતાલ ચોપડવાથી અક્ષર ઉડી જાય છે. )

આઠેક દિવસ પછી ગુરૂએ પોતાની વિદ્યાના બળથી, ઝુંપડી આગળ વરસાદ વરસાવ્યો, અને એક કારમી કન્યા ત્યાં ઉભી કીધી. ચેલો લલચાયો, પણ પછી કન્યાને બદલે ગુરૂને જોઇને શરમીંદો થઇ નીચું જોઇ રહ્યા. તેને ગુરૂએ કહ્યું કે આ પુસ્તક લાવ્યો છું, તેમાં પેલા શબ્દો પર હરતાલ ફેરવી દે. ચેલો તો સડકજ થયો, એટલે જવાબ શું આપે? પછી ગુરૂએ કહ્યું કે એમાં શરમાવાનું કારણ નથી. આ વરસાદની અને સ્ત્રીની રચના મેંજ કરી હતી. એતો તને બતાવી આપ્યું કે, એકાંતમાં તો યોગીઓને પણ સ્ત્રીઓ છળી શકે છે. ચેલાએ કહ્યું કે મહારાજ પુસ્તકમાં આપે લખેલું છે તે અક્ષરે અક્ષર સત્ય છે.

બાપ અને ઉમર લાયક થયલી દીકરીએ અથવા ભાઇ બહેને અથવા સસરો અને દીકરાની વહુએ, એકલા એકાંતમાં બેસીને વાતો કરવા માટે શાસ્ત્રોએ મના કીધેલી છે, તે ખાસ કારણ વગર તો નહીંજ હોય. જ્યારે શાસ્ત્રના કાયદા આટલી હદ સુધી કહે છે, ત્યારે પર સ્રી અને પર પુરૂષથી તો એકાંતમાં શી રીતે રહેવાય? જ્યાં સ્રી એકલી હોય, ત્યાં પુરૂષે જરા પણ થોભવું નહીં, અને જ્યાં પુરૂષ એકલો હોય ત્યાં, પર સ્રીએ તેની સાથે વાત કરવા થોભવું નહીં.

બાદશાહ અને બીરબલની વાતમાં આપણે વાંચીએ છીયે કે, બાદશાહે બીરબલને "એકાંત"નો અર્થ પૂછયો. બીરબલને સૂઝ ન પડી માટે, એની છોકરી યુકિત કરીને બાપ

સાથે એકાંતમાં રહે છે. કેટલીક વાર પછી બીરબલને મોહ થાય છે. તેજ વખતે છોકરી ગેબ થઇ જાય છે, અને પોતાને બદલે દાસીને હાજર કરે છે, અને બીરબલ શરમાય છે. છોકરી કહે છે કે "એકાંત" આવી ખરાબ ચીજ છે, તે બાદશાહને સમજાવજો—માટે જયાં કોઈનો ભય લાગે એવું નહીં હોય, ત્યાં આગળ પારકા સ્ત્રી પુરૂષોએ ત્રીજા કોઈને પણ રાખ્યા વગર રહેવું નહીં.

---

## ૮૬ ઘર.

ઘર બાંધવા માટે હમે કેટલીક સૂચના લખીએ છીએ, તે મોટા બીલ્ડીંગો કે બંગલાઓ માટે નથી, પણ સાધારણ માણસનાં નાનાં ઘરો માટે છે. કારણ કે મોટાં મકાનોના માલીકો તો, દરેક જાતની સગવડવાળાં અને ઈજનેરની સલાહ પ્રમાણેનાં મકાનો બંધાવવાનાજ, એટલે તેમાં તો કંઇ કહેવાનું હોયજ નહીં.

તમે જો ઘર બંધાવવા નીકળો તો, તમારા ગજજર અને મીસ્રીને પૂછીને નક્કી કરજો કે, તમે ધારો છો તેવું ઘર બાંધતાં આસરે કેટલા રૂપીઆ લાગશે. તે લોકો એમ કહે કે બે હજાર રૂપીઆ લાગશે, તો તમારે ત્રણ હજારની ત્રેવડ રાખી મૂકવી. તે એમ કહેશે કે દસ હજારથી વધારે લાગશે નહીં, તો તમારે બાર હજારની ગોઠવણ રાખીજ મૂકવી, નહીં તો અધવચ તમારી ફજેતી લુટાશે. પાયો પૂરવામાં કસર કરશો

નહીં. એક માળનું ઘર બંધાવવાનું હોય, તોપણ પાયો તો એવી રીતનો નાંખજો કે, જાણે બે માળ બાંધવા હોય. બે દુકાને ફરીને ભાવતાલની ચોકસાઇ કર્યા વગર માલ લેશો નહીં. ઘરના આગલા ભાગમાં ખુલ્લો કંમ્પાઉન્ડ રહે તો રાખજો, અને નહીં તો પાછલા ભાગમાં ખુલ્લો વાડો રાખજો. ઘરની ઉભેણી ઉંચી રખાવજો. ભોંય તળીયેથી કામ મજબૂત લેતા જજો, એટલે કોઈવાર એક માળ વધારવો હોય તો ફીકર નહીં. એકજ માળ બંધાવો, પણ સારો અને સગવડવાળો બંધાવો. તકલેદી બીજો માળ બંધાવશો તો તે નકામું છે, અને કદાચ બીજો માળ અરધો બંધાયા પછી, પૈસાની તંગીને લીધે કામ બંધ કરવું પડશે.

પાણીનો નળ હોય છતાં, કુવો ટાંકુ હોય તો તે રાખી મૂકવાં સારાં છે. બારી બારણાં બંધ કીધા પછી ઘરમાં ઉજાસ આવવા માટે, તેના પર જાળીયાં રખાવજો. બનતા સુધી રસોડું જૂદું રખાવજો, અને ચૂલા પર ધૂમાડીયું રખાવજો, કે તેમાં થઈને ધૂમાડો બહાર ચાલ્યો જાય. ચૂલા ઉપર દીવાલમાં કબાટ કે ભંડારીયું જડાવશો નહીં, કારણકે તેમાં મરી મસાલા મૂકવાની ટેવ પડશે, અને કોઈ વાર ચૂલા પર તલની પેણી ચઢાવી હશે, અને તે વખતે ઉભા થઈને અથવા બેઠાં બેઠાં કબાટમાંથી કંઈ લેતાં મૂકતાં, શીશો કે ડાબડો ખળખળતા તેલમાં પડશે, તો રાંધનાર દાઝી જશે, અથવા દેવતાની ઝાળ પર લૂગડાંનો છેડો પડશે તો સળગી ઉઠશે.

જમીનમાં ભેજ નહીં હોય તો મટોડાની અને છાણના લીપણની જમીન સારી છે, કારણ કે પથરા કે લાદી હશે, તો શિયાળા ચોમાસામાં તમારા પગને થંડાજ લાગ્યા કરશે. એ તો મોટા બંગલાઓમાં સારા, કારણ કે ત્યાં તો તેના ઉપર સાદડીઓ શેત્રંજીઓ અને ગાલીચાઓ બીછાવવામાં આવે છે, અને બૂટ કે સપાટ પહેરીને ચાલવાનું હોય છે. દરેક ઓરડામાં પાણીનો નીકાલ તો રાખજોજ ! પછી તેનો ઉપયોગ કરવો કે નહીં, તે તો વખત પ્રમાણે વાત. ઘરમાં મંદવાડ આવે ત્યારે એની જરૂર માલમ પડે છે. નાની સરખી પણ એક અગાશી હોય તો સારૂં.

જેટલું કામ થાય તેટલું ચોકસજ કરતા જજો, કારણ કે તમે પાંચ હજાર ખરચશો, પણ પરચુરણ બસો રૂપીઆનું કામ રહી જશે. બારણાને આલદ્રાપ કે કડાં કે સાંકળ કે કબાટનાં બારણાં કે ખીંટી કે પાણીઆરૂં કે નળ કે એવું કંઈ જુજ કામ રહી જશે, તો દસ વરસે પણ થવાનું નથી. એને બદલે અંદરના એક ઓરડાને છોલાણું કરવાનું બાકી રાખ્યું હોય તો ચાલે. ધાર્યા કરતાં ઘણા રૂપીઆ કે ઘણા દહાડા થઈ જાય, એટલે તમને કંટાળો આવશે, અને એમજ કહેશો કે, હવે તો કોઈપણ રીતે કડીયા સુથાર અને મજુરને ઘરમાંથી કાઢો. પણ કડીયા સુથાર વચ્ચે વચ્ચે, એવું અધુરૂં કામ મૂકીને આગળ દોડયા હશે કે, તે કામ પૂરૂં થયાં વગર ઘર દીપશેજ નહીં. જે માણસે ઘર બંધાવેલા હોય તેની સલાહ

લેજો, કારણ કે તે અનુભવ લઈને ઘડાયલો હશે. ઘર બંધાઈ રહ્યા પછી વાસ્તુ કરીને, કારીગર તથા મજુરોને ખુશ કરજો, એટલે તે લોકો એવી દુવા દેશે કે ભગવાન કરેને આ શેઠ કમાય, અને બીજું ઘર બંધાવે તો, આપણે પાછા અહીં કામ પર આવીએ. બને તો એક ભોંયરૂ અને દીવાલમાં તથા કબાટમાં છુપાં ખાનાં પણ રખાવજો, કે આફત વખતે કામ આવે. દાદર નીચે ભંડારીયું રખાવો તો તેમાં ઘાસતેલ કે ફાનસો કદી મૂકશો નહીં, કારણ કે તે સળગી ઉઠશે તો તરતજ દાદર પકડશે.

---

## ૮૭ કપડાં લત્તાં.

દરેક જણે સ્વચ્છ કપડાં પહેરવાં જોઈએ. ફાટેલું હોય તે સાંધીને પહેરવામાં એબ નથી, પણ મેલું તો નજ પહેરવું. દરેક જણે પોતાની ગુંજાસ પ્રમાણે અને પોતાના ધંધાને બંધ બેસતાં, અને શોભતાંજ કપડાં પહેરવાં જોઈએ. જેણે પલાંઠો મારીને બેસીને દૂધ કે બરફી કે પાન કે શાક વેચવાનું હોય, તેને કોટ પાટલુન પહેરવાનું પરવડે નહીં. ડાકટરના કંમ્પાઉંડરો, રેલ્વેના ગાર્ડો, મીલમાં સાંચાઓ આગળ કામ કરનારા અને ફરીને તપાસ કરનારાઓ, ધોતીયુ અંગરખો પહેરીને, ખાંધે પીછોડી નાંખે તો નહીં ચાલે, તેમણે તો કોટ પાટલુનજ પહેરવાં જોઇએ.

દરેક માણુસને એવી ઇચ્છા હોય છે કે, મેં કપડાં પહેર્યાં છે, તે જોઇને બધા મારાં વખાણ કરે તો સારૂં. પોતે છ આના વાળી નવી ટોપી લાવ્યો હોય, તે પહેરીને વરઘોડામાં જાય, તેને કોઇ પૂછે કે કેમ નવી ટોપી લીધી કે શું ? કેટલાની આવી ? એવું એવું પૂછે ત્યારે તેને આનંદ થાય છે. કેટલાકને એવી ટેવ હોય છે કે પોતે પાંચ રૂપીએ વારનાં કાપડનો નવો ડગલો પહેર્યો હોય, તે વખતે કોઇ દોસ્તદાર મળે તો, તેને પૂછે છે કે આ કપડું શું ભાવનું ધારો છો ? પેલો કહે કે મને તો એમાં સમજણ નહીં પડે, છતાં પણ તેને આગ્રહ કરીને પૂછવાથી પેલો કહેશે કે, આઠેક રૂપીએ વારનું છે ? ત્યારે પૂછનાર માણુસ રાજી થઇને કહે છે કે, છે તો એટલાજ ભાવનું, પણ મારે તો કાપડીયો પીછાનવાળો, માટે પાંચનો ભાવ લીધો. પણ જો પેલો એમ કહે કે ત્રણેક રૂપીએ વાર હશે, તો પૂછનાર માણુસ તરતજ તેના પર ગુસ્સે થઈને કહે છે કે, " ચાલો અપાવો છો ? લીધા સો તાકા. " પણ આપણી મન પસંદગીનું લેવું અને બે દુકાને ફરીને લેવું. પછી બીજાને પૂછવું શા માટે કે આ કાપડ કેવું છે ? એનો શું ભાવ ધારો છો ?

જેમાં ઓછું કપડું ખપે, એવાંજ કપડાં બનતાં સુધી પહેરવાં. બહુ તંગ કપડાં તથા બૂટ પહેરવાં નહીં. બહાર જતી વખતે ખીંટી પરથી કપડાં લઇને, પહેલ વહેલાં તેને ખંખેરીને બરાબર તપાસજો, કારણ કે કેટલીક વાર તેમાં

જીવડાં ભરાઈ બેઠેલાં હોય છે. બૂટ પણ ખંખેરીનેજ પહેરવા. કારણ કે વીંછી કે એવું જીવડું પોતાનું ઘર સમજીને તેમાં ભરાઈ બેસે છે. છત્રી લો તો તેને પણ ઉઘાડી જોઈને પછીજ બગલમાં મારજો. આ વાત લખ્યા પછી છાપવા માટે છાપખાનામાં આપ્યા પહેલાં, હમારા નજીકના મહોલ્લામાં એવો બનાવ બન્યો, કે એક જણે ત્રણસોએક રૂપીઆ પોતાના ડગલાના ખીસામાં મૂકી, ડગલો ખીંટી પર ભેરવી મૂકયો. પછી જમીને બહાર જતી વખતે ડગલો પહેરી દીધો, અને બે ત્રણ ઠેકાણે કામ હતું ત્યાં જઇ આવ્યા પછી એક લોખંન વાળાની દુકાને આપવા માટે ગજવામાંથી રૂપીઆ કાઢવા માંડયા. એટલે ગજવામાંથી સાપનું ગુંછળું નીકળીને જમીન પર પડયું, અને તેટલામાં પેલા માણસની દાઢી પર ડંખ માર્યો; પણ ઝેરી ડંખ નહોતો. એક ગજવામાં રૂપીઆનો ભાર હતો, અને બીજા ગજવામાં સાપ ભરાયો, એટલે ડગલો પહેરતાં વજન લાગ્યું તે રૂપીઆનુંજ હશે એમ લાગેલું.

હાલમાં એવી ફેશન છે કે ઉનાળાની મોસમમાં પણ ગરમ ડગલા પહેરે છે, પણ તે સારૂં નથી. બનતાં સુધી સફેદ વસ્ત્ર પહેરવાં, એટલે જરા મેલાં થાય કે ધોવરાવવાનું તમને મનજ થાય. સફેદ અને પીળો રંગ આપણા શરીરને ફાયદો કરતા છે. અને જો મેલ ખાઉ કપડાં સીવડાવો તો, થોડે થોડે દહાડે તેને ધોવરાવ્યાં કરજોજ. ગાંધીજી સફેદ ખાદી પહેરવાનું કહે છે તેમાં ઘણા ઘણા મુદ્દાઓ છે. જો

તમને ખમીસ પર છુટો કોલર પહેરવાનો શોખ હોય તો, બહુ સખત કોલર પહેરશો નહીં. તમારે ઘણી વાર સામા માણસ પાસે બટનનું કોલર ભીડાવવું પડશે, અને એવી રીતે બટન ભીડાવતાં ગળું દબઈ જવાથી કેટલાકના પ્રાણ પણ નીકળી ગયા છે.

બ્રાહ્મણ તથા બીજી ઉંચ કોમોમાં, રાંધતી વખતે બૈરાંઓ ન્હાઈ ધોઈને રેશમી અથવા શણનાં લૂગડાં પહેરે છે. એમાં જે ફાયદાઓ છે તેમાંનો મુખ્ય તો એજ કે, એ કપડાંને જરા ઝાળ લાગે તો તુરત ચૂણવાઈ જાય છે, પણ સુતરાઉ કપડાંની પેઠે સળગી ઉઠતાં નથી.

---

## ૮૮ બળતણ.

રાંધવા માટે બળતણ તરીકે લાકડાં તથા રાની કોયલા, તથા ગેસ, તથા વીજળી, તથા ઘાસતેલ વિગેરે ખપમાં લેવાય છે. લાકડાંમાં ખેર તથા બાવળનાં લાકડાં સારા પડે છે. અને એનાથી રાંધવું હોય ત્યારે, લાકડાં સંકોર્યા કે વધારે તાપ, અને ખેંચી લીધા કે ઓછો તાપ, એ રીતે જોઈએ તેવું કામ થાય છે. પણ એમાં એટલું દુઃખ છે કે એનો ધૂમાડો ઘરમાં પસરી જઈ, ઘર કાળું કરી મૂકે છે, અને આંખમાં પેસીને પાણી ટપકાવે છે. માટે એને વાસતે અલાયદું રસોડું હોય, અને તેના પર ધૂમાડીયું હોય તો ફાવે. ધૂમાડો કેટલાક જંતુઓનો નાશ

કરે છે, અને કેટલાક રોગને ફાયદો કરે છે, એમ પણ છે. પહેલાં તો દીવેલમાં કાકડી બોળીને, તેનાથી ચૂલો ચેતાવતા હતા, પણ હવે તો ઘાસતેલ રેડીને દીવાસળી ધરી, કે ભપ દઈને ભડકો થઈ જાય છે. પણ એ ભડકામાંથી ધૂમાડો નીકળીને આંખને નુકસાન કરે છે, અને જરા મોટી ઉમર થઇ કે, મોતીયાનું પાણી ઉતરે છે તેનો કોઈ વિચારજ કરતું નથી.

રાની કોલસા ઘણી જાતના આવે છે, તેમાં જો બાવળ કે ખેરના હોય તોજ બરાબર ચેતે છે. તાપ વધારવો હોય તો એકદમ વધતો નથી, કારણ કે તેમાં નવા કોલસા ઉમેરો, તે ચેતે ત્યારે પૂરો તાપ થાય. તાપ ઘટાડવો હોય તો પણ મુશ્કેલી. કારણ કે સગડીમાંથી થોડા કોયલા કાઢી નાંખો તોજ તાપ ઓછો થાય. માટે એને સારૂ ઢીકરાનું એક વાસણ રાખવું જોઇએ, કે દેવતા કાઢી નાંખવો હોય, તે તેમાં નાંખીને ઉપર ઢાંકણું ઢાંકવું, એટલે એની મેળે થોડી વારે હોલવાઇ જશે. અને ખપ પડે ત્યારે તેજ કોલસા લેવા, એટલે તરત સળગી જશે. એક સુખ એ છે કે એનો ધૂમાડો નથી, ખરચમાં બચાવો થાય છે, અને રાંધનારની આંખને નુકસાન કરતું નથી.

ગેસના ચૂલા પર રસોઇ બહુ જલદી થાય છે, અને વીજળીના ચૂલાથી તો તેનાથી પણ જલદી થાય છે. જ્યારે ઉતાવળનું કામ હોય, ત્યારે, એ ચૂલા ઘણા ઉપયોગી છે.

પણ ખરૂં પૂછો તો, જે ચીજ ધીમે તાપે રંધાઈને તૈયાર થાય છે, તેમાં જે મીઠાશ અને ગુણ છે, તે એકદમ રંધાયલી ચીજમાં નથી. અને ભૂલ્યા ચૂકયા કે, નુકસાન થવાનો સંભવ તો ખરો!

સાધારણ માણસ ગેસ કે વીજળી વાપરી શકે નહીં, અને તે બધે ગામ હોય પણ નહીં. તે લોકોને ઉતાવળથી ચ્હા કાફી કે રસોઇ કરવી હોય તો "સ્ટવ" નામથી ઓળખાતા રાંધવાના ચૂલા સારા પડે છે. તેમાં ઘાસતેલ પૂરવામાં આવે છે, અને તે ઘાસતેલ તપાવવાને, પહેલાં સ્પીરીટમાં બોળેલા કાકડાને સળગાવીને, તેનો તાપ આપવો પડે છે. કામ તો જલદી થાય છે, પણ એમાં એટલું જોખમ છે કે, જો ચૂકયા તો મૂવા છૂટયા! કોઈવાર વધારે પમ્પ થઇ જવાથી ફાટી જાય છે, કોઇવાર જરા જરા ભડકો થઇને, ઓચિંતો મોટો ભડકો થઇ જાય છે, અને કોઇ વાર એનો છેદ ધૂમાડાથી થોડો પૂરાઇ ગયો હોય, ત્યારે ચેતતોજ નથી, અને ઘડી ઘડી સ્પીરીટમા બોળીને કાકડા ધરવા પડે છે. આમ થવાથી અંદરથી તો ઘાસતેલ તપી રહયું હોય છે, પણ તેને બહાર નીકળવાનો માર્ગ મળતો નથી. આ વખતે નીચું ડોકું કરીને તેનો છેદ શોધીને, તેમાં પીન એટલે ટાંકણી ઘોંચવામાં આવે છે; ડોકું છેક સ્ટવની નજીક હોય, અને હાથેથી પેલા છેદમાં પીન કરતાં, છેદ એકદમ ખુલ્લો થઇને જોસમાં ગેસ નીકળે છે, તેના ભડકાની જવાળા સુરૂ રૂ રૂ

કરતી કે મોઢા પરજ આવે છે, આખું મોઢું સળગાવી મૂકે છે, અને મરણ નીપજાવે છે. આવા સ્ટવથી દાઝેલાની હકીકતો, છાપાઓમાંતો ઘણી વાર આવે છે. સ્ટવની સાથે જેને કામ પડયું તેણે તો ચેતતાજ રહેવું. લાકડાં બાળવાના ચૂલાને હંમેશાં પોંજીને પછીજ સળગાવવો. લાકડાં કોલસા ખંખેરીને પછીજ ચૂલામાં મૂકવાં, અને ચૂલા પર એક ચંદરવો બાંધવો, કે ઉપરથી કોઈ જીવજંતુ ચૂલામાં કે રસોઈમાં પડે નહીં.

---

## ૮૯ દીવો.

એરીંડીયાનો એટલે દીવેલનો દીવો આંખને થંડક આપનારો છે. કોપરેલનો દીવો પણ એવોજ છે, અને પ્રકાશમાં દીવેલ કરતા વધે છે જે લોકોએ દીવા પાસે બેસીને કામ કરવાનુ છે, તેમણે તો આ દીવાથીજ કામ લેવું.

ઘાસતેલના દીવાનું અજવાળું વધારે પડે છે, પણ તે દીવો આંખને ગરમ પડે છે. જો ઘાસતેલનો દીવો વાપરવો હોય, તો ઉંચી જાતના મોઢીયાવાળો દીવો વાપરવો, કે જેમાંથી ધૂમાડો બીલકુલ નીકળે નહીં, અને અજવાળું વધારે આપે. જો તમારે તે દીવા પાસે બેસીને કામ કરવું હોય, તો તમારી બાજુમાં જરા પાછળથી દીવો રહે, અને તમારે વાંચવું હોય તે ચોપડીપર, અથવા તમારે જે કામ કરવું હોય તે કામપર, તેનો પ્રકાશ પડે એવી રીતે રાખજો. કદાચ તમારી સામે દીવો મૂકવો પડે તો, તેના પર એક લીલા રંગનું ટબ ઢાંકજો

એટલે તમારી આંખ પર અંધારૂં રહે, અને કામપરજ અજવાળું પડે. ટીનના ખડીયા અથવા શીશીમાં ઘાસતેલ પૂરી, તેના પર તકલેદી મોઢીયાં બેસાડી, તેમાં દીવેટ મૂકીને સળગાવે છે, તેમાંથી ધૂમાડાના ગોટેગોટ નીકળે છે. એ ધૂમાડા આંખને મગજને અને છાતીને નુકસાન કરે છે. માટે ધૂમાડો નીકળતો દેખાય તે દીવો કામનો નથી. અને હડસેલો વાગીને ઢોળાય તો, તરત આગ લગાડી મૂકે છે.

ગેસની બત્તીઓનો ઉજાસ ઘણોજ સારો, અને તે ચેતાવવાની કડાકુટ પણ નહીં. અને વીજળીનો વળી એનાથીએ ચઢી જાય. એક બટન દબાવ્યું કે, આખા ઘરમાં સોપચાસ દીવા એકી સાથે ચેતી જાય. પણ આ સુખ સાથે જોખમ તો છેજ. કોઈ વાર બગડે છે ત્યારે આગ લગાડી મૂકે છે, અથવા એકજ આચકામાં માણસનો જાન લઈ નાંખે છે. માટે એવા દીવા જેના ઘરમાં હોય, તેણે સાવચેતી રાખવાની ખાસ જરૂર છે. જરાક કાંઈ બગડેલું માલમ પડે કે તરત સુધરાવી લેવું, એમાં આળસ કરવું નહીં. અને નાદાન છોકરાંઓ એનાથી દૂરજ રહે, એવો કુરપ બેસાડી મૂકવો.

---

## ૯૦ શું સમજ્યા ?

### સ્થળ-સુરત શહેર । એક મહોલ્લો.

**રસીકલાલ**--કેમ મીસ્ટર કંચનલાલ ? કાલે કંઈ કલબમાં જણાયા નહિં ? હરીદાસ બુવા દીનાનાથનું હરીકીર્તન હતું, તેજ

દીવસે નહિં ? કાલે તો બુવાએ કમાલ કરી હો! આવોની આ ઓટલાપર જરા બેસીએ.

(ઓટલાપર બેસે છે)

**કંચનલાલ**—ભાઈ! ખરૂં પુછો તો કલબમાં આવવાનો તો નક્કી વિચાર હતો, શું સમજ્યા? પણ તમારાં નવાં ભાભી કહે કે, જોડેવાળા વિમળા બેનના ત્યાંના બધા નાટકમાં જવાના છે, તે આપણે પણ સાથે સાથે જોઈ આવીએ. શું સમજ્યા? મેં કહ્યું કે આપણે શનીવારે નાટકમાં જઈશું, શું સમજ્યા? પણ એ પણ તમારાંજ ભાભી કેની? કંઈ માને એવાં હતાં? શું સમજ્યા? આખરે નાટકમાંજ જવું પડયું. શું સમજ્યા?

**રસીકલાલ**—નાટક કેમ છે? આપણી સુરતની પ્રજામાંથી માન ખાટી જશે કે નહીં?

**કંચનલાલ**—ખેલ તો ઘણો સારો છે, એકટરો પણ સારા, શું સમજ્યા? સીન સીનેરી પણ સારા, પ્લૉટ પણ ઘણોજ સારો, શું સમજ્યા? તેમાં એક એકટરે તો —— અ ર ર ર ર ર! ઉં હું હું હું હું................ઉં.

**રસીકલાલ**—કેમ! શું થયું? જીભ બીભ કચડાઈ ગઈ? કે પેટમાં દુઃખી આવ્યું?

**કંચનલાલ**—નારે યાર! વાત કરતાં કરતાં દાંત ઠોકરાયો, તે મારો તો પ્રાણુજ ગયો! શું સમજ્યા? આજે વરસ દહાડો થયાં પીડા ભોગવું છું, શું સમજ્યા? પહેલાં એક દાંત હાલવા

માંડયો, પછી બીજો અને પછી ત્રીજો હાલ્યો. શું સમજ્યા? તેમાં એક તો પડી પણ ગયો. ખાતાં વાત કરતાં પાણી પીતાં બહુ સંભાળું છું. શું સમજ્યા? તોપણ કોઈ કોઈ વાર ઠોકર લાગે છે ત્યારે દમ કાઢી નાંખે છે. શું સમજ્યા? ઘણા લોકો કહે છે કે હાલતા દાંતો પડાવી નાંખો, પણ આપણે તો બીકણ રહ્યા. શું સમજ્યા? બકરૂં કાઢતાં ઉંટ પેસી જાય, આંખ બાંખને નુકસાન કરે તો શું કરીએ? દવા કરી કરીને પણ થાકયો. શું સમજ્યા? હવે તો કંઈ મુંબાઈ જઈએ, ને તપાસ કરીએ ત્યારે. શું સમજ્યા?

**રસીકલાલ**—મુંબઈ ગયા વગર સુરતમાંજ ઈલાજ થાય તો કેમ? પણ પેલું તમે શું કહેતા હતા? એક એકટરે તો....

**કંચનલાલ**—હા! એક એકટરે તો હદજ વાળી. શું સમજ્યા? એક ગાયનપર પાંચ સાત વખત વન્સ મોર, અને હસાવી હસાવીને પેટ દુઃખવી નાંખ્યું. શું સમજ્યા. પણ તમે સુરતમાંજ ઈલાજનું શું કહો છો?

**રસીકલાલ**—બીજું કંઈજ નહીં. સહેલોને સટ ઈલાજ. પાણીની ભીંત આગળ સોની ફળીયામાં સુરજરામ હરીશંકર દાંત બાંધનારનું ઘર છે, ત્યાં જઈને માસ્તર ઠાકોરલાલ સુરજરામ પાસે, તારથી દાંત બંધાવી દો કે બધું દુઃખ મટી જશે, અને દાંત મજબૂત થઈ જશે. આ તમારો એક દાંત પડી ગયો છે તેપણ પાછો બાંધી આપશે, અને એ દાંત ખોવાઈ ગયો હશે

તો નવો મૂકી આપશે. જમના વેણીના અખાડામાં કુસ્તી લડતાં એક પહેલવાનના બે દાંત હાલી ગયા હતા. પણ તારથી બંધાવી દીધા, કે જેવા હતા તેવા થઈ ગયા અને દરદ પણ જાણે હતુંજ નહીં!

**કુંચનલાલ**—ત્યારે તો કાલેજ વાત! શું સમજ્યા? કાલે કોરટમાં જવું છે, તે સોની ફળીયામાં થઈનેજ જવાય છે, અને એ માસ્તરને પણ ઓળખું છું, શું સમજ્યા? પણ દાંત બાંધવાનું પણ કરે છે તે તો મારી ખ્યાલમાં નહીં. શું સમજ્યા?

**રસીકલાલ**—દાંત બાંધવાનો ધંધો તો એમની ત્રણ પેઢીથી છે. એ ગામ ગયા હોય ત્યારે એમના ભાઈ પરભુરામ બાંધે છે. અરે! એમના છોકરા રામલાલે પણ અત્યારથીજ શીખવા માંડયું છે.

**કુંચનલાલ**—ઠીક ત્યારે તો રજા લઈશ. સાહેબજી. શું સમજ્યા? અરે! પણ! જરાક ઉભા રહો. એક વાત પૂછું. શું સમજ્યા? મારા ઘરમાંથી ઘણીવાર કહયા કરે છે કે, આજે તો મારા દાંતમાં કળતર થાય છે, અને આજે તો મારા અવાળુ ચઢયા છે. શું સમજ્યા? તો તેનો ઇલાજ ત્યાંથી નીકળશે?

**રસીકલાલ**—તેને માટે તો એ લોકો પાસે ઘણુંજ ઉત્તમ મંજન છે. દાંત કળતા હોય, લોહી અથવા પરૂ પડતું

હોય, દાંત પર છારી બાઝી હોય, મ્હોં વાસ મારતું હોય, વગેરે તમામ દરદોને દૂર કરે છે. મારા :દાંતપર પણ આવી પડી હતી, પણ આપણે તો તરતજ એ મંજનનો ઉપયોગ કીધો તો બચ્યા છીયે. નહીં તો કયારનાએ બોખલીદાસ થઈ ગયા હોત.

**કંચનલાલ**—ઠીક! ત્યારે તો અમારા બંન્નેનું કામ થયું. શું સમજ્યા? તસ્દી માફ કરજો.

**રસીકલાલ**—ભાઈ! એ કેસ કંઈ માફ થાય એવો નથી. તમે જેટલી વાર શું સમજ્યા, શું સમજ્યા બોલ્યા, તેટલીવાર મારી જાંગપર તમે થબડાકો મારતા ગયા, તે જુવો? જાંગ લાલ લાલ થઈ ગઈ છે ને ચમચમે છે.

**કંચનલાલ**—હવે જાણ્યું તારૂં ડહાપણ. તું તો હમેશનો બટક્ બોલોજ રહ્યો. સાંજે બાગમાં મળજે. શું સમજ્યા?

**રસીકલાલ**—ઑલ રાઇટ, બધું સમજ્યા. સાહેબજી. પણ અલ્યા ઓ! કંચન! એક વાત કહેવાની રહી ગઈ. માસ્તરની પાસે "માસ્તર પીલ્સ" નામની તાકાતની ગોળીઓ મળે છે તે લેતો આવજે. તું ને ચંપુભાભી થોડા દિવસ જરૂર ખાઓ.

( બંન્ને છુટા પડે છે )

## ૯૧ ખોરાક.

તંદુરસ્તી જાળવવા માટે ખોરાકના નિયમો પાળવાની ખાસ જરૂર છે, કારણુ કે એક તંદુરસ્તી હજાર ન્યામત. દરેક માણુસે એક વાત યાદ રાખવી કે "ખોરાકને ખાતર જીંદગી નથી, પણ જીંદગીને ખાતર ખોરાક છે." એટલે કે આપણે કંઈ ખાવાને માટેજ જન્મ્યા નથી. માટે ખોરાક એવી રીતે ખાવો કે જીંદગી ટકી રહે. બહુ વધારે ખાવું નહિ, તેમ બહુ ઓછું પણ ખાવું નહિ. કહેવત છે કે ઉંઘ ને આહાર વધાર્યા વધે છે, અને ઘટાડયા ઘટે છે, માટે તેને હદમાંજ રાખવાં. રસોઈ થાય કે તરત જમવા બેસી જવું, જમવામાં ઉતાવળ કરવી નહિં, દરેક કોળીયો બત્રીસ વખત ચાવવાનો કહયો છે, તેને બદલે પાંચ દસ વાર પણ ચાવવો જોઈએ. મોઢાની અંદરનો સેલીવા નામનો રસ, ખોરાક સાથે મિશ્ર થયા પછી ખોરાક પેટમાં જાય, તો તે જલદી પચી જાય છે. માટે બરાબર ચાવીને તે રસ મિશ્ર કરવો જોઈએ. ઘણે ભાગે તો મોઢું બંધ રાખીનેજ ખોરાક ચાવવો, પણ મોઢું પહોળું કરીને ચાવવો પડે તો મોંમાંથી બચ બચ અવાજ નિકળવો જોઇએ નહિં.

હાથ અને મોઢું દાઝે એવો ખોરાક ખાવો નહિં, તેમજ આઈસક્રીમ વિગેરે બહુ થંડી ચીજો પણ ઘણી ખાવી નહીં. કારણુ કે એમ કરવાથી દાંતને તો પહેલુંજ નુકસાન કરે છે. બનતા સુધી શાક ભાજી ઓછાં ખાવાં, અને તે પણ બરાબર

બફાયા પછીજ ખાવાં, અધકચરાં રંધાયેલાં ખાવાં નહીં. અર્ધું જમ્યાં પછી પાણી પીવું, અને પછી બીજું અરધું જમવું. કારણ કે જમ્યા પછી છેલ્લું પાણી પીવું એ ઝેર બરાબર છે. એકજ ભાણામાં એક કરતાં વધારે માણસે જમવા બેસવું નહિં, કારણ કે કોઈ ગંદાના દાંત પર બહુ પુગ ચઢી હોય, કોઈનું નાક ટપકતું હોય, કોઇના હાથ પર ખસની ફોલ્લીઓ થઈ હોય તેમાંથી રસી નીકળતી હોય, અને એવા માણસો એકજ વાડકામાંથી કઢી કે દાળના ફડકા મારે, રાઈતું કે ચટણી વીગેરે ચાટતા જાય, તો ખોરાકમાં ખરાબ વસ્તુઓનો ભેળ થઈ, બીજાના પેટમાં જઈને નુકસાન કરે છે.

એક શેરની ભૂખ હોય તો અર્ધો શેર ખોરાક ખાવો, પાશેર ખોરાક જેટલી જગા પાણીથી ભરવી, અને પાશેર ખોરાકની જગા હવાને છૂટથી આવવા જવા માટે ખાલી રાખવી. જે માણસ આવા નિયમથી જમે છે, તે કોઈ દિવસ માંદો પડતો નથી. ન્યાતમાં જમવા જાઓ ત્યારે, ઘેર રોજ ખોરાક લેતા હો, તેથી ઓછું ખાજો, કારણ કે ન્યાતનો ખોરાક ભારી હોય છે. તેલ મરચું હીંગ આમલી ઓછાં ખવાય તેટલાં સારાં, અને વિદ્યાર્થીઓએ તો આ વાતપર ચોક્કસ ધ્યાન આપવું. જેને ભણતી વખતે બરાબર યાદ નહીં રહેતું હોય તેને માંટે, એક ઠેકાણે સરસ્વતી ચૂર્ણનો પાઠ લખેલો છે તે નીચે પ્રમાણે છે.

## સરસ્વતી ચૂર્ણ.

ઉપાય { ગોળ અઘાડો વાવડીંગ, સંખાવળી વજ સુંઠ
વિદ્યાબ્રામી શતાવરી, ગાના ઘીમાં ઘુંટ.

વિધિ { ઉઠી પ્રભાતે જે ગળે, એ ગોળી નિત્ય એક
મટે શરીરે શીથીળતા, વિદ્યા ચઢે વિશેષ

પરેજ { હિંગ મરી ને ટોપરૂં, સોપારી ને તેલ
જો વિદ્યાનો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ.

સેવન { દુધ શાકર ને એળચી, વરીયાળી ને દ્રાખ
જો વિદ્યાનો ખપ કરે, તો પાંચે વસ્તુ રાખ.

દીવા પહેલાં વાળુ કરવાની ટેવ રાખજો, અને ચોમાસામાં તો સાંજે સમૂળગું વાળુ નહીં કરો તોપણ સારૂં છે. આખા દીવસમાં આચર કુચર ખાશો નહિ. દિવસમાં બે ત્રણ વાર ખોરાક લેતા હો, તે નિયમ સર લયા કરજો. નવી મોસમમાં જે નવાં ફ્રુટ (ફળ) આવે, તે સારાં પાકેલાં હોય તે, એક વખત પણ ખાવાં. મોઢામાં પીઢીયાંમાંથી લોહી નીકળતું હોય તો તે પણ, તાજાં ફળો ખાવાથી બંધ થઈ જાય છે. ગળપણમાં ખાંડને બદલે ગોળ વપરાય તો વધારે સારૂં. નાનાં બાળકોને ગરચી ગરચીને ખવડાવશો નહીં. છોકરાંને કોઈ ચીજ નહીં ભાવતી હોય, તે જુલમ કરીને

ખાવાની ટેવ પાડશો નહીં. એને ભાવે તેજ ખાવા દેજો, કારણ કે મોટાં થશે એટલે બધુંજ ખાતાં થશે. નુકસાન કરતી વસ્તુ ન ખાય તે ધ્યાનમાં રાખવું. ભાવતી વસ્તુ ખાવાથી મોંમાં લાળ તરત ઉત્પન્ન થાય છે, અને તેથી ખોરાક પાચન થઈ જાય છે. પણ નહીં ભાવતી વસ્તુ મરજી ઉપરાંત ખાવાથી, લાળ ઉત્પન્ન થતી નથી અને તે ખોરાક પચતો નથી. રોટલી કે ભાખરી કે રોટલો, ગમે તેટલા જાડા હોય તેની ફીકર નહીં, પણ બરોબર શેકાયલા હોવા જોઈએ. કહ્યું છે કે--

ભોંય પથારી જે કરે, લોઢી ઢેબર ખાય;
તુંબે પાણી જે પીયે, તે ઘેર વૈદ ન જાય.
ઓકી દાતણ જે કરે, નરણા હરડે ખાય;
દુધે વાળુ જે કરે, તે ઘેર વૈદ ન જાય.

---

## ૯૨ પાણી.

દિવસમાં જ્યારે જ્યારે પાણીની તરસ લાગે, ત્યારે ત્યારે પાણી પીવામાં હરકત નથી. તબીયત બગડેલી હોય અને સોસ પડતો હોય, ત્યારે ઠાકરી છમકારેલું પાણી પીવું, એટલે કે નળીયાંનો કે ઈંટનો કટકો દેવતામાં મૂકી લાલ ચોળ કરીને પાણીના વાસણમાં મૂકી દેવો, અને પછી કાઢી લઈ તે પાણી પીવામાં લયા કરવું. ચાલીને આવ્યા હો અને

થાકયા હો તો તરત પાણી પીવું નહીં, પણ પાંચ દસ મીનીટ થોભીને પીવું. પાણી ઉભા ઉભા પીવું નહીં પણ બેસીનેજ પીવું. થંડા પાણીથી ન્હાઈને તરત ઉનો ખોરાક ખાવો નહિં, અને ઉના પાણીથી ન્હાઈને તરત થંડો ખોરાક ખાવો નહિં.

બ્હારગામ ગયા હો, અને ત્યાંના પાણી નુકસાનકારક ગણાતા હોય, તો પાણી ઉકાળીને બરાબર ગાળીને પછી પીવું. રાત્રે ભરી મૂકેલા પાણીને બરાબર સવારે તપાસી જોવું, અને તેનાપર ચીકણા લાલ લીલા રંગ દેખાય, તો તે ઉપરનો ભાગ ફેંકી દઈને પછી પાણી પીવું. મોઢે વાસણ અડકાડયા વગર, ઉંચેથી ધાર કરીને પાણી પીતાં આવડતું હોય તો સારૂં છે. કોઈને ઘેર જાઓ અને તમને પાણી આપે તો, તે પાણીના વાસણમાં બરાબર જોજો, કે કંઈ કચરો કે જીવાત તો નથી? અને કચરો હોય કે ન હોય તોપણ, એક ચાંગળા જેટલું તો, ઉપરનું પાણી ફેંકીજ દેવું, કારણ કે હલકો કચરો અને ચીકાસવાળી ચીજ, ઉપર તરી આવે છે.

રાત્રે સૂતી વખતે ત્રાંબાના લોટામાં પાણી ભરીને ઢાંકી મૂકવું, પછી સવારમાં પાંચેક વાગે ઉઠીને, તે પાણી પી જવું અને પાછું સૂઈ જવું. આમ કરવાથી પેટ સાફ આવે છે, કેટલાંક દરદો મટે છે, પ્લેગના જંતુ દૂર થાય છે, અને તંદુરસ્તી સારી રહે છે. નાક વાટે પાણી પીવાથી ફાયદો થાય છે, પણ પીતાં શીખી લેવું જોઈએ. હાથી નાક વડે પાણી

પીયે છે, માટે તેનામાં આટલી બધી તાકાત છે. એમ કહેવાય છે કે દરેક માણસે પાણી જેવા થવું જોઈએ. કારણ કે પાણી તેરા રંગ કેસા ? તો કહે જીસમે મીલાવે એસા. પાણીનો રંગ નિર્મળ છે પણ લાલ શીશામાં ભરીએ તો લાલ દેખાય છે, અને જેવા રંગના શીશામાં ભરીએ તેવા રંગનું દેખાય છે. તેજ પ્રમાણે માણસે પણ જ્યાં જ્યાં જેવા જેવા મંડળમાં જવું પડે, ત્યાં ત્યાં તેવા થઈને રહેવાની ટેવ પાડવી.

પાણીનો દવા તરીકે પણ ઉપયોગ થાય છે. ખુલ્લા બ્લુ (ભૂરા) રંગના શીશામાં સાદું પાણી ભરીને સવારે તડકામાં મૂકવું, પછી સાંજે તડકો ગયા પહેલાં શીશો ઘરમાં લઈ લેવો. આ પાણી દવા તરીકે તૈયાર થયું. જો શરીરમાં જરા ગરમી રહ્યા કરતી હોય, માથું દુખ્યા કરતું હોય, ચકરી આવ્યા કરતી હોય, તો આમાંથી નવટાંક પાણી પી જવું. એવી રીતે દિવસમાં બે ત્રણ ડોઝ લેવા. પ્લેગના દિવસમાં સવાર સાંજ આ પાણીનો ડોઝ લેવાથી પ્લેગ લાગતો નથી. કુતરાએ ઝેર ખાધું હોય તો, એ પાણી પીવાથી ઝેર ઉતરેલું, એમ પણ એક જણે અનુભવ લીધેલો. આ પ્રમાણે લાલ લીલા પીળા શીશામાં પાણી તૈયાર કરી રાખ્યું હોય તો, શરદીવાળાને લાલ પાણી, દસ્ત લાવવો હોય તો પીળું પાણી, અને ગરમી વાળાને લીલા શીશામાંનું પાણી અપાય છે. રંગ રસાયન વિદ્યા નામની નાની સરખી ચોપડી આવે છે, તે લાવીને આવા પાણીના શીશા તૈયાર રાખીને, તે ચોપડીમાં જોઈને

જ્યારે ખપ પડે ત્યારે, તે પાણીનો ઉપયોગ કરવાથી ઘણો ફાયદો થશે. મફતની દવા છે. અહીં એનું આખું બ્યાન લખવાની જગા નથી.

કેટલાક લોકો રોજ પાણીને ઉકાળીને પીએ છે, તે સલાહકારક નથી. કારણ કે પાણીમાંનો એક અમૃત જેવો પદાર્થ બળી જાય છે. પાણીમાં બેચાર કાચા કોલસા નાંખ્યા હોય તો, કચરો કે નાની જીવાત તેમાં ચૂસાઈ જાય છે, અને પાણી સ્વચ્છ થાય છે. નિર્મળી નામનું પીળાસ પડતું મણકા જેવું એક જાતનું બી આવે છે, તે ગાંધીની દુકાને મળે છે, તેને ઘસીને તે ઘસારો પાણીમાં નાખ્યો હોય તો, બે ત્રણ કલાકમાં પાણી ચોખ્ખું નિર્મળ થાય છે. ફટકડીનો ભૂકો નાંખ્યાથી પણ સ્વચ્છ થાય છે. કુવાના પાણી બગડયાં હોય તો "પોટાશ પર મૅંગેનીઝ" નામની અંગ્રેજી દવા કાંકરી જેવી આવે છે, તે થોડી કુવામાં નાંખવી, એટલે પાણી જરા ગુલાબી રંગનું થશે. બીજે દિવસે થોડું પાણી બહાર કાઢી નાંખવું, એટલે કુવામાંથી જીવાત જતી રહી હશે, અને પાણી ચોખ્ખું થયું હશે. તાવમાં કોલન વોટરનાં પોતાં મૂકે છે, તેને બદલે સુખડનું ચંદન પાણીમાં નાંખીને તેનાં પોતાં પણ મુકાય છે, અને સુખડ પણ નહીં હોય તો, ટાંકાના પાણીનાં પોતાં પણ મુકાય છે.

---

## ૯૩ ચાલવું.

દરેક માણસે શરીરને કસરત આપવાની ખાસ જરૂર છે. જેને ઘણી વાર બેઠા બેઠાજ કામ કરવાનું છે, અને આખા દિવસમાં જેના શરીરને કસરત મળતી નહીં હોય, તેણે સવારમાં અથવા સાંજરે, અખાડે જઇને અથવા કોઈ મેદાનમાં જઈને, કે ઘરમાંજ કોઈ રીતની કસરત કરવી જોઈએ. કસરતો ઘણી જાતની થાય છે, તેમાં ચાલવાની કસરત સૌથી ઉત્તમ ગણેલી છે. સવારમાં અથવા સાંજરે કોઈ નદી કે દરિઆ કિનારે કે ખુલ્લા મેદાનમાં, ઓછામાં ઓછું ચારેક માઇલ પણ ચાલવામા આવે, તો લોહી ફરતું થાય છે, શરીરમાનું ઝેર નીકળી જાય છે, અને ચોખ્ખી હવા શરીરમાં દાખલ થાય છે.

કેવી રીતે ચાલવું તેને માટે જુદા જુદા માણસોએ, જુદા જુદા વિચારો બતાવેલા છે. હમને તો ચાલવાની ઉત્તમ રીત એજ દેખાય છે કે, ચાલતી વખતે બહુ ઝડપથી નહીં ચાલવું, તેમજ બહુ ધીમેથી નહીં ચાલવુ, પણ સાધારણ ચાલેથી ચાલવુ કે જેથી હાંફી જવાય નહીં છાતી અગાડી ઝુકાવીને ચાલવું, કોઇ દિવસ પણ કમરમાંથી વાંકા વળીને ચાલવું નહી. થોડા દિવસ તમે ખુંધા ચાલશો તો બરડાનુ હાડકું એ પ્રમાણે વળવા માંડશે. પછી તમે સીધા ચાલવાનો પ્રયત્ન કરશો તો દુખાવો થશે. માટે હમેશાં સીધા, છાતી આગળ રાખીનેજ ચાલવું, એટલે શ્વાસ લેવાની નળી ખુલ્લી રહે, અને છૂટથી હવા આવ જા કરી શકે.

ચાલતી વખતે પગલાં નિયમીતજ ઉપાડયા કરવાં, અને તે શીખવા માટે, લશકરની ટૂકડી ચાલતી હોય, તેને જોઈને શીખી લેવું. ચાલતી વખતે બન્ને હાથ પંખાની માફક વારા ફરતી આગળ પાછળ જવા જોઈએ. જમણો હાથ આગળ આવે ત્યારે ડાબો હાથ પાછળ જાય, અને ડાબો હાથ આગળ આવે ત્યારે જમણો હાથ પાછળ જાય, એવી રીતે ચાલવું. જેને હમેશાં ચાલવાની ટેવ હશે તેને પેટ સાફ આવશે, ખાધું પાચન થશે, શરીર છૂટું રહેશે, રાત્રે નિંદ્રા સારી આવશે, અને મગજ ચોખ્ખું રહેશે. એક અંગ્રેજી કવિતામાં એવું લખેલું છે કે, "સેંકડો વરસ પરના આપણા પૂર્વજો, ખુલ્લાં મેદાનોમાં વેતરાં કરીને પોતાનો ખોરાક મેળવતા હતા, ત્યારે તે લોકોનું આયુષ્ય ઘણું મોટું હતું." "પણ હવે આપણી કાયા બેઠેલ થઈ ગઈ, એટલે આપણી ઉમર પણ ટૂંકી થઈ ગઈ છે; જંગલોમાં ફરીને કુદરતી, વગર પૈસાની દવા લેવાની મૂકીને, શા માટે પૈસા ખરચીને, ડાકટરની દવાના, ઉલટી થાય એવા ઘૂંટડા પીવા? ડાહ્યા માણસો તો તંદુરસ્તી જાળવવા માટે કસરત પરજ આધાર રાખે છે, કારણ કે પરમેશ્વરનું બનાવેલું કામ બગડે તો, પરમેશ્વરજ સુધારી શકે છે, એમાં માનવી જાતનું ચલણ નથીજ" માટે દરેક માણસે હંમેશાં ચાલવાની ટેવ રાખવી.

---

## ૯૪ ઉંઘવું.

ઉંઘ એટલે એક જાતનો વિશ્રામ—આખો દિવસ કામ કરીને થાકેલો માણુસ રાત્રે નિંદ્રા લે, એટલે બધો થાક ઉતરી જાય છે. જેને રાત્રે નિરાંતે ઉંઘ આવે તેની તંદુરસ્તી સારી રહે છે. ઉંઘવાથી ખાધેલું પાચન થઇ જાય છે. જો ઉંઘવાનું ન કર્યું હોત, તો દુનિયા રહીજ નહીં હોત. ગમે તેવો ગદ્ધા વૈતરૂં કરવાવાળો વેપારી કે કારીગર હુશે. તે પણ રાત્રે તો ઉંઘીને આરામ લેવાનોજ. કોઈ નોકરનો અથવા જાનવરનો શેઠ, ગમે તેવો જુલમગાર હુશે, છતાં પણ રાત્રે તેને ઉંઘવાનો તો વખત આપશેજ. ઉંઘવામાં દુનિયાદારીની બધી જંજાળો ભૂલી જવાય છે, અને જો સારૂં સ્વપ્નું આવ્યું, તો ઉંઘમાં પણ આનંદ થાય છે.

પણ ઉંઘને નિયમમાં રાખતા શીખવું જોઈએ. જો ઉંઘના તાબામાં થઈ ગયા તો ભોગજ લાગ્યા. નાનાં બાળકો જેમ વધારે ઉંઘે તેમ સારૂં છે. મોટા માણુસને માટે તો સાત કે આઠ કલાક ઉંઘ બસ છે. રાત્રે નવ વાગે સૂઈને સવારે ચાર પાંચ વાગતે ઉઠવાની ટેવ પાડવાથી, શરીરમાં સ્પુરતી સારી રહે છે અને બુદ્ધિ તિવ્ર થાય છે. જો કોઈવાર ઉજાગરો કરવો પડે તો, રાત્રે બાર વાગતા સુધીજ જાગતા રહેજો. કારણ કે તે પછીથી સવારે ચાર વાગતા સુધીનો ઉજાગરો નુકસાન કરે છે.

તમે રાત્રે જાગી ઉઠો તો ખોંખારો કરજો, અથવા મોટેથી ભગવત સ્મરણુના બેચાર શબ્દ બોલજો, એટલે

કોઈ ચોર ઘરમાં પેઠો હોય તો ચાલ્યો જાય. સવારમાં વહેલા ઉઠવું એ ઘણું અઘરૂં છે, પણ ઉઠયા પછી બહુ આનંદ થાય છે. તડકો ઉગ્યા પછી તો કોઈ દહાડો પથારીમાં પડી રહેવુંજ નહીં, કારણ કે તડકો ઉગ્યા પછી, પથારીમાં સુઈ રહેનારની સોડમાં જમ આળોટે છે. સૂર્યોદય થતાં સૂર્યનાં કીરણો ઘરમાં તથા શરીર પર પડવાંજ જોઈએ. આ પણ એક મફતની દવા છે, કારણ કે જેના ઘરમાં તડકો દાખલ થતો નથી, તેના ઘરમાં વૈદનાં પગલાં થાય છે.

જો સવારમાં વહેલા ન ઉઠાય તો, રાત્રે સૂતી વખતે તમારે ધારવું કે, મારે આટલે વાગે ઉઠવું છે, અથવા દીવાલ પર તમારો ઓળો દેખાય તેને કહેવું કે મને આટલે વાગે ઉઠાડજે. પછી હાથ પગ ધોઈ કોગળા કરીને ડાબે પડખે, શરીર છેક ઢીલું કરીને સુઇ જવું, અકડઇને સુવું નહીં, અને આંખ વીંચીને ભગવાનનું સ્મરણ કરવુ. પાણી પીને તરત સૂવું નહીં આ પ્રયોગ કરવાથી બેચાર દિવસમાં વહેલા ઉઠવાની ટેવ પડે છે. કેટલાક લોકો તો એવા હોય છે કે, સવારમાં જાગી ગયા પછી, પથારીમાં આળોટયાજ કરે છે. પોતે ધારે છે કે હમણા ઉઠું છું, પણ પાછાં ઝોકાં આવ્યા કરે છે, અને એક બે કલાક નીકળી જાય છે, અને પછી મોડા ઉઠયા બદલ દીલગીર થાય છે. માટે જાગૃત થયા કે તરત, પથારીમાં બેઠાજ થઇ જવુ. સવારે વહેલા ઉઠવા માટે, રાત્રે વહેલા સૂવાની ખાસ જરૂર છે. બગાસાં આવવા માંડે તો પણ વાત

કર્યાં કરતા નહીં, અથવા વાંચ્યા કરતા નહીં. કારણ કે બગાસું તે ઉંઘનો સિપાઈ છે, તે તમને ચેતાવવા આવે છે.

ઉંઘ બગાસું મોકલે, જા બગાસા તું;
તારૂં કહયું નહીં માને, તો ઢાળી પાડું હું.

તમને રાત્રે નિરાંતે ઉંઘ ન આવે, તો તેનાં કારણ શોધીને, તેમાં જે ઠેકાણે ખામી દેખાય, તે ઠેકાણે સુધારો કરજો, એમાં આળસ કરશો નહીં. જો તમારી ઉંઘ ઉડી જશે, તો તમારો આવરદા ટૂંકો થઈ જશે. મોટા મોટા રાજાઓ ફીકર ચિંતામાં પોતાની ઉંઘ ખોઇ બેઠેલા હતા, અને એવું ઈચ્છતા હતા કે, બાળક જેવી રીતે નિરાંતથી ઉંઘે છે, તેવી નિરાંતની હમને કોઈ ઉંઘ આપે, તો તેના બદલામાં આખું રાજ આપી દઈએ. ઉંઘ એવી કીંમતી વસ્તુ છે. માટે નિયમ સર તેનો ઉપયોગ કરવાની ટેવ પાડવી.

રાતે વ્હેલા જો સુવો, વ્હેલા ઉઠો વીર;
બળ બુદ્ધિ ધન બહુ વધે, સુખમાં રહે શરીર.

---

## ૯૫ હસવું.

હસ્યા તેના વસ્યા, અને રોયા તેણે ખોયા.

જે માણસોને આનંદના અને હસવાના પ્રસંગો આવતા, તે લોકોનું મગજ નિર્મળ રહેતું અને બુદ્ધિ તિવ્ર રહેતી, માટે વેપારમાં સારૂં કમાયા અને ઘરબાર વસાવ્યાં. પણ જે માણસો

દીલગીર રહેતા અને હાય હાય કર્યા કરતા, તે લોકોની બુદ્ધિ મંદ પડી જવાથી, વેપારમાં નાણાં ખોયાં અને ઘરબાર પણ હતાં તે ગુમાવ્યાં. સ્વભાવિક રીતે આપણે જોઈશું તો, જે માણસ હસમુખો છે, અને વાતે વાતે હસ્યા કરે છે, તેનું શરીર ભરાઉ અને તંદુરસ્ત હોય છે. અને જે માણસ બળીયલ હોય છે તેનું શરીર સુકલકડી જેવું હોય છે, અને રોજના માંદા જેવો હોય છે.

આખા દિવસમાં ઓછામાં ઓછો એકવાર પણ, એવો પ્રસંગ આવવો જોઈએ કે, ડુંટીમાંથી ખરેખરૂં હસવું આવે. આવું ખરી ઉર્મીનું હસવું આવે છે, ત્યારે શરીરમાંની હજારો પાંખડી ખીલી રહે છે, અને તેજ વખતે લોહી ચોખ્ખું થઈને આખા શરીરમાં ફરી વળે છે, અને તેથી રોગ પણ દૂર થાય છે. બે હોઠજ હલાવીને જરાક હસવાની ટેવથી નુકસાન થાય છે. કારણ કે એમ કરવાથી મ્હોં ઉપર ઘડપણ જેવી કરચલીઓ આવી જાય છે. માટે એવી રીતે ખડખડ.હસવું કે આંખ પણ હાલે અને ગાલ પણ ઉંચા નીચા થાય. વિલાતમાં તો એક મંડળી છે, કે જેમાં હસમુખા માણસોનેજ દાખલ કરવામાં આવે છે, અને તે મંડળીનું નામ "જૉલી કલબ" રાખેલું છે.

માટે દરેક માણસે આનંદમાં રહેવું, અને કુટુંબના માણસો સાથે હસી બોલીને વાતો કરવી. અને દિવસમાં એક વાર પણ, આનંદી દોસ્તદારોએ ભેગા મળીને, ધંધા રોજગાર શિવાયની, આનંદનીજ વાતો કરવી, કે જેમાંથી હસવાનો પ્રસંગ

આવે. હસવું એ કિમતીમાં કિમતી દવા છે. મોટા અમલદારો તથા પૈસાદારોને ઘરમાં તથા ઑફીસમાં હસવાના પ્રસંગ ભાગ્યેજ આવે છે. કારણ કે તે લોકોએ પોતાના હાથ નીચેના માણુસો સાથે બહુ ગંભીર રહેવું પડે છે. આવા લોકોએ સરખે સરખા ભેગા થવાનું એક એવું સ્થાન રાખવું જોઇએ, કે જ્યાં છૂટથી હસી બોલી શકાય.

---

## ૯૬ વાર્તા.

નવરાશના વખતમાં વાર્તાની ચોપડી વાંચવાથી, કે વાર્તા સાંભળવાથી આનંદ થાય છે.-વાર્તા કહેવાની પણ એક કળા છે. વાર્તા તો દરેક જણ કરી શકે, પણ જે વાર્તામાં સાંભળનાર ગુલતાન થઈ જાય, તેનું નામ તે વાર્તા. જો પોતાની પાસે પૈસા ન હોય પણ વાર્તા કરવાની કળા આવડતી હોય, તો જે મંડળીમાં જાય ત્યાં દરેક જણુ, આવો આવો કહીને બોલાવે. જે માણુસને વાંચતા સારૂં આવડતું હોય, તે વાર્તા બરાબર કહી શકે. કારણ કે દીલગીરીની વાત હોય, કે ઘુસ્સાની હોય કે હસવાની હોય, તે બરાબર વાંચતાં આવડતું હોય તો, વાર્તામાં પણ તે ઢબથી બોલી શકે. વાર્તા કરનારાએ વાર્તા કરતી વખતે, જેની વાત ચાલતી હોય, તે માણુસ પોતેજ છે એમ ધારીને બોલવાનું છે. ઘુસ્સાની વાત ચાલતી હોય તે વખતે, સાંભળનાર મંડળી થથરી જાય, અને દીલગીરીની વાત

આવે ત્યારે સાંભળનાર પર દીલગીરીની છાંયા પથરાઇ જાય, એવી ઢબથી વાત કરવી જોઇએ. જેમ શીરાપુરીના ભોજન સાથે અથાણાં ચટણી હોય છે, તેમ જો વચ્ચે વચ્ચે કવિત કે કવિતા કે બેચાર લીટીનું ગાયન પણ આવે, તો વાર્તામાં જુદીજ ખુબી આવે છે.

વાર્તા કરતાં શીખવું હોય તો, પહેલાં નાટકની ચોપડી વાંચતા શીખવું. પછી કોઇ કોઇ વાર ઘરમાં કે દોસ્તદારને નાટકની ચોપડી વાંચી સંભળાવવી. પછી ખાત્રી થાય કે, જ્યાં જેવા ભારથી બોલવું જોઇએ, ત્યાં તે પ્રમાણે બોલાય છે, ત્યારે ફુરસદને વખતે કોઇના મોઢા આગળ વાર્તા કરવી. વાર્તાનો શોખ દરેકને હોય છે. નાનું બાળક પણ વાર્તાનું શોખીન હોય છે, અને મોટપણે પણ વાર્તા સાંભળતાં કંટાળો આવતો નથી. જે લોકોનો વાર્તા કહેવાનો ધંધો હોય છે, તે તો નાટકના પાત્રોની માફક અભીનય સાથે વાર્તા કહે છે, એટલે કે હાથ મ્હોં અને શરીરના ચાળાઓ સાથે વાર્તા કહે છે, તેથી તે વાર્તા સરસ દીપે છે. મીર લોકોની એક જાત છે તે ઘણા વર્ષો પર હીંદુમાંથી મુસલમાન થયલા છે, તે લોકોના નામ તથા પહેરવેશ હીંદુ જેવા છે. તે લોકોનો ધંધો રાજા રજવાડાઓને વાર્તા કહીને ખુશ કરવાનો છે. માટે વાર્તા તો તે લોકોનીજ, એમ કહીએ તો ચાલે. ગ્રહસ્થી લોકો મોજની ખાતર વાર્તા કરવા બેસે, ત્યારે નાટક જેવા ચાળા કરે તો શોભે નહીં. વાર્તા કરનારમાં એ ખુબી હોવી જોઇએ કે,

સાંભળનાર માણસોને ઘણું હસવું આવે, પણ પોતે તે વખતે ન હસવું હોય તો નજ હશે, અને ત્યારેજ વાતમાં રસ રહે છે. કયે વખતે કેમ ઠાવકું મ્હોં રાખવું, તે આવડવું જોઇએ.

---

## ૯૭ દીવાળી.

દીવાળીનું પર્વ મોટું ગણાય છે, માટે એના તહેવાર વધારે દિવસ પાળવામાં આવે છે. ચોમાસામાં કપડાં લત્તામાં હવા ભરાઈ ગઈ હોય, તેથી કપડાંને દીવાળીપર તડકામાં સુકવવામાં આવે છે. પેટી પેટારા, ઘરના ખૂણા ખાંચરા પણ સાફ કરવામાં આવે છે, જાળાં ઝપટાં કાઢવામાં આવે છે, ઘરમાં ચૂનો ધોળાવવામાં આવે છે, અને ગંધકનો ધૂપ કરવો જોઇએ, તેને બદલે ઘેર ઘેર ફટાકડા ફોડવામાં આવે છે, એટલે છોકરાંઓને ગમ્મત પણ થાય પણ હવે તો દારૂખાનાની એકેકી એવી રમતો બનાવવામાં આવે છે કે, ઘણીજ કીંમતી હોય છે અને તેથી વસાવવી ભારે પડે છે. મોંઘું પડી જાય છે તેને ખાતર, તથા મોજની ખાતરના પરદેશી માલમાં લાખો રૂપીઆ ઘસડાઈ જતા બચાવવાની ખાતર, અને કેટલાક લોકો કહે છે કે, ફટાકા ફોડવાથી બારીક જીવાતની હિંસા થાય છે તેની ખાતર, હાલમાં તો ઘણે ભાગે દારૂખાના તરફ લોકોને તિરસ્કાર આવેલો છે. પણ દરેક જણે ગંધકમાં સુખડ લોબાન વિગેરે ઉમેરીને દીવાળીમાં ઘરમાં ધૂણી તો કરવી જોઇએ, એટલે ચોમાસાનો ભેજ જતો રહે.

દીવાળીમાં ચાર આઠ દહાડા કામ ધંધો છોડીને આનંદજ કરવામાં આવે છે, ઘારી ઘુઘરા સુમાળી થાપડા ખડખડીયા વિગેરે, સારાં સારાં ખાવાનાં બનાવી મૂકવામાં આવે છે. આમાં કેટલીક વસ્તુઓ તેલમાં તળીને બનાવવાનો રીવાજ હતો, તેને બદલે હવે ઘીમાં તળવામાં આવે છે. પણ જ્યાં તેલ વાપરવાનું હોય ત્યાં તેલજ વાપરવું જોઈએ. અસલ ઘી સસ્તું હતું ત્યારે પણ તેલમાં તળવાનો રીવાજ હતો, તે કંઈ કારણ વિના તો નહીંજ હોય.

દીવાળીમાં લક્ષ્મી પૂજન થાય છે, અને ચાંદી વસાવવામાં આવે છે, એટલે એ બ્હાને થોડી પણ ચાંદી ઘરમાં આવે. વેપારીઓ પોતાનાં નામાનાં ચોપડાઓ તૈયાર કરે છે, સામ સામી લેવડ દેવડના હિસાબ નક્કી કરીને, બનતાં સૂધી દેવું લ્હેણું ચૂકતે કરીને, નવા વરસથી નવી લેવડ દેવડ શરૂ કરે છે. ઘરાકોની પાસે પણ લ્હેણું નીકળતું હોય તે, દીવાળીને બ્હાને ઉઘરાણીઓ કરીને વસુલ કરે છે, અને નવા વરસથી નવું ધીરે છે. દીવાળીપર ખાસ ઓછા ભાવ કરીને જેટલો માલ નીકળે તેટલો કાઢીને, પછી નવા વરસમાં નવી ખરીદી કરે છે. અને દીવાળીને બ્હાને જેટલો બને તેટલો માલ ઓછે વત્તે પણ કાતરે, તેજ વેપારી ડાહ્યો. ઘરાકો પણ આમથી તેમથી પણ નાણાં લાવીને વેપારીઓનો હિસાબ પૂરો અથવા થોડો ઘણો પણ ચૂકવી આપે છે. એટલે નવા વરસમાં ઉધાર લેતાં અડચણ નહીં.

દીવાળી તો વાર્ષીક પરિક્ષા છે, કારણ કે એ ટાણે માલમ પડી જાય છે કે, આ માણસ ઉડાઉ છે કે હદમાં રહીને ખરચ કરવાવાળો છે. જે માણસો નીતિનો ખરચ કરતા નથી, અને હમેશાં ઉધાર લાવી લાવીને કરજનો બોજો વધાર્યા જાય છે, તેને તો દીવાળી ટાંકણે હોળીજ થઈ રહે છે. કારણ કે દરેક વેપારી એને ત્યાં, દમ બાંધીને ઉઘરાણી કરવા મંડી જાય છે. માટે સોડ પ્રમાણે સાથરો કરીને, થોડું થોડું દેવું પતાવતા જાય તો, તેને દીવાળી તે દીવાળીજ થાય.

---

## ૯૮ વાત કરનાર.

તમે કોઈ મંડળમાં વાત કરતા હો, તો તપાસતા રહેજો કે સાંભળનારને રસ પડે છે કે નહીં. કોઈ બગાસું ખાય, કોઈ આળસ મરડે, કોઈ ગુસપુસ વાતો કરે, કોઈ બીજી ત્રીજી વાતો પર ધ્યાન આપે, તો સમજજો કે તમારા લવારા પર કોઈનું ધ્યાન નથી. જે બે ત્રણ જણના સામું જોઈને તમે બોલતા હશો, તે પણ તમારી શરમને લીધેજ અંજાઈને બેઠેલા છે એમ સમજજો, અને તરત તમારી વાત બંધ કરજો. કારણકે બહુ વખત થઈ જવાથી તે લોકો કંટાળેલા છે, માટે થોડા સો મીઠા. પછી તે લોકોને બોલાવાનો વખત આપશો, એટલે બધાજ જાગૃત થઈ જશે. માટે સામાનું મન પારખવું જોઈએ અને જ્યાં જેવું શોભે તેવુંજ બોલવું જોઈએ. અને હમેશ વાત કરતી વખતે તમારે થોડું બોલીને પતાવી દેવું,

અને સામાને બોલવાનો વખત આપવો. કારણ કે સામા માણસને પણ કંઇ કહેવાનું મન હોય છે. માટે તમે વાત બંધ કરો તેની તે રાહ જોઈ રહ્યો હોય છે.

કેટલાકને એવો લવારો કરવાની ટેવ હોય છે કે, તે રસ્તામાં મળે અને તમે તેને પુછો કે કેમ આજે કંઇ બજારે મોડા મોડા? એટલે તે પોતાનું ભાષણ ચલાવશે કે, કાલે પેલા બટુક જોશીનો ભાણેજ, પેલો, એનું નામ શું તો? કાળીદાસ; ના કાળીદાસ નહીં, પેલો લાંબો તાડ જેવો, તમે પણ ઘણી વાર તેને જોયો હશે, તેનું નામ કંઈ બીજું છે, તે કાલે સાંજે આવ્યો હતો. તે કહે કે ઉધરસની દવા જોઈએ તો સગરામ પરામાં એક જણ આવેલો છે, તેને ત્યાં જશો તો આબાદ દવા મળશે. તેથી હું તો ત્યાં ગયો, પણ પાછા આવતી વખતે પેલી કઈ શેરી તો? નામ ઘણું સારૂં છે, ઝુંડાશેરી? ના ઝુંડા શેરી નહીં, આપણે મોટી સડક પરથી જતાં જમણે હાથે, બીજી ગલીમાં વળીએ, અને થોડે આગળ જઈએ ત્યાં, ધોબી શેરી? ના ધોબી શેરી નહીં. ઘણું સારૂં નામ છે તો, ત્યાં આગળ એક દેશાઈના ઘરમાં ગમ્મત ચાલતી હતી તે સાંભળવા બેઠા, તે છેક બાર વાગ્યા, અને ઘેર આવીને મોડાસુતા, તે આજે મોડું થઈ ગયું, વિગેરે વિગેરે બહુ કહી નાંખે છે. તમે તો માત્ર વિવેકની ખાતર કંઇ પુછવું જોઈએ માટે પુછયું, પણ તે તો તમારો અરધો કલાક લઈ નાંખે છે. આમાં લખ્યું છે તે કરતાં તો બહુ લંબાણ વાત કરી નાંખે છે. ઘરમાં

બેઠા બેઠા નહીં ગમવાથી, તમે બહાર ફરવા નીકળ્યા હો, તે વખતે કોઈ તમારા પીછાનવાળાએ બારીમાંથી તમને બોલાવવાથી, તમે તેના ઘરમાં જાઓ, અને ત્યાં કોઈના મંદવાડની પથારી જોઈને તેને પૂછો કે કોઇ માંદુ છે કે શું ? એટલે ફોનોગ્રાફના ભૂંગળાંની માફક, પેલો બોલવા માંડશે કે "મારો છોકરો ઇશ્વર માંદો છે, નાનો હતો ત્યારે આપણે એને બાબુ કહેતા હતા તે, પંદરેક દહાડાપર ઉજાણીયે ગયલો ત્યાંથી માંદો થઈને આવ્યો હતો. હમે તો પહેલેથીજ કહ્યું હતું કે એવી ઉજાણીઓમાં જવાની કંઈ જરૂર નથી. પણ આજ કાલના છોકરા કોઇનું માને છે? વૈદોની હકીમોની ડાકટરોની બહુએ દવા કરી, પણ જેમ જેમ દવા કરીએ તેમ તેમ વધારે બગાડો થાય. દહાડામાં પચ્ચીસ તો ઉલટીઓ થાય, અને ઘાટી પણ કંટાળીને ચાલ્યો ગયો. પરમ દહાડે દીવાળી બેનનો મગન આવ્યો તેણે કહ્યું કે કેસવ ગાંધીની પડી પાશો તો બે દિવસમાં આરામ થઈ જશે. હમારા બાપા કહેતા કે એ કેસવ ગાંધીની મા લોકોનાં વૈતરાં કરીને પેટ ભરતી અને છોકરાને ઉછેરતી. પછી કેસવ ધીમે ધીમે આગળ વધ્યો અને ગાંધીની દુકાન કાઢી. પછી તો જમીન ખરીદીને પોતાની માલીકીની દુકાન બંધાવી, અને આજે તો એ પ્રખ્યાત ગાંધી છે. એ તો કુદરતનો ખેલ છે, રંકના રાજા ને રાજાના રંક! હમારા પુર્વજો પણ એક વખતે લખ્ખોપતી હતા. એ કેસવ ગાંધીની પડી બે દિવસ

પીવાડી એટલામાં તો આઠ આની ફેર!" આ પ્રમાણે તો એ કંઈ કંઈ કહી નાંખે છે, કે જે સાંભળવાનો તમને કંટાળો આવે છે, અને તમારા મનને એમજ થાય છે કે, કયારે એ વાત બંધ કરે કે હું ઉઠીને ઉભો થાઉં? પણ કલાક દોઢેક સુધી એની વાત બંધ થાયજ નહીં. આ પડીમાં વસાણા છે તે કેટલાક તો કાબુલ કંદહારથી મંગાવવા પડે છે, હમે પાન સોપારી ખાઈએ છીયે તેમાં પાનની તજવીજ કેવી રાખવી પડે છે વિગેરે વિગેરે વંશાવળી વાંચ્યોજ જાય છે. આવે ઠેકાણે તમે ફસાયા હો ત્યારે "અરે હું એક ઠેકાણે જવાનું તો ભૂલીજ ગયો છું," અથવા "અરે મારી પોટલી એક દુકાનપર રહી ગઈ છે," એવું કંઇ બ્હાનું કાઢીને તમે ઉઠશો તોજ ઉઠાશે. માટે તમારે પણ કોઇની સાથે વાત કરતી વખતે મુદ્દાસરની અને ટૂંકી ને ટચ વાત કરવી. સાંભળનારને જે વાત સાથે લાગે વળગે નહીં તેવાં ટાયલાં કરીને તેને કંટાળો આપવો નહીં. જે વિષયની વાત ચાલતી હોય, તેજ વિષય ટૂંકમાં સમજાવી દેવો.

---

## ૯૯ બીજ વરની પરણેતર.

બીજે વર જો પંદર વીસ વરસનો, અથવા પચીસ ત્રીસ વરસનો, અને આખરે પાંત્રીસ વરસનો હોય, તેની સાથે કોઈ કન્યાના લગ્ન થાય તો હરકત નથી. પણ તેથી વધારે ઉમરનાની સાથે લગ્ન થાય, એ તો સારૂં નથીજ. મા બાપે પોતાની

દીકરી આપતાં પહેલાં આ તો ખાસ વિચાર કરવાનો છે. જે મા બાપો બહુ ઉમરના વર સાથે પોતાની દીકરી પરણાવે છે, તે પોતે પૈસા લઇને સુખી થવા માટેજ પરણાવે છે, પણ વિચાર કરતા નથી કે દીકરી નિસાસા નાંખશે તેનું શું ? નાની ઉમરમાં જેની સ્ત્રી ગુજરી જાય, તે કહેવાય છે તો બીજ વર, પણ ખરૂં જોતાં એ તો પંથ વર જેવોજ છે.

પૈસા ખાતર દીકરી આપનારો બાપ તો, પચાસ સાઠ વરસના બુઢ્ઢા સાથે પણ પરણાવતાં ડરતો નથી. વર રાજા ડાકટરોની દવા ખાઇને જેમ તેમ પરણવા જાય છે, અને પરણીને કન્યાને ઘેર લઈ જઇને, ત્રીજોરીની ચાવીઓનો ઝુમખો તેને સોંપે છે, અને વાડી બંગલા ઘાટી ભૈયા રામોશી વિગેરેની સાહેબી બતાવીને, તેને રાજી કરી દે છે. ચાવીનો ઝુડો કેડે ખોસે છે ત્યારે જાણે, બિચારી ચાવીના ઝુડા સાથેજ પરણી ! આવતાની વારમાં ઘરમાં મોટે માથે થઇને બેસે છે. કારણ કે કોઈ કહેશે કે આ તો મારાં કાકીમા, અને કોઈ કહેશે કે દાદીમા, અને કોઇ કહેશે કે શેઠાણી સાહેબ, અને કોઇ કહેશે કે બાઈ સાહેબ. આ બધું સુખ તો હોય છે પણ માત્ર પોતાના ધણી તરફનુંજ સુખ હોતું નથી. કારણ કે ધણી તો બોલતાં હાંફી જાય છે, ચાલતાં થાકી જાય છે, અને ઘડી ઘડી બૂમો પાડે છે કે અલી કાંઆં..........ગઈ ? મને ઉધરસનો વળ ચઢયો છે, માટે મારે વાંસે હાથ ફેર........વ, મધમાં કાલવીને દવા આ.......પ, વિગેરે. આવી સ્થિતિમાં કેટલીકો આડે રસ્તે

ચઢી જાય છે. ઘણી તો એક બે વરસમાં રામ શરણુ થઈ જાય છે, અને પોતે માલીક બને છે, એટલે પછી પૂછનાર કોણુ? વળી કહ્યું છે કે:—

નાથ વિનાનો બળદીયો, નાથ વિનાની નાર;
વંઠી જાતાં વાર શી, સમજુ કરો વિચાર.

પણુ કેટલીક એવી પણુ નીકળે છે કે, જે ધર્મના રસ્તા તરફ વળી જાય છે. પણુ પોતાના સાવકા દીકરાઓ અને દીઅરો પોત પોતાની સ્ત્રિઓ સાથે હસે બોલે, સારાં સારાં વસ્ત્રો પહેરીને નાટક સીનેમાઓ, મેળા તમાસાઓ અને જલસાઓમાં જાય, તે જોઈ જોઇને પેલી બિચારીનું હૃદય ચીરાઈ જાય છે, અને ઝુરઇ ઝુરઈને થોડા વખતમાં, પોતાના મરી ગયલા બુઢ્ઢા દમીયલ ધણીને મળવા, મસાણુની વાટે ચાલતી થાય છે.

એક બીજી બાબત તપાસીએ. આપણે કહ્યું કે બીજ વર નાની ઉમરનો હોય તો ફીકર નહીં. પણુ જો તેને પહેલી વારની બૈરીનું એક પણુ છોકરૂં હોય, તો પ્રથમ તપાસ કરવી જોઇએ કે તે ધણી છોકરાંની સંભાળ લેવા માટે નોકર રાખી શકે એમ છે? અને તેનાં ઘરનાં માણુસો વહુઆરૂપર પ્રેમ અને દયા રાખનારાં છે? જો તેમ ન હોય તો એવે ઠેકાણે છોકરી આપવી, એ સલાહકારક નથી. કેમકે છોકરી સાસરે રહેતી થાય ત્યારથી તે, તેને એક છોકરૂં થાય ત્યાં સુધીનો વખતજ, તેને ખરો આનંદ ભોગવવાનો અને લ્હાવો લેવાનો

છે; કારણ કે પોતાની મરજીમાં આવે ત્યાં પોતાના ધણી સાથે અથવા તેની રજાથી એકલી જઈ શકે છે, હરી ફરી શકે છે, અને જે ભાવે તે ખાઈ શકે છે. પણ પછી? પછી તો છોકરૂં રડતું મૂકીને જવાય નહીં, આ ચીજ ખાઇશ તો છોકરાંને વાયડી પડશે, અને પેલી ખાઇશ તો ગરમ પડશે એમ સમજીને, પોતાની તબીયત તો સારી હોય છતાં પણ પરેજી પાળવી પડે છે. માટે છોકરૂં થયું કે સ્વતંત્રતા ગઈ, એટલે ધારેલે વખતે કામ થતું નથી. માટે એક પણ છોકરૂં નથી થયું ત્યાં સુધીજ આનંદ ભોગવવાનો વખત કહેવાય.

હવે! છોકરી સાસરે જાય કે તરત, તેને એક બે કે ત્રણ છોકરાંની સંભાળ લેવાની આવે, તો પછી સુખ તો શેનું ભોગવે? પોતે તો હજી બાળક રૂપે બાપને ત્યાં ખેલતી હતી, અને સાસરે આવી કે મોટે માથે થઈને બેસવાનું આવે, તે કેમ ખમાય? છોકરાંઓને ન્હવાડવાં, ધોવાડવાં, જમાડવાં, દવા પાવી, કપડાં પહેરાવવાં વિગેરેનાં કામમાં જોતરાવું પડે; અને રાત્રે પણ કામથી પરવારી, નિરાંતે સુવા જાય ત્યારે, પોતાના ધણીની સાથે બે ઘડી સુખ દુઃખની, હસવા બોલવાની વાતો કરવાના વખતમાં પણ છોકરાંઓનું ડખલ હોય, તો પેલી બિચારીને કેટલું લાગે, તેનો ખ્યાલ કરો. એક છોકરૂં કહેશે કે "મને ભૂ આપો," અને બીજું કેહેશે કે "બા! જોની! ભાઈ મને હડસેલો મારે છે." એટલામાં ત્રીજાને ઉધરસનો વળ આવે, ને ઉલટી કરીને પથારી બગાડે. ભોગ બિચારી

નવી મા થનારીના! તેજ વખતે પોતાના બાપને, તે કેટલી ગાળો દેતી હશે? કેટલીકવાર મા બાપ છોકરીની સલાહ પણ પૂછે છે, પણ જો છોકરી બીજ વર સાથે પરણવાની ના કહે તો, "એમાં તને શું ભાન? મોટી થશે ત્યારે જાણશે કે સારે ઠેકાણે પડી છું," એમ કહીને છોકરીની મરજી વિરૂદ્ધ લગ્ન કરી નાંખે છે.

અગર જો કે પોતે છોકરાંઓ ઉપર ગમે તેટલું વહાલ બતાવીને, તેની સંભાળ લેતી હશે, તોપણ છોકરાંઓના મોસાળીયાં તથા આજુબાજુનાં ઉપલકીયાંઓ તો, તેને ઠપકોજ દેવાનાં. ધણી પણ ખરી હકીકત જાણે છે, છતાં પોતાની સ્ત્રીનો પક્ષ લઈ શકતો નથી. કારણ કે તેને પણ પોતાના કાકા કાકી મામા માસી વિગેરેનો ડર રહે છે કે, રખેને તેઓ એમ કહેશે કે, "તું તો છેકજ બાયલો થઈ ગયો છે, અને બૈરી નચાવે તેમ નાચે છે, પણ મા વગરના છોકરાંઓની તો તને દરકારજ નથી." છોકરાંઓ પણ મોટાં થાય છે તોપણ, પોતાનાં મા બાપનું ભુંડું બોલનારાં મંડળમાં દાખલ થઈ જાય છે, તેઓના ચઢાવ્યાં ચઢે છે, મા બાપને ઠરવા દેતાં નથી, અને ભવિષ્યમાં પોતાના સુખપર પણ કાતર મૂકે છે, એટલે કે પોતાનાં લગ્ન સારા ઠેકાણે થવામાં વાંધો પડે છે; કારણ કે ઘરના શાખા પડી ગયા હોય છે. અને તેનો ખ્યાલ એ લોકોને હોતોજ નથી. આવે ઠેકાણે દઈને છોકરીને સુખી કરાય છે કે દુઃખી, તેનો વિચાર મા બાપે કરી લેવો.

કેટલેક ઠેકાણે આથી ઉલટું પણ બને છે કે, નવી આવે તે સાવકાં છોકરાંઓની દરકાર રાખતી નથી, સાવકાં અને સગાં છોકરાંઓમાં વેરો વંચો રાખે છે, અને ઘણીવાર તો સાવકાં છોકરાંઓને રઝળાવી મૂકે છે. માટે એકંદરે તો કોઇ માણસ પૈસાદાર હોય, છતાં પણ તેને આગલી સ્ત્રીનાં છોકરાં હોય તો, તેના તથા તેના કુટુંબના માણસોના સ્વભાવની બરાબર તપાસ કર્યા શિવાય ઉતાવળ કરીને તેને દીકરી દેવામાં સાર નથી. ખાત્રી કરવી હોય તો, આવા બીજ વર સાથે જે પરણી હોય, તેને પૂછી જો જો.

---

## ૧૦૦ પક્ષીઓની બોલી.

પક્ષીઓ ઘણી વાર એકની એક બોલીઓ બોલ્યા કરે છે, તેમાં પણ કંઈ અર્થ સમાયલો હોય છે. તેના કંઈક નમુના નીચે લખીયે છીયે.

લલેડાં પંખી—સાત બહેનો હતી, તેને ઘેર ઘણે વરસે ભાઇ મળવા આવ્યો. કોઈ બેને હાથ ખેંચ્યો, કોઈએ વાળ અને કોઈએ પગ ખેંચ્યા, એમ દરેકે પોતપોતાને ઘેર તેડી જવા માટે ખેંચા ખેંચ કરી, અને તેમ કરતાં ભાઈ મરી ગયો. દરેક જણી કહે કે તેં માર્યો નેં તેં તેં. મર્યા પછી સાતે બહેનો લલેડાં પક્ષી થઇને અવતરી, તે પક્ષીઓ હજી પણ બધાં ભેગા મળીને તેં તેં તેં તેં કર્યાજ કરે છે.

તેતર—એક ગામમાં એક ગરીબ માણુસને તલ ખાવાનું મન થયું. તે તલ વેચાતા લઈને ઘેર ગયો. તેની બેને તલમાંથી કાંકરા કાઢીને ચોખ્ખા બનાવ્યા. વહુએ ખોટી ચાડી ખાધી કે, તમારી બેન તો આમાંથી થોડા તલ ખાઈ ગઈ. તલ જોખ્યા તો ઓછા થયા, માટે બેનના માથાપર લાકડી ફટકાવી, એટલે બેન મરી ગઈ. પછી તલ તપાસ્યા તો ચોખ્ખા દેખાયા, અને પાસે કાંકરાની ઢગલી પડેલી દેખાઈ, તેથી તે પસ્તાવો કરવા લાગ્યો, અને બેનના મુડદાંને ઢંઢાળીને કહેવા લાગ્યો કે બેન ઉઠ, તલ કેટલા? તલ કેટલા? પણ બેન ઉઠી નહીં માટે પોતાનો જીવ કાઢી નાંખ્યો. નવા અવતારમાં એ તેતર પંખી થયો. અત્યારે પણ એ તેતર પંખી આમથી તેમ દોડાદોડ કર્યાજ કરે છે, અને જંપીને બેસતું નથી. જાણે બેનને ઉઠાડતું હોય તેમ કહે છે કે, ઉઠ બેન ઉઠ બેન ઉઠ બેન, તલ તેટલા, તલ તેટલા, તલ તેટલા.

હોલો—'મહારાષ્ટ્ર દેશમાં હોલાને કવડો કહે છે. એક માણુસને પૌંઆ ખાવાનું મન થયું, તેથી શેર ડાંગર લાવીને પોતાની વહુ તથા બેન સીતાને આપીને કહ્યું કે પૌંઆ બનાવો. વહુએ ડાંગર ખાંડીને એમને એમ ઢગલો લાવીને મૂકયો. સીતા બેને તો ખાંડી ઝાટકી સાફ કરીને ઢગલો મૂકયો. સીતાનો ઢગલો નાનો દેખાયો, તે ભાઈ જાણે કે ખાઈ ગઈ હશે. માટે બેનના કપાળમાં શેરીયો માર્યો તે બેન મરી ગઈ. પછી વહુના પૌંઆ મોંમાં નાંખ્યા તો કુસકા આવ્યા,

અને બેનના પોંઆ તો ઘણુાજ સારા. પસ્તાઇને માથું પટકીને કવડો મરી ગયો, અને હોલાનો અવતાર આવ્યો. હુજી પણુ તે બોલ્યાજ કરે છે કે ઉઠ સીતે કવડા પોરપોર ! પોહેગોડ ગોડ ! કવડા પોરપોર ! પોહે ગોડગોડ ! એટલે કે કવડાએ તો પોર એટલે છોકરવાદ્ય કરી, પણુ તારા પોંઆ મીઠા છે.

લક્કડ ખોદ—એક વહુ કજીયા ખોર હતી. સાસુ દાણુા ભરડવા આપે, તે સાફ કર્યા વગર કાંકરા સાથે ભરડી નાંખે ને સાસુને સતાવે. તે મરી ત્યારે લક્કડખોદ થઈ, તેથી લાકડાને ચાંચ માર્યા કરે છે અને બોલે છે કે બાઈજી ! મગ ભરડું કે કાં......કરા, મગ ભરડું કે કાં......કરા ?

દેવ ચકલી—આ ચકલી એમ બોલે છે કે પીક પેરો પીક પેરો પીક પેરો, એટલે વાવણી કરો વાવણી કરો.

ટીટોડી—એક બાયડીને સંતાન નહીં હોવાથી વૃત આદર્યું, પણ ભૂખ નહીં વેઠાવાથી છોડી દીધું. મર્યા પછી ટીટોડીનો અવતાર આવ્યો. તે બોલ્યા કરે છે કે હટ્ટી........ટિ હટ્ટ, હટ્ટી........ટિ હટ્ટ. એનો અર્થ એ કે કરતી........તી વૃત, કરતી........તી વૃત.

---

## ૧૦૧ જાનવરોની પરીક્ષા.

### ઘોડો.

જે ઘોડાના બંન્ને કાન અણીદાર હોય તે ઉમદા જાણુવો, જે ઘોડાના કાનપર દક્ષીણુા વર્ત ચક્ર હોય, અને જમણુા

કાનપર શંખનું નિશાન હોય, તે રાજાના દરબારમાં સાહેબી ભોગવે.

જે ઘોડાના કાનપર ભમરો હોય, જમણા નાકપર બીલકુલ વાળ નહીં હોય, મોંમાંથી બહુ દુર્ગંધ નીકળતી હોય, ગર્દનપર વાળ નહીં હોય, વિગેરે લક્ષણનો હોય તે ઘોડો ખરાબ કહેવાય છે.

આંખ અણીદાર ચળકતી હોય, નાકની બહારની ચામડી લાલ હોય, નાકપર કમળનું નિશાન હોય, જમણા નાકપર ચક્ર ત્રિશુળ કે મચ્છનો આકાર હોય, મોઢામાંથી કમળના પુલના જેવી વાસ આવતી હોય, દાંત દાડમની કળી જેવા હોય, ગરદનપર ગુચ્છાદાર સુંવાળા વાળ હોય, સફેદ લાલ કાળો પચરંગી રંગવાળો, ખૂબસુરત અને તેજસ્વી હોય તે ઘોડો ઉત્તમ છે.

———

## બળદ.

કાળા રંગનો, શીંગડામાં ફાટવાળો, જમણા શીંગડા કરતાં ડાબુ શીંગડુ મોટું હોય તે, બંન્ને વાંકા શીંગડાવાળો, અથવા બહુ ટુંકા શીંગડાવાળો, સાપણીયો, જમણા કાનથી ડાબો કાન લાંબો હોય તે, જમણા કાનપર મસાવાળો, આગલા જમણા પગ કરતાં ડાબો પગ ટૂંકો હોય તે, જમણા અંગપર ત્રિશૂળ ગદા નકુલના ચિન્હવાળો, પગની ખરીપર એટલા બધા વાળ હોય કે ખરી ઢંકાઈ જાય તે, પૂછડાંપર વાળ વગરનો, બહુ ટૂંકી પૂછડીવાળો બળદ સારો નહીં.

લાલ કે સફેદ રંગવાળો, અર્ધચંદ્ર આકારનાં શીંગડાંવાળો, હાથી દાંત જેવા સફેદ રંગના શીંગડાવાળો, જમણા શીંગડાપર સફેદ ચક્ર હોય તે, લીલા રંગના ચળકતા શીંગડાવાળો, ઉંચા અને અણીદાર શીંગડાવાળો, ગળાંની નીચે લાલ કે સફેદ ચક્રના ચિન્હવાળો, ડાબા અંગપર શંખ ચક્ર ધ્વજા સ્વસ્તિક પુષ્પમાળ અને મોરના લક્ષણવાળો, વજ્રના આકારના ચિન્હવાળો પુંછડાપર સફેદ કે લાલ રંગના પટાવાળો, ખુબસુરત આંખવાળો બળદ ઉમદા ગણાય છે.

---

## ૧૦૨ તેજીમંદી.

કપાસની મીથુન રાશી છે, અળસીની મેષ, એરંડાની વૃષભ, ચાંદી (રજત)ની તુલા, સુતરની કુંભ, મોતીની (એની પેદાશ જળમાંથી છે માટે) મીન, શેરોની કુંભ, સોનાની મેષ, ઘઉંની કુંભ, ચોખા (અક્ષત)ની મેષ, બાજરીની વૃષભ, જુવાર (યુગંધરી)ની વૃશ્ચિક, તલની તુલા, ખાંડ (શર્કરા)ની કુંભ, અને વસ્ત્રની વરખ રાશી ગણાય છે.

સૂર્ય મંગળ શની રાહુ અને કેતુ એ પાંચ ક્રૂર ગ્રહ છે. જે રાશીથી સૂર્ય મંગળ શની રાહુ યા કેતુ, એમાંનો કોઈ ગ્રહ ત્રીજે છઠ્ઠે દસમે કે અગીયારમે આવે તો, તે રાશીની ચીજના ભાવ બેસી જાય. જે રાશીથી આ પાંચ ગ્રહોમાંનો કોઈ ક્રૂર ગ્રહ, પહેલે બીજે ચોથે પાંચમે સાતમે આઠમે નવમે અથવા બારમે આવે તો, તે રાશીની ચીજોના ભાવ વધી જાય.

---

# ૧૦૩ દવા દારૂ.

## ખાંસી.

જેઠીમધનો શીરો અથવા શેકેલી હળદરનો ટુકડો અથવા દેવતા પર શેકેલું લવેંગ મોંમાં રાખીને, રસ ઓગાળ્યા કરવાથી ખાંસી મટે છે.

ભાત કરવા માટે ચોખા બાફ્યા હોય, તેમાંથી નીતારેલા ઓસામણમાં, જરા ઘી તથા મીઠાની ગાંગડી નાંખીને, તે પાણી નવટાંકેક પી જવું.

મધ સીંધવ અને છોડાં સાથે શેકેલી એલચી વાટીને, એ ત્રણે ભેગું કરીને ચાટી જવું. અને જરા જોરમાં ઉધરસ હોય તો, તેમાં જવખાર તથા ખેરસાલ ઉમેરવા.

મધ સીંધવ ને એલચીનું ચાટણ કરીને, એક કાચની ચલાણીમાં રહેવા દેવું, અને દહાડામાં પાંચ દસ વાર આંગળી આંગળી ચાટયા કરવું.

તંબાકુના પાતરાંની જાડી નસો, જેને તંબાકુનાં દાખળાં કહે છે તેના અકેક ઇંચના કટકા કરી, એક કલેઢામાં મૂકી ઉપર ઢાંકણું ઢાંકી દેવતા પર ચઢાવવું. કલેઢામાંના દાખળાંનો ધૂમાડો નીકળતો બંધ થાય, કે કોઈ વાસણમાં ખાલી કરીને તેના પર ઢાંકણું ઢાંકવું, એટલે કોયલા થઇ જશે. પછી તેમાં ડાખળાંના વજન જેટલોજ સીંધવ મેળવી ખાંડીને ભૂકો કરી, શીશીમાં ભરી દેવું. આ બધી ક્રિયા એકજ દિવસમાં સાંજ સુધીમાં થઇ જવી જોઈએ, નહીં તો દવામાં ભીનાશ આવી

જશે. પછી જેને ઉધરસ થઈ હોય તેને, એક નાગરવેલનું પાન લઈ, તેના પર કાથા ચૂનાને બદલે, આ દવાની એક ચપટી મૂકી પાનની બીડી વાળીને, મોંમાં મૂકી રસ ગળ્યા કરવો. બીજી દવાથી જેના ક્ષય નથી મટેલા, તેના ક્ષય પણ આ દવાથી મટેલા છે એમ એક વૈદે અનુભવેલું છે. પાનમાં નહીં બને તો મધમાં ચાટી જવું. એક પાકું પાન લઇ તેમાં અજમો વાલ અરધો મૂકીને, પાણી નાંખીને વાટીને રસ કાઢી ગરમ કરીને, એક રતીથી એક વાલ સુધી આ દવા નાંખી, દિવસમાં ત્રણ વખત બાળકને પાવાથી સસણી મટી જાય છે. પરેજી એટલે કરી એટલે ચરી પાળવામાં એટલું જ કે, માએ ચીકટ ખાવો નહીં.

---

## તાવ.

દવાની જડી બૂટ્ટીઓ વેચવાવાળા ગાંધીને ત્યાંથી એક પૈસાનો " ઉસ્તે ખુરદુસ " નામનો પાલો લાવવો. તેમાંથી અરધો ભાગ લઇને બશેરેક પાણીમાં ખૂબ ઉકાળી, તેનું વાસણ મોં આગળ મૂકવું, અને આખા શરીર પર અને માથે કપડું ઓઢીને બેસવું. પછી વાસણ પરનું ઢાંકણું ઉઘાડી નાંખવું, એટલે તેની વરાળ બધા શરીર પર લાગીને ખુબ પરસેવો પરસેવો થશે તે લૂછી નાંખવો. પછી સાંજે અથવા બીજી સવારે પેલો રહેલો બીજો ભાગ ઉકાળીને, એજ પ્રમાણે કરવું. તાવ જતો રહેશે.

એકાંતરીઓ તાવ—જે દિવસે તાવની વારી હોય નહીં, તે દિવસે ફૂલવેલી ફટકડીનો ભૂકો એક વાલથી બે વાલ વજન જેટલો, પતાસાના ભૂકા સાથે આપવો. અરધા કલાક સુધી પાણી પીવા આપવું નહીં. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી, એકાંતરીઓ તાવ જરૂર મટી જાય છે.

આંકડાનાં પાંદડાં ઉઘડયાં પહેલાં નખ જેટલી ટીસી જેવું દેખાય છે, તે ટીસી અરધા નખ જેટલી લઈ ગોળમાં લપેટી ગળાવી દેવાથી, એકાંતરીઓ તથા ચોથીઓ તાવ આવશે નહીં.

મેલેરીયા તાવ—એક સાધુએ બતાવેલો ઉકાળો નીચે પ્રમાણે છે એનાથી ઘણા મેલેરીયા સારા થયા છે.

| વજન | | વજન | |
|---|---|---|---|
| ०।= | જુફાના ફૂલ છ આની ભાર | ०॥ | નીલોફર |
| ०॥ | બનફસાના ફૂલ | ०॥= | જેઠીમધની લાકડી |
| ०।= | અપસન તીત | ૦। | કરીયાતાની સળી |
| ०।= | ઉસ્તે ખુરદુસ | ०।= | ગોરખ મુંડી |
| ०। | ગારી કુંજ | ०।= | લીમડાની ગળો |
| ०।= | અજખર મખી | ०।= | હુંસરાજ |
| ०।= | ખતમી | ०॥ | કાળીદરાખ |
| ०। | ખુબાજી | ०।= | ગુલાબનાં ફૂલ |
| ०।= | ગાવ જુબાનના ફૂલ | ०।= | સાતરા |
| ०।= | મોટી હરડેની છાલ | | ——— |

કુલ્લે તોલા ૭।= ભાર.

તથા સુકાં અંજીર નંગ ૨ તથા વડગુંદાં નંગ ૬ તથા ઉન્નાબ દાણા નંગ ૮.

આ બધી ચીજો ગાંધીને ત્યાંથી લાવીને, રાત્રે એક કોરી હાંલ્લીમાં એક શેર પાણીમાં પલાળી મૂકવી, પછી સવારે દેવતા પર મૂકી નવટાંક પાણી રહે ત્યાં સુધી ઉકાળવું. કપડે ગાળી નાંખી તેમાં એક તોલો મધ તથા એક તોલો શાકેર નાંખી પી જવું. જે કુચા રહ્યા તેને ફરી તરત પલાળીને, રાત્રે ઉકાળી સવારની માફક પી જવું, અને કુચા ફેંકી દેવા. સાંજે પાછી એવીજ બીજી પડી પલાળી, સવારે ઉકાળી પી જવું, અને સાંજે પણ પીવું અને કુચા ફેંકી દેવા. આ પ્રમાણે સાત દીવસ પીવાથી મેલેરીયા મટી જાય છે. કસર માલમ પડે તો પંદર દિવસ પીવું. એક બે વરસના મેલેરીયાથી પીડાતા દરદીઓને આરામ થયો છે.

---

## ૧૦૪ ઉખાણાં—વખાણાં—સમસ્યા.

૧

બે ભાઈઓ હતા. અડ અડ કહે તો ના અડે,
અડીશ મા કહે તો અડે.

---

૨

નાકાશાની દીકરી ભીંતાશાને દીધી.
પાંચ ભાઈ દોડયા, ત્યારે બે જણાએ લીધી,
ને ભીંતાશાને દીધી.

---

૩

અમારાં સગપણ ઓડણ ગોડણ, તું શું જાણે ભાઇ વાસુ
ગાંડા ખેડુના બાપની બૈયર, મારા સગા ધણીની સાસુ.

૪

નહીં સગો નહીં સાગવો, રૂડો દેખી રોઇ
એના બાપનો બનેવી, મારો સગો નણદોઇ.

૫

મા દીકરી બેઠાં છે; ત્યાં સામેથી બે મરદ આવે છે.
પહેલી કહે કે આવો બાપા, બીજી કહે કે આવો બાપા.

૬

પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય
અરધું અંગ ફરે પુદડી, એનું એઠું સૌ કો ખાય.

૭

ચતુરા ચંચળ ચાલતી, થાકી ગઇ કો દીશ
પાછી લાગી દોડવા, જ્યારે છેદ્યું શીશ.

૮

તપેલામાં તપેલું, માંહે કલંકી ઘોડો
છોડાય તો છોડો, નહિં તો બેઠા માથું ફોડો,

૯

આંટી ઘુંટીને અંતર વાસો
મારૂં વખાણું નહીં કહે, તેનો કુતરો માસો.

૧૦

ગોરી પાતળી ગોરી પુતળી, ગોરી નદીએ ન્હાવા જાય
ગોરીની આંખે દીવા બળે, ગોરી ચૌટામાં વેચાય.

૧૧

સાંકડી શેરીમાં જઇ આવી, ને ભારેવાઇ થઇ આવી.

૧૨

કાચકાની પોટલી, ઘમ ઘમ વાગે.
રતન પરવાળું મને, હાય હાય લાગે.

૧૩

લીલી ટોપી કાળા ડગા, આવ્યારે પરદેશી સગા.

૧૪

કાળા ધોળી સરપોલી, લોકો તેને ખાય
મૂળાની બેન તીખી, શાક તેનું થાય.

૧૫

કડવું કડવું લાંબોચું, ને ઉપર ઢેકા ઢચકા
કેરી રસ સાથે લોક, શાકના ભરે બચકા.

૧૬

સુરતનું ઉંધીયું, ને મુંબઈની વાત
કતારગામ કટાર, વખણાય ભલી ભાત.

---

૧૭

રાયતાની રાણી, કચુંબરની મા
શાકની છે સાસુ, એમાં ના કહેવાય ના.

---

૧૮

નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર
તે તમે લઈ આવજો, મારી સગી નણંદના વીર.

---

૧૯

કોણે હીમાળો સેવીઓ, કોણે સેવી આગ
કોણે કરવત મૂકાવીયાં, કઈ રાણીને કાજ?

---

૨૦

માથા કેરો ગોફણો, હૈયા કેરો હાર
દિવસે કરૂં દીકરો, રાતે કરૂં ભરથાર.

---

૨૧

આદ્ય કટે સો સબકો પારે, મધ્ય કટે સો સબકો મારે
અંત કટે સો સબકો મીઠા, ઓ ખુસરૂ આંખોસે દીઠા.

---

૨૨

રાજા મરે અને પ્રધાન ગાદીએ બેસે.

---

૨૩

છાપરે છાપરે મોતી વેરાય.

---

૨૪

છાપરે છાપરે ચાદર પથરાય.

---

૨૫

છ પગનું છુછું મુછું, નામ લેતાં જુઓ
નામ લઇને કહું છું ભાઇ, જુઓ જુઓ જુઓ.

---

૨૬

આંસ લીલા વાંસ, ઘમર ગાજે મોતી પાકે,
શજા લાવે રાણી ચાખે.

---

૨૭

જાનમાં જોઇએ તે, સુરજમાં સોઇએ તે
બે મળીને એક નામ, કહો પંડયાજી કયું ગામ.

---

૨૮

જનાવર ઝુંડાળુંજી, વાડમાં તો સુખ્યજી
બે મળીને એક નામ, કહો પંડયાજી કયું ગામ.

---

૨૯

કહું છું ને કહી સંભળાવું, નથી ફાર ફેર
એક ચીજ એવી મોંઘી, લાખ રૂપીએ શેર.

---

૩૦

ખાટ ખટુકે ખાટે કડાં, ખાટે બેઠાં દો જણાં
ભાંગે સોપારી ચાવે પાન, બે જણ વચ્ચે બાવીસ કાન.

---

૩૧

અંબુજ અરિપતી કી સુતા, તા પતિ ઉનકો હાર
હાર અરિપતિ કામીની, સદા રહો તુમ દ્વાર.

---

૩૨

સ્ત્રી—શ્યામ બદન મુખ ઉજવળ કિ-તે ?
કણીયો—રાવણ શીશ મંદોદરી જિ-તે.
સ્ત્રી—હનુમાનકા તાત બુલાકર લીજે.
કણીયો—તબ તો રામ પીતા બુલાકર દીજે.

---

૩૩

પાન સડે ઘોડા અડે, બિદ્યા બિસર જાય
ચૂલેપર રોટી જલે, કહો ગુરૂ એ ન્યાય.

---

૩૪

ઉંચી મેડી કચરો ઘણો, વહુઅર રીસઈ જાય
સોળે શણગાર શોભે નહીં, કહો ગુરૂ એ ન્યાય.

---

૩૫

પાની ફાટી પાંવકી, ગરાસ પર ઘર જાય
કબુતર બનમેં ફીરે, કહો ગુરૂ એ ન્યાય.

---

૩૬

ચંપા તું જમેં તીન ગુન, રૂપ રંગ ઓર બાસ
એક અવગુન તુજમેં ભયો, ભ્રમર ન આવે પાસ.

---

૩૭

નવસારીથી નીકળી જાન, વીસ માણસને વીસ પાન. મરદને દોઢ દોઢ, બૈરીને અકેક અને છોકરાંને અરધું અરધું વ્હેંચી આપ્યું. તો કેટલા મરદ કેટલી બૈરી અને કેટલાં છોકરાં હશે ?

---

૩૮

મ્હેતા મ્હેતી મણ મણીયા, તેના છોકરા બે અધમણીયા,
હોડી ઝીલે મણનો ભાર, તેને ઉતારવા પેલે પાર.

---

૩૯

એક મણની અંદરના ચાર કાટલાં (તોલવાનાં વજનો) એવાં શોધી કાઢો, કે તેના વડે એક શેરથી ચાળીસ શેર સુધીની ગમે તે ચીજં, જોખવી હોય તે જોખી શકાય.

૪૦

છ છ જમરૂખની ઢગલીઓ કરી, તો પાંચ જમરૂખ વધ્યાં, પાંચ પાંચની કરી તો ચાર વધ્યાં. ચાર ચારની કરી તો ત્રણ વધ્યાં. ત્રણ ત્રણની કરી તો બે વધ્યાં. બબ્બેની કરી તો એક વધ્યું. ત્યારે જમરૂખ કેટલાં ?

---

૪૧

મા દીકરી બેઠાં હતાં. સામેથી કોઈ બાપ ને દીકરો આવ્યા. પેલી મા તે દીકરાને પરણી, અને પેલી દીકરી તે પેલા બાપને પરણી. હવે તે બંનેને છોકરાં થયાં. તે છોકરાંઓનું એક બીજાનું સગપણ શું ?

---

૪૨

હું ત્રણ અક્ષરનું નામ છું. પાણીમાં હું પેદા થાઉં છું, લોકોને હું બહું ગમું છું. મારૂં માથું કાપો તો મને બધા ફેંકી દે, પગ કાપો તો હું ઓછું થઈ જાઉં, પેટ ચીરો તો મારા ઉપયોગને માટે તમને ચાવીની જરૂર પડે.

---

૪૩

એક જણ લીંબુઓ લઈને જાય છે. તેણે પચાસ ચોકીઓ વીતાવીને જવાનું છે. દરેક ચોકીએ પોતાની પાસે હોય તેમાંથી અરધાં લીંબુ આપવાં પડે છે, અને ચોકીવાળો તેમાંથી એક લીંબુ તેને પાછું આપે છે.

આવી રીતે દરેક ચોકી પર કર આપીને તે ઘેર ગયો, ત્યારે તેની પાસે બે લીંબું રહયાં હતાં. ત્યારે પ્રથમ તેની પાસે કેટલાં લીંબુ હશે ?

---

૪૪

સુશીલાએ એક માણસને કહ્યું કે, મારી સાસુ તે તમારી સાસુની સાસુ થાય. તો સુશીલાનો એ માણસ કોણ થાય ?

---

૪૫

તારાશંકરે એક સ્ત્રીને કહ્યું કે, મારી સાસુ તે તારી સાસુની સાસુ થાય. ત્યારે તારાશંકર પેલી સ્ત્રીનો કોણ થાય ?

---

૪૬

ત્રણ અક્ષરનું શહેર છે, અને તેનો અર્થ ચ્હેરો થાય છે. તેનો પહેલો અને બીજો અક્ષર મળીને વાજીત્રનો અવાજ થાય છે. પહેલો અને ત્રીજો દોરો અથવા છોકરો થાય છે. બીજો અને ત્રીજો વરસની મોસમ થાય છે. ત્રીજો અને પહેલો માપ થાય છે. ત્રીજો અને બીજો પાણીમાં કસરત કરવાનું કહે છે. ત્રીજો બીજો અને પહેલો પાણીમાં કસરત કરાવશે.

---

૪૭

બમન પ્યાસા કયું ? ગધા ઉદાસા કયું ?

---

## સમશ્યાઓ.

મોટું પેટ શકાય ન માપી, મરજાદા ન લોપે કદાપી
નૌતમ ગુણનો એવો નાગર, શું સખી! સજ્જન?
ના સખી! સાગર.

મારગડેથી જાતાં મોહી, જીવમાં હરખી જીવન જોઈ
એ પછી એના ગઈ અગાડી, શું સખી સજ્જન?
ના સખી! વાડી.

આવી સ્કંધ ઉપર મુજ પડે, મુજ મસ્તક શોભા એનાવડે
તેલથી મર્દન તન કરૂં બેશ, શું સખી! સજ્જન?
ના સખી! કેશ.

પાકાઈ છે તો તનમાં પૂરી, પણ પરગજુ કાયા છે પૂરી
શોભા સભા તણી સુખ દાન, શું સખી! સજ્જન?
ના સખી! પાન.

સોડ વિષે સંતાઈને આવ્યો, ભલો ભુવન મારામાં ભાવ્યો
સ્નેહવંત એ સદૈવ જીવો, શું સખી! સજ્જન?
ના સખી! દીવો.

આશ્રિત જનને આપ ઉગારે, પકડે તેને પાર ઉતારે
ભલો ભીતર ઉપકારી ભાવ, શું સખી! સજ્જન?
ના સખી! નાવ.

આપ હીલે મોહે હીલાવે, ઇગાકો હીલનો મોરે મનભાવે
હલ હલીયન છતીયન પર રખો, શું સખી! સજ્જન?
ના સખી! પંખો.

મારે મુખ થકી પીચકારી, રેલ ઉડાવે રસની સારી
જીવન જાણી ગણ્યો મેં પ્યારો, શું સખી ! સજ્જન ?
ના સખી ! ફુવારો.

રસનો ભોગી રૂડો કહે, શીરપર મારા ભમતો રહે
દેખી તેને હું થઇ દંગ, શું સખી ! સજ્જન ?
ના સખી ! ભ્રંગ.

મારા તન પર તૂટી પડે, લથ બથ કરીને પંથે નડે
હું નાઠી મૂકી મરજાદ, શું સખી ! સજ્જન ?
ના સખી ! વરસાદ.

અતિ સુંદર ચાહે જગ જેને, લોભાણી હું જોઇ તેને
લીધું તેણે મુજ મન હર્ણ, શું સખી ! સજ્જન ?
ના સખી ! સુવર્ણ.

---

## ૧૦૫ નવાઈ જેવા રીવાજો.

કેટલીક જંગલી જાતના રીવાજો—એક બાળક પૂરૂં ઉછર્યું ન હોય ત્યાં સુધી, સ્ત્રી સગર્ભાણી થતી નથી. અને કદાચ ગર્ભ રહ્યો, અને છોકરૂં નિર્માલ્ય જન્મ્યું, તો તરત તેનો ટોટો પીસીને મારી નાખે છે.

સોલોમન બેટમાં સ્ત્રીની સુવાવડમાં, ધણી પણ ખાટલામાં સુવે છે. અને સ્ત્રી સુવાવડમાંથી પરવારી કે, ધણીની સારવાર કરવા મંડી પડે છે.

આપણે અહીં જેમ બ્રાહ્મણના છોકરાને જનોઈ પહેરાવે છે, વાણીયાના છોકરાને બ્રહ્મસંબંધ અપાવે છે કે મુડણ કરાવે છે, મુસલમાનના છોકરાને સુન્નત કરાવે છે, પારસીના છોકરાને કસ્તી પહેરાવે છે, ખ્રીસ્તીના છોકરાને બેપટીઝમ અપાવે છે, તેમ તે લોકોને પણ વીધી હોય છે. તે લોકોનો છોકરો જુવાન થાય છે ત્યારે, તે પોતાની જાતના મંડળમાં ભળવા લાયક થયો કે નહીં, તેની પરીક્ષા આપવી પડે છે. તેના વાંસા પર ખૂબ માર પડે છે, ધૂમાડામાં ગભરાવું પડે છે. એટલે કે ઝાડનાં ડાળાં પાંખડાંઓના ઢગમાં દેવતા ચેતાવી, તે ધૂંધવાતા ઢગ પર પાંચ સાત સીનીટ શેકાવું પડે છે, અને ત્યારેજ શુદ્ધ થયો કહેવાય છે. તે અકળાવા ગુંગળાવા લાગે ત્યારે, એના સાસરીયાં જે પાસે ઉભાં હોય તે, એના ખભા દબાવી મૂકે છે, એટલે પેલાથી ઉઠીને નાસી જવાય નહીં. આ પરીક્ષામાં પાસ થાય તે જમાઇ, બહાદુર ગણાય છે. પછી જીંદગી સુધીમાં સાસુનું મોઢું એનાથી જોવાય નહીં. ભર દરીયામાં ડુબકી મારી છેક તળીયે સુધી જઈ આવવું પડે છે. આવી આવી પરીક્ષામાં પાસ થાય ત્યારે, પોતાની ન્યાતમાં દાખલ થવાને લાયક થાય છે. અમુક ચીજો નહીં ખાવા માટે બાધા રાખવી પડે છે, અને થોડે થોડે મહીને જેમ જેમ ન્યાત રજા આપતી જાય, તેમ તેમ ચીજો ખાઇ શકાય છે. કેટલીક વાર તો મરતાં સુધી પણ, અમુક ચીજ ખાવાની ન્યાત તરફથી રજા મળતી નથી.

એ લોકોમાં નાક કાન વીંધાવવાનો રીવાજ છે. એ લોકો નાકના નસકોરાંના પડને બદલે, અંદરની દાંડીનો ભાગ વીંધે છે, અને તેમાં સળી ઘોંચે છે અને સુઈ રહે છે. પછી સળીને બદલે નેપાળાનાં પાંદડાંનાં ભૂંગળાં ભેરવે છે, અને જયારે હરતા ફરતા થાય ત્યારે ભૂંગળા કાઢી લઇ, દસ બાર ઇંચનો કાળો સાપ શોધી લાવી, તેની પૂંછડી નાકના બાકામાં ભેરવે છે, અને આચકો મારી તે પૂંછડી ખેંચી લે છે, એટલે આખો સાપ બાકામાંથી ખેંચાઈ આવે છે. ઘણી વાર સાપનું મરણુ થઈ જાય છે.

સગપણુ કરતી વખતે કન્યાને બદલે વેવાણુની પસંદગી કરવામાં આવે છે. કેટલીકવાર તો વેવાણુનો જન્મ થયાં પહેલાં, વેવણુને પસંદ કરવામાં આવે છે, અને તે જયારે જન્મીને પરણે, અને તેને જેટલી છોકરી થાય તેટલી, અને તેના સાસરામાં બીજી બૈરીઓ હોય તેની છોકરીઓ પણુ પેલો છોકરો પરણ્યો જાય છે. અને વધારે કન્યા થઈ જાય તો, આ છોકરો પોતાનાં સગાં વહાલાંને આપી શકે છે.

---

## ૧૦૬ ચીન જાપાનની વાતો.

ચીના લોકોમાં ઘણે ભાગે બાળકને લાલ કપડાં પહેરાવવામાં આવે છે. છોકરૂં જન્મ્યું કે તરત, તેને હાથે અને ડોકે લાલ દોરો બાંધે છે. ગોદડી પણુ લાલ રંગની હોય છે. બાળક એક માસનું થાય ત્યારે ધામધૂમથી તેનું મુડણુ કરાવે છે, અને લાલ ઝભલું પહેરાવે છે. મુડણુ કરાવીને બાળકને વડીલ

પાસે લઈ જાય છે, ત્યારે વડીલ તેને લાલ જોડાની ભેટ આપે છે. તે દિવસે નામ પણ પાડવામાં આવે છે. પછી નીશાળે મૂકે ત્યારે બીજું નામ પાડે છે, અને મોટી ઉમરનો થઈ પેદા કરતો થાય, ત્યારે ત્રીજી વાર નામ પાડે છે. નિશાળમાં પાઠ વાંચતી વખતે છોકરો માસ્તરની સામે પીઠ રાખીને વાંચે છે.

જાપાન દેશમાં ઘણા પર્વતો છે, અને એ પર્વતોનો ઘણો ભાગ જવાળામુખી પર્વતોનો છે, તેથી ત્યાં ધરતીકંપો થયાં કરે છે. આજથી ૨૦૧૩ વર્ષ ઉપર ધરતીકંપ થયો ત્યારે, એક ઠેકાણે જમીન ઉંચી આવી ગઈ, તે હમણાં પુજી પર્વતને નામે ઓળખાય છે, કે જેની ઉંચાઈ ૧૩૦૦૦ ફીટ છે. અને બીજે ઠેકાણે ધરતી ઉંડી ઉતરી ગઈ, અને તળાવ બની ગયું. તે તળાવનું નામ બીવા છે, જે ૬૦ માઈલ લાંબું અને ૨૦ માઈલ પહોળું છે. જાપાનમાં સોનું, ચાંદી, લોખન, ત્રાંબું, કોયલા અને પથ્થરોની ઘણી ખાણો છે. જાપાનીઝ લોકો પોતાના દેશને ખાતર મરી ફીટે છે, અને પોતાના દેશમાં બનેલીજ ચીજ વાપરે છે. હાલ વસ્તી ૪૫૮૬૨૦૦૦ની છે. ત્યાંના રાજાઓ "મીકાડો"ના નામથી ઓળખાય છે. ઈ૦ સ૦ ૧૮૬૭ સુધી રાજા દેવ ગણાતો, અને તેની સ્ત્રી તથા પ્રધાનો શિવાય બીજું કોઈ તેનું મ્હોં જોવા પામતું નહિ રાજાને કોઇ મળવા જાય તો, રાજા તણખલાં અને પાંદડાંની ગાદીપર બેસી, પડદામાંથી વાત કરતો. એનાથી જમીન પર પગ મૂકાતો નહીં. કપડાં એકવાર પહેરીને ઉતાર્યાં, કે તેને બાળી મૂકવામાં આવતાં.

વળી જે થાળીમાં તે એક વાર જમતો, તે થાળી બીજી વાર ખપમાં લેવાતી નહીં. મહેલમાંથી તે બહાર નીકળતો નહીં. ઇ૦ સ૦ ૧૮૬૮માં પ્રધાને તેને કહયું કે, પડદામાં રહેવાથી બહારની હકીકત માલમ પડતી નથી, માટે હવે બહાર નીકળવું જોઈએ. રાજાને આ વાત પસંદ પડી, તેથી તેણે પહેલ વહેલાં બહાર લોકોને મોઢું દેખાડયું, અને તેનું નામ પણ લોકોએ તેજ દિવસે જાણ્યું. પછી તો ધીમે ધીમે સુધારા થયા, લોકોને વેપાર ધંધામાં ઉ-તેજન મળ્યાં, અને આજે દુન્યાના મહાન રાજ્યો સાથે બેસવાને લાયકનો એ જાપાન દેશ થયો છે.

---

## ૧૦૭ બોધ વચનો.

સર્વે દુખ તો સાંખીયે, કાઢી કર્મનો વાંક;
(પણ) ભૂંડી જેની ભારજા, તે દુઃખ આડો આંક.

---

સતીઆ સત મત છોડીયે, સત છોડે પત જાય;
સતકી બાંધી લછ્મી, ફેર મીલેગી આય.

---

હંસા તો મોતી ચરે, નહીં તો અપવાસ;
સિંહા સો લંઘન કરે, તોય ન ભક્ષે ઘાસ.

---

નવ સમજે ભાવાર્થ તે, કરે કાંઇનું કાંઈ;
ફાનસ સળગાવો કહયું, નાખ્યું ભડકા માંઈ.

---

સેજ મીલાસો દૂધ બરાબર, મંગ લીયા સો પાણી,
ખેંચ લીયા સો રગદ બરાબર, કહત કબીરા વાણી.

---

બાપ ભાઈને કાકા મામા, કામ નથી કોઇ આવાના;
પૈસો હશે તો મીઠું બોલી, આમ તેમથી ખાવાના.

---

સજીવો પૂછે નજીવાને, તું મને કંઇ દે;
નજીવો પૂછે સજીવાને, તારી એક પુટી કે બે?

---

મોટા મોટા પાઘડ બાંધે, માંહી ઘાલે ગાભા;
લેને દેનેકી બાત નહીં, બાત કરનેમેં આગા.

---

બંધાણી ને બાયડી, બેઉના એક સ્વભાવ;
મ્હોડે મ્હોડે ના કહે, પણ લીધા ઉપર ભાવ.

---

દુખમાં હરીને સૌ ભજે, સુખમાં ભજે ન કોય;
જો સુખમાં હરીને ભજે. તો દુખ શાનું હોય?

---

પરદારા છે પાપીણી, સાપણી ઝેરી એહ;
કરે આપણી કાપણી, તાપણી દુઃખની તેહ.

---

ભૂલ થઇ કે ચેતવું, એજ ખરો ઉપાય;
ભૂલ્યો ત્યાંથી ગણ ફરી, જેથી ભૂલ દેખાય.

---

વ્હાલાસું વેર ન કીજીયે, ચૂકી ન દીજે ગાળ;
ધીરે ધીરે છાંડીયે, જેમ સરોવર છોડે પાળ.

દુરીજનકી કરૂણા બુરી, ભલો સજનકો ત્રાસ;
સુરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

કલ કરતા હોય તો આજ કર, આજ કરે સો અબ;
પ્રાણ નીકલ જાયગા, ફીર કરેગા કબ ?

નમન નમનમેં ભેદ હે, બોત નમે નાદાન;
દગલબાજ દુના નમે, જયું ચિત્તા ચોર કમાન.

અંધાને અંધો કહે, કડવું લાગે કેંણ;
ધીરે ધીરે પૂછીયે, ભાઈ શાથી ખોયાં નેણ ?

જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુખ રહીત ન કોઈ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઈ.

સબળાથી સૌ કો બીએ, નબળાનેજ નડાય;
વાઘ તણો માગે નહીં, ભોગ ભવાની માય.

પ્રેમે પ્રાણ ટકી રહે, પ્રેમે પ્રાણ ન જાય;
પ્રેમે પ્રાણ અપાય છે, પ્રેમે પ્રાણ રખાય.

અતિ ઘણું નહિ તાણીએ, તાણે તૂટી જાય;
તૂટયા પછી જો સાંધીએ, વચ્ચે ગાંઠ રહી જાય.

સૂમ શિયાળ ને કાચબો, પર ઘેર પહોળા થાય;
સામો આવે જો આપ ઘર, સૌ સંકેલી જાય.

પરદેશીની પ્રીત, પીત્તળ જેવી જાણવી;
કાદવ કેરી ભીંત, ટકાવમાં કેમ આણવી.

---

જેની ચાલે ધરતી ધ્રૂજે, આભ ઉંડળમાં ભરતા;
જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા.

---

બુઢ્ઢો પરણે બાયડી, અભણ્યો લેશે રાજ;
બોજ ઉપાડે બળદીયા, એ સૌ પરને કાજ.

---

પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય?
પથરો ફેંકે પાપી પણ, ફૂલ થઈ ફેલાય.

---

કરી ભરોસો કર્મનો, કહે થશેજ થનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર.

---

ઘર ધણીઆણીથી લડી, બાળી દે ઘર બાર;
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર.

---

વણ પૂછ્યો વાણી વદે, વણ બોલાવ્યો જાય;
વિવેકને નહીં ઓળખે, એ મૂરખનો રાય.

---

કરજ કરી ધન વાવરે, ફુલાવ્યો ફુલાય;
વળતી વિમાસણ કરે, એ મૂરખનો રાય.

---

જેની સંગતથી કદી, એકાદું દુઃખ થાય;
વળી તેની સાથે વસે, એ મૂરખનો રાય.

ચકવા ચકવી ચતુર નર, નિત પત રહુત ઉદાસ;
ખર ઘુવડ અરૂ અબુઝ નર, સદા મગન પૃથિરાજ.

---

ગાનું ગળામાં, ઉલટ વિના આવે નહીં;
ખાણું ખોળામાં, ભૂખ વિના ભાવે નહીં.

---

સાસરાનું માન સાળીયે, જમણનું માન થાળીએ;
ગાયનનું માન તાળીએ, અને મોઢાનું માન વાળીએ.

---

તુળશી વહાં મત જાઈએ, જહાં બાપકો ગામ;
દાસ ગયા તુળશી ગયા, રહ્યા તળશીયા નામ.

---

જા જા જા શું કરવા કરે છે, જાવું પડશે ભાઈ;
રડશે વહાલા સરવે તારા, બાપ છોકરા ને આઈ

---

ખાય ખર્ચે ને રાખે માયો, એનું નામ તે પહેલો ડાહ્યો.
વાત કરે ને ન જાય વાહ્યો, એનું નામ તે બીજો ડાહ્યો.
ઘર બાંધીને નાખે પાયો, એનું નામ તે ત્રીજો ડાહ્યો.
ધાડ પડે ને ન જાય ધાયો, એનું નામ તે ચોથો ડાહ્યો.

જમીન જોરૂ ને જર, એ ત્રણ કજીયાના ઘર.

અક્કલ અમલ અને ડોળડમાકથી દુનીયાનો કારોબાર ચાલે છે.

કરજ રોગ અગ્ની, એ ખરાબી કરનારાં છે.

દુઃખ દરિદ્રતા ને પર ઘેર રહેવું, એ ત્રણે મોટાં કષ્ટ છે.

માન બુદ્ધિ કાંતિ એ ધનની સાથે જાય છે.

માતા પિતા ગુરૂ, એ ત્રણ યાત્રાનાં મોટાં સ્થળ છે.

ઉપકાર ભૂલનારા ત્રણ છે–પરણેલો પૂત્ર માને, શિખેલો શિષ્ય ગુરૂને, રોગ મટયા પછી રોગી વૈદ્યને.

ગુપ્ત વાત પ્રસિદ્ધ થવાનાં ત્રણ દ્વાર છે–અનાડી સેવક, અનાડી સ્ત્રી અને અસાવધતા.

આળસ, સ્વભાવ અને ઘડપણનું ઓસડ નથી.

જાર કર્મ, કરજ અને જુઠાઈ થોડાં હોય પણ ઘણાં ગણાય.

પશુમાં શિયાળ, પક્ષીમાં કાગડો, મનુષ્યમાં હજામ એ ઠગ છે.

લેણુ દેણુ, ક્રોધી વાણી, વિશ્વાસઘાત, એ મિત્રાઈ તોડનારાં છે.

જુઠાની હા, છીનાળવાની મા, કસાઈની ગા, અને જુગારીની ના, એટલાં કદી સાચાં માનવાં નહીં.

દર્શન, આલીંગન, એકાંતવાસ, સમાગમ, સ્ત્રીનું ધ્યાન, કથા, સ્પર્શ ક્રિડા આ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે, જે એને છોડે તેજ બ્રહ્મચારી કહેવાય છે.

ઉત્સવ મૂકી, માત પીતાનું અપમાન કરી, છોકરાંને રોવડાવી, હત્યા કરી, તૈયાર ભોજન છોડી, રૂદન સાંભળી, મૈથુન સેવી, સમીપ આવેલાં પર્વ અવગણી, દુધનું ભોજન કરી, ન્હાઈને,

સ્ત્રી સાથે કંકાશ કરીને, થુંકીને, આંસુ ગાળી, હજામત કરાવી, અપશુકન જોઈને પરદેશ જવું નહીં.

પૈસાનો નાશ, મનનું દુઃખ, ઘરનાં માણસોનાં નબળાં આચરણ, પોતાનું છેતરાવું અને અપમાન, એ વાતો બહાર પાડવી નહીં.

ઘણા જણ બોલે તેનાથી ઉલટું બોલવું નહીં.

ચિંતાથી માણસો ઘરડા થાય છે, નહીં ચાલવાથી ઘોડા ઘરડા થાય છે, સંભોગ વગર સ્ત્રી ઘરડી થાય છે, અને તાપથી લુઘડાં જુનાં થાય છે.

લક્ષ્મી, મિત્ર, બાંધવ, બંધન, મરણ, બધુંજ જીભને ટેરવે છે.

લોભીયાને પૈસાથી, ક્રોધીને નમસ્કારથી, મૂર્ખને હાજી હાથી, અને પંડીતને તત્વાર્થ બતાવીને વશ કરવો.

ઉદ્યોગ, કલેશ, ખજવાળ, જુગાર, મદિરા, પરસ્ત્રી, આહાર, મૈથુન અને ઉંઘ એટલાં વાનાં સેવન કરવાથી હમેશાં વધે છે.

દુષ્ટ સ્ત્રી, લુચ્ચો મિત્ર, સામો જવાબ દેનાર ચાકર, અને સર્પવાળા ઘરમાં વાસ હોય, તો ત્યાં મૃત્યુજ છે.

કલમ, પુસ્તક, અને સ્ત્રી પારકા હાથમાં સોંપાય નહીં.

રાજા, વેશ્યા, યમ, અગ્ની, પરોણો, બાળક, યાચક, ગામનો કાંટો, એઓ પારકું દુઃખ જાણતા નથી.

હાથીથી હજાર હાથ, ઘોડાથી સો હાથ, શીંગડાવાળા પ્રાણીથી દસ હાથ છેટે રહેવું. પણ દુર્જન માણસથી તો તે સ્થાન છોડીને ચાલ્યા જવું.

બુદ્ધિ ત્રણ પ્રકારની છે—મુસલાગ્ર, તૈલાગ્ર, કુશાગ્ર, મુસળાના જેવી ઘણી જાડી, તેલની ધાર જેવા થોડી જાડી, દર્ભની અણી જેવી તીવ્ર. માટે કુશાગ્ર બુદ્ધિજ સારી છે.

---

## ૧૦૮ નવી શોધો.

અમેરીકામાં એવો મજબૂત કાચ બનાવવામાં આવે છે કે, તે બંદૂકની ગોળીથી પણ તુટતો નથી.

પંદર વરસની એક છોકરીએ એવી જાતનું તેલ શોધ્યું છે કે, મોટરના તેલ કરતાં અરધી કીંમતે પડે છે અને કામ બમણું આપે છે.

અમેરીકામાં એક મોટર લારી પર હોટલ બાંધવામાં આવી છે, તેમાં ઘરાકોને બેસવાનો હોલ, રસોડું વિગેરે બાંધેલા છે. તેમાં એવી કમાન નાંખવામાં આવી છે કે, માણસોને જરાપણ આચકો નહીં લાગે. આ હોટલ એક ગામથી બીજે ગામ ફર્યા કરે છે.

અમેરીકામાં રાત્રે રસ્તાપર સિપાઈઓ પહેરો ભરે છે, તેની છાતી પર લાલ લીલી પીળી બત્તીઓ ગોઠવવામાં આવે છે, કે જેથી કરીને બટન દાબીને લાલ બત્તી બતાવે તો, મોટર તથા ગાડી ઉભાં રહે છે, લીલી બત્તી બતાવે તો ચાલે છે, અને પીળી બત્તી બતાવે તો એમ સમજવાનું કે, હવે ગાડી ચલાવવાની રજા મળશે, માટે તૈયાર થઈ જાઓ. સડક વચ્ચે મોટા માચડા પર સિપાઈઓ ઉભા રહે છે, તે જીવતી દીવાદાંડી જેવા દેખાય છે.

વિલાયતમાં નદીની નીચેથી આગગાડી જવાની સડકો તો છે, પણ હમણાં માણસો, મોટરો તથા ઘોડા ગાડીઓ જવાની પણ સડક નાંખવા માંડી છે. એ સડકનું નામ હોલેન્ડ ટનલ રાખ્યું છે. બે રસ્તા બાંધવા માંડયા છે. પાણીની નળી ઓની માફક મોટા નળો પાણીમાં મુકે છે. તે નળ અંદરથી વીસ ફુટ પહોળા અને ૨૯ ફુટ ઉંચા છે. એ નળમાંથી એક માળનું મકાન પણ થઈ શકે. એ નળમાં સડકો નાંખેલી છે, અને સડકની આજુબાજુ ત્રણ ત્રણ ફુટની પગથીઓ રાખેલી છે, કે જેના પરથી પગે ચાલનારાઓ જઈ શકે. રસ્તાની નીચે હવા દાખલ થઈ શકે એવી ગોઠવણ છે. થોડે થોડે અંતરે હવા ઉજાસ માટે જગ્યા રાખેલી છે. રાત દિવસ વિજળીના દીવા રહે છે. મોટરમાં બેસીને શહેરમાંથી નીસર્યા, કે તે નળમાં મોટર પસાર થઈને, નદી ઓળંગી જાય એવી ગોઠવણ રાખી છે.

એક એવી હોડીની શોધ થઈ છે, કે તેનું તળીયું ત્રણજ ઇંચ પાણીની અંદર હોય છે. એટલે નદીમાં કલાકના ૬૦ માઈલની ઝડપે ચાલે છે, ત્યારે જાણે નદી પર કુદકા મારતી ચાલતી હોય એમ દેખાય છે. આ હોડીને ઉડતી હોડી કહે છે.

---

## ૧૦૯ હુન્નર.

રૂપાના દાગીનાના દાબડામાં કપૂર મૂકવાથી દાગીના કાળા પડતા નથી.

કપડાંપર ચ્હા કાફીના ડાઘ પડયા હોય તો, તેનાપર ટરપીટન લગાડો, થોડીવાર પછી સાબુથી ધોઇ નાંખવું.

ધૂપેલ—સરૈયાને ત્યાંથી ધૂપેલ બનાવવાની વાના પડી બંધાવી લાવવી, અને તેને તલના તેલમાં અથવા કોપરેલમાં ત્રણ દિવસ પલાળી મૂકવું. પછી ચૂલાપર મૂકીને ઉકાળીને કપડામાં ગાળી લેવું. કુચા રહ્યા તેમાં થોડું પાણી રેડીને ચૂલે ચઢાવવું, અને પાણી બળી જાય કે કુચા નીચોવશો તો ધૂપેલ નીકળશે. વળી એમ લાગે કે કુચામાં તેલ રહી ગયું છે, તો પાછું પાણી નાંખીને ઉકાળવું, એટલે પાણી બળી જશે અને તેલ નીકળશે. આ બધું તેલ એકઠું કરીને શીશો ભરી મૂકવો. તેમાં કોઈ જાતનું સુગંધી તેલ ઉમેરવું હોય તો ઉમેરવું.

ચસમાના કાચપર છારી બાઝી ગઈ હોય તો, દેવતાપર પાણી રેડવાથી વરાળ નીકળે તેનાપર, ચસમા ધરીને લુછી નાંખવા.

કપડાંપર કાટના ડાઘા પડયા હોય તો, લીંબુનો રસ અને મીઠું લગાડવાથી જતા રહે છે.

ગરમ પાણીનો શેક કરવાની રબરની કોથળી આવે છે, તેને બબ્બે મહીને સોડા અગર એમોનીયાના પાણીથી ધૂવે, તો કોથળીનો આવરદા વધે છે.

સાબુ બનાવવાની રીત—પાંચ શેર પાણીમાં એક શેર કાસ્ટીક સોડા અરધો કલાક મૂકવો- એક તપેલીમાં પાંચશેર કોપરેલ લેવું, પછી એક મોટી થાળીમાં એક જણે કોપરેલની ધાર કરવી, અને બીજા માણસે પેલા કાસ્ટીકની ધાર કરવી, અને તવેથાથી હલાવી હલાવીને મીકસ કરતા જવું. કોપરેલની

અને પાણીની વારાફરતી ધાર કરવી. બધું કોપરેલ ને પાણી મીકસ થયા પછી તેને ઠરવા દેવું, અને પછી તેમાંથી કટકા કાપી લેવા, એટલે સાબુ તૈયાર થયો.

---

## ૧૧૦ જાણવા લાયક બાબતો ભાગ ૧.

આપણા આત્માનું વજન ૨૪ ચોખાભાર છે.

અશ્વત્થામા. બલિ, વ્યાસ, હનુમાન, વિભીષણ, કૃષ્ણ અને પરશુરામ ચીરંજીવી એટલે અમર છે. ભર્તૃહરી અને ગોપીચંદ પણ અમર કહેવાય છે.

૧૭૨૮૦૦૦ વર્ષનો = ૧ સતયુગ
૧૨૯૬૦૦૦ વર્ષ = ૧ ત્રેતાયુગ
૮૬૪૦૦૦ વર્ષ = ૧ દ્વાપરયુગ
૪૩૨૦૦૦ વર્ષ = ૧ કળીયુગ
૪ યુગ = ૧ મહાયુગ; ઈંદ્ર
૭૧ મહાયુગ; ઈંદ્ર = ૧ મનુ
૧૪ મનુ = ૧ કલ્પ એટલે બ્રહ્માનો દિવસ
૩૬૦૦૦ કલ્પ = ૧ બ્રહ્માનું આયુષ્ય
૧૦૦૦ બ્રહ્મા = ૧ વિશ્નુની ઘડી
૧૦૦૦ વિશ્નુની ઘડી = ૧ શિવનો નિમેષ
૧૦૦૦ શિવનો નિમેષ = ૧ મહામાયાનો નિમેષ
૧ બ્રહ્માનો પહોર = ૧૪ ઈંદ્રાણીનું રાજ્ય
( એક ઈંદ્રાણીના રાજ્યમાં ૧૪ ઈંદ્ર બદલાય છે )

**સંખ્યા**—એક, દસ, સો, હજાર, દસ હજાર, લાખ, દસ લાખ, કરોડ, દસ કરોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાપદમ, શંકુ, જલધી, અંત્ય, મધ્ય, પરાર્ધ.

---

સતયુગમાં એક લાખ વર્ષનું, ત્રેતામાં દસ હજાર અને દ્વાપરમાં એક હજાર વર્ષનું આયુષ્ય હતું. કળીયુગમાં સો વર્ષનું આયુષ્ય છે.

ભકિતના નવ પ્રકાર છે—કિર્તન, સ્મરણુ, પાદસેવન, અર્ચન, વંદના, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન.

સાત પાતાળનાં નામ—અતળ, સુતળ, પાતાળ, વિતળ રસાતળ, તળાતળ, અને મહાતળ.

જેમ પૃથ્વીને એક ચંદ્ર છે, તેમ બીજા ગૃહોને પણ એક અથવા વધારે ચંદ્ર છે, તે નીચેના કોઠા પરથી માલમ પડશે.

| | | | | |
|---|---|---|---|---|
| બુધને ચંદ્ર નથી અને ૮૮ | દિવસમાં | સૂર્યની | આસપાસ ફરી | વળે છે. |
| શુક્રને ચંદ્ર નથી અને ૨૨૪ | ,, | ,, | ,, | |
| પૃથ્વિને ૧ ચંદ્ર છે અને ૩૬૫ | ,, | ,, | ,, | |
| મંગળને ૨ ,, ૬૮૬ | ,, | ,, | ,, | |
| ગુરૂને ૯ ,, ૧૨ | વર્ષે | ,, | ,, | |
| શનીને ૯ ,, ૨૯॥ | ,, | ,, | ,, | |
| યુરેનસને ૪ ,, ૯૩ | ,, | ,, | ,, | |
| નેપચ્યુનને ૧,, ૧૬૫ | ,, | ,, | ,, | |

એટલે આપણા એકસો પાંસઠ વર્ષ થાય, ત્યારે નેપ-ચ્યુનનું એક વર્ષ થાય છે.

*   *   *   *

ત્રીસેક ફુટ લાંબી શેત્રંજી વિલાયતના મ્યુઝીઅમમાં છે. તે પીસ્તાળીસ હજાર રૂપીએ ખરીદાઈ હતી. હાલમાં એક એમેરીકન કરોડપતી તેને પંદર લાખ રૂપીએ ખરીદવા માંગે છે. તેમાં રેશમ તો દસ હજાર રૂપીઆનુંજ ગયું હશે, પણ કારીગીરીના પૈસા છે.

*   *   *   *

રૂશીયામાં ઉંચામાં ઉંચુ ૧૪ માળનું ઘર બંધાવા માંડયુ છે. એક વરસમાં બંધાઈ રહેશે, અને તેનો ખર્ચ આસરે સાડા બાર કરોડ રૂપીઆ થશે.

*   *   *   *

## ગતી.

મુવા પછી માણસ કઈ ગતીમાં ગયો, તે જાણવું હોય તો, તેનું મોત થયું તે વખતે એનું કયું અંગ છેલ્લું હાલ્યું તે તપાસવું. ઘુંટણથી તે પગનાં તળીયાં સુધીનું અંગ હાલે, તો જાણવું કે એની અધોગતી થઈ. ઘુંટણની ઉપર અને કમરની નીચેનું અંગ હાલે, તો તીર્યંચ ગતી. નાભીથી ગળા સુધીનું અંગ હાલે તો મનુષ્ય ગતી. મ્હોં આંખ કાન નાક મસ્તક, એમાંનું કોઈ અંગ હાલે તો દેવગતી થઈ એમ સમજવું.

---

વિલાયતમાં સ્ત્રિઓમાં બાલ કતરાવવાની એટલી બધી ફેશન વધી ગઈ છે, કે હજામની દુકાનમાં વારો આવે ત્યાં સુધી બધી ભેગી થઈને ગામની કુથલી કરે છે. ચોપડીઓ ન્યુસપેપરો વાંચવાની અને નાચવાની પણ સગવડ એ દુકાનમાં રાખેલી હોય છે. કેટલીકો તો જમવાનું પણ ત્યાંજ મંગાવી લે છે.

*　　　*　　　*　　　*

એક માણસ એક કલાકમાં વધારેમાં વધારે ૧૦ માઇલ ચાલી શકે, મોટર અને રેલ્વે ૬૦ માઇલ દોડી શકે, અને વિમાન ૧૨૫ માઇલ ઉડી શકે છે. પણ સીફેનોમીઆ નામની માખી એક કલાકમાં ૮૧૫ માઇલ ઉડી શકે છે. તે ઉડે છે ત્યારે રંગીન તારો ઉડી જતો હોય એમ દેખાય છે. આ માખી હરણના નાકમાં ઈંડા મૂકે છે. તેમાંથી એક જણે ઈંડા લઈને સેવ્યાં, તેમાંથી માખી નીકળી તેનાપર પ્રયોગ કરીને સાબીત કીધું કે એની ઝડપ આટલી બધી છે.

---

## ૧૧૧ જાણવા લાયક બાબતો ભાગ ૨.

### પ્રાણીઓની ઉમરનું પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| સસલું ૫ વર્ષ | જીવે છે. | ઘોડો ૨૭ વર્ષ | જીવે છે- |
| ઉંદર ૬ | ” | મોર ૩૦ | ” |
| ઘેટું ૧૨ | ” | ઉંટ ૪૦ | ” |
| બિલાડી ૧૩ | ” | સિંહ ૪૦ | ” |

| | |
|---|---|
| મરઘી ૧૪ વર્ષ જીવે છે. | હાથી ૧૦૦ વર્ષ જીવે છે. |
| બકરી ૧૫ " | માણસ ૧૦૦ " |
| કુતરા ૧૫ " | મગર ૩૦૦ " |
| કબુતર ૨૦ " | કાચબા ૩૫૦ " |
| ગાય ૨૫ " | વ્હેલ માછલી ૫૦૦" |

વાજાં—મૂળ વાજાં ત્રણ પ્રકારનાં છે, ઘા, વા અને ઘસરકા. ઉપર કંઈ ઠોકયાથી વાગે તે ઘા, જેવાં કે નરઘાં. પવનથી વાગે તે વા, જેવાં કે વાંસળી. ઉપર કંઈ ઘસ્યાથી વાગે તે ઘસરકા, જેવા કે દીલરૂબા.

ઝાડના સ્ત્રીઓપર પ્રેમ—સોળે શણગાર શજેલી નવ યૌવના સ્ત્રી પ્રયંગુ વૃક્ષને અડકે તો તે ઝાડ પ્રફુલ્લ થાય છે. સ્ત્રી મુખમાં દારૂ લઈને બકુલ વૃક્ષપર કોગળા કરે, તો તે ઝાડ પ્રપુલ્લ થાય છે. અશોક વૃક્ષને સ્ત્રી પગની લાત મારે, તો તે વિકાસીત થાય છે. તિલક વૃક્ષ સામું બરાબર દ્રષ્ટિ કરીને જુવે તો, તે ફૂલી ઉઠે છે. કુરૂબક વૃક્ષને આલીંગન કરે તો પ્રપુલ્લિત થાય છે. નર્મ વચન સાંભળીને મંદાર વૃક્ષ પ્રપુલ્લિત થાય છે. કોમળ હાસ્ય જોઈને ચંપક વૃક્ષ પ્રપુલ્લિત થાય છે. મુખશ્વાસથી આંબાનું વૃક્ષ ફળે છે. ગાયન સાંભળીને નમેરૂ વૃક્ષ વિકાસ પામે છે. સ્ત્રીઓના નાચ થતો હોય, તો કણેર વૃક્ષ પ્રપુલ્લિત થાય છે.

ન્યુ યૅાર્કમાં એક એવી દુકાન નીકળી છે કે, તેમાં મરી મસાલા અનાજ શાક બૂટ કાપડ ઝવેરાત, લાકડાં ઘી તેલ

દુધ વિગેરે રોજના ખપની બધીજ ચીજ મળે છે. ચીકાગોમાં "સ્ટીવન્સ" નામનું એક હોટલ છે. તેમાં ૨૫ માળ, ૩૦૦૦ ઓરડા, ૭૦૦૦ ખુરસી, સાડા ત્રણ લાખ ટુવાલ, ૬૦ માઈલ જેટલી શેત્રંજી, ૧૦૦૦૦ પુસ્તકો, જાનવરોનું સંગ્રહસ્થાન, ૩૫૦૦ નોકરો, ૩૮૦૦ ટેલીફોન છે. એ હોટલ બાંધતાં સાડા સાત કરોડનો ખરચ થયો હતો.

હાલમાં રૂશીયાના રાજમહેલમાં પંચોતેર કરોડ રૂપીઆનું ઝવેરાત છે. ત્યાંના ઝાર (રાજા) નો મુગટ ઝવેરાતથી ખીચોખીચ ભરેલો છે. તેની કીંમતજ અંકાતી નથી. આ મુગટને એક ટેબલ પર મૂકીને, તેની સાથે કેથેરાઈન રાણીનો નાનો મુગટ મૂકેલો છે. તે નાના મુગટની કીંમત ૧૫૦૦,૦૦૦,૦૦ પંદર કરોડ રૂપીઆ છે. ત્યારે આ મોટા મુગટની કીંમત કેટલી હશે ?

* * * *

વિલાયતમાં એક કલબ છે, તેમાં બીડી પીનારા માણસોને મેમ્બર તરીકે દાખલ કરતા નથી. એક બીજી કલબ છે તેમાં પાંચ મણ ઉપરના વજનના માણસનેજ દાખલ કરવામાં આવે છે.

* * * *

પૃથ્વિ પર અંગ્રેજી ભાષા બોલનારા ૬૫૦૦,૦૦,૦૦૦ પાંસેઠ કરોડ માણસો છે.

અમેરીકાના આલાસ્કા ગામમાં ૯૦ માઈલની સડક પર કુતરાઓ આગગાડી ખેંચી જાય છે. આઠ કુતરા ચઉદ મણ ભાર એક દિવસમાં ૪૦ થી ૫૦ માઈલ લઈ જાય છે.

અમેરીકામાં જમીન ખોદતાં એક હાથીની સુંઢ નીકળી છે, તેમાં ૨૫૦ રતલ સોનું છુપાવી રાખેલું નીકળ્યું છે.

વિલાયતમાં પીડમોન્ટના કબ્રસ્તાનમાં કુદરતી કાચના જીવતા સાપ થાય છે. તેને પથરા મારવાથી કટકા થઈ જાય છે, અને તે કટકા તફડી તફડીને મરી જાય છે.

ફ્રાન્સમાં સ્ત્રીઓ એક મહીનામાં બે વાર માથાના બાલ કતરાવે છે, તેથી તે દેશની સ્ત્રીઓનો વાળ કપાવવાનો ખરચ વરસ દહાડે ૩૫૦૦,૦૦,૦૦૦ પાંત્રીસ કરોડ રૂપીઆ થાય છે

મીંડાં એટલાં ઈંડા—એટલે કે જે પ્રાણીઓને છુટા કાન જણાતા નથી, પણ કાનની જગાએ બાકાં એટલે મીંડાં હોય છે, અને તે ઘણે ભાગે પીછાંથી ઢંકાયલાં હોય છે, તે પ્રાણીઓને બચ્ચાં વીયાતાં નથી, પણ તેઓ ઈંડા મૂકે છે. જેવાં કે કબૂતર પોપટ વિગેરે.

---

## ૧૧૨ ઉખાણાંના જવાબ.

| | | | |
|---|---|---|---|
| ૧ | હોઠ | ૮ | તાળું |
| ૨ | લીંટ | ૯ | શીકું |
| ૩ | ભાઈ બેન | ૧૦ | દીવાસળી |
| ૪ | દીકરો | ૧૧ | રોટલી |
| ૫ | સસરો જમાઈ | ૧૨ | મરચાં |
| ૬ | ઘંટી | ૧૩ | વેગણાં |
| ૭ | બરૂની કલમ | ૧૪ | મોગરી |

૧૫ કારેલાં

૧૬ પાપડી

૧૭ કાકડી

૧૮ સોપારી

૧૯ કાથે હીમાળો સેવીયો,
ચૂને સેવી આગ, સોપા-
રીએ કરવત મૂકાવીયાં
રાણી નાગરવેલને કાજ.

૨૦ સાલ્લો

૨૧ કાજળ

૨૨ સુરજ ને ચાંદો

૨૩ વરસાદ

૨૪ તડકો

૨૫ જૂ

૨૬ મકઈ

૨૭ વરતેજ

૨૮ મોરખી

૨૯ લાખ

૩૦ રાવણ મંદોદરી

૩૧ લક્ષ્મી–અંબુજ એટલે
કમળ, તેનો દુશ્મન તે
હીમ, હીમનો પતી
હીમાલય. તેની દીકરી
પાર્વતી, તેના પતી શંકર,
તેનો હાર તે સર્પ, અને
સર્પનો દુશ્સન ગરૂડ,
તેનો પતિ વિશ્નુ, વિશ્નુની
કામીની તે લક્ષ્મી.

૩૨ સ્ત્રીએ અડદનો ભાવ
પૂછયો તે ૧૨ શેર કહ્યો
સ્ત્રીએ કહ્યું કે સુપડામાં
ઝાટકીને લઉં, કણીયો
કહે કે ત્યારે તો દસશેર
લેખે આપું.

૩૩ ફેરીબીન

૩૪ બારી બીન

૩૫ જોડી બીન

૩૬ ચંપક વર્ણી રાધીકા,
ભ્રમર હરીનોદાસ; વાકી
માતા જાનકે ભ્રમર ન
આવે પાસ.

૩૭ ૭ મરદ ૭ છોકરાં ૬

બૈરી અથવા ૮ મરદ ૮
છોકરાં ૪ બૈરી

૩૮ પહેલાં બે છોકરાં બેસીને જાય. એક છોકરો સામે કીનારે બેસે ને બીજો પાછો આવે. હવે મહેતાજી જઈને સામે પાર બેસે ને ત્યાં બેઠો હતો તે છોકરો પાછો આવે. હવે બંને છોકરા જાય અને એક છોકરો સામે કાંઠે બેસે અને એક પાછો આવે. હવે મહેતી જાય તે સામે કાંઠે ઉતરે એટલે ત્યાંવાળો છોકરો પાછો આવે. છેલ્લે બે છોકરાઓ બેસીને જાય.

૩૯ એક શેરીઓ, ત્રણ શેરીઓ, નવ શેરીઓ અને સત્તાવીસ શેરીઓ.

૪૦ ૫૯

૪૧ મામા ફોઈના છોકરાં

૪૨ કમળ

૪૩ બે

૪૪ જમાઈ

૪૫ કૂવો સસરો

૪૬ સુરત

૪૭ લોટા ન થા.

---

## ૧૧૩ રમુજી ટુચકા.

બુ ઉઘાડો બારણું, મેં ખંભાતસી આવો,
દુખ્યું બુના પેટમાં, તો પૈનો પાવો કાવો.
આમસી આવો પારસી, ને તામ્સી આવો કઉવો,
ભલે ગોમાજી બૂમો પાડે, ડગલો પેહેરો નઉવો.

---

એક સ્રી પરણીને સાસરે આવી, ત્યાં લાજ કાઢવાનો એટલે ઘુમટો તાણવાનો રીવાજ હતો. માટે સ્રીએ પોતાના

ધણીને પૂછ્યું કે મારે કોને કોને મ્હોં બતાવવું ? ધણીને આ સ્ત્રી ગમતી નહોતી, માટે કહ્યું કે મારા શિવાય બધાને બતાવજે.

---

કેટલીકવાર ઉતાવળમાં કેટલાક લોક બોલવાને બદલે બોગી મારે છે તેના નમુના—

એક વખતે એક બાયડી પોતાના બાળક સાથે ગમ્મત કરતી બોલતી હતી કે, " જો કીકા આ ઢીંગલી મારી છે " ત્યારે કીકાએ કહ્યું કે " મારી છે. " એમ પાંચ સાત વખત સામ સામે ચાલ્યું, એટલામાં છોકરાનો બાપ આવતો દેખાયો. તે જોઈને પેલીએ પૂછ્યું કે " પેલું કોણ આવે છે ? " કીકાએ કહ્યું કે " મારા બાપા " પેલી કહે કે " મારા બાપા " આમ સામસામી બોલવાનું ચાલતું હતું, એટલામાં પેલીનો ધણી આવી પહોંચ્યો, તેણે ગુસ્સાથી કહ્યું કે " કોના બાપા ? " " બોલે છે તેનું ભાન છે કે નહીં ? " પેલી તરત પોતાની ભૂલ સમજી ગઈ, અને નીચું જોઈને ભોંય ખોતરવા લાગી.

---

નમુનો બીજો—એક વખતે એક બાળક ઘણું રડતું હતું, તે સાંભળીને તેનો બાપ દોડી આવ્યો, અને પોતાની બૈરીને ધમકાવીને કહેવા લાગ્યો કે "કેમ રડાવે છે ? એને ધવરાવતી કેમ નથી ?" પેલીએ જવાબ દીધો કે "એ તો હઠે ચઢયો છે

તે ધાવતોએ નથી." ત્યારે પેલાએ ગુસ્સાથી કહ્યું કે "એ શું નહીં ધાવે? એનો બાપ ધાવે, લાવ એની વેતરણ કરૂં." પેલીએ તરત કહ્યું કે શું બકો છો તેનું કંઈ ભાન છે?" પેલો પોતાની ભૂલ સમજ્યો કે ત્યાંથી ગુપચુપ ચાલતોજ થયો.

* * * *

એક બ્રાહ્મણ એક શાકવાળાની દુકાને જઈને આશીરવાદ દઈને કહેતો કે તમારૂં કલ્યાણ થાઓ. પેલો શાકવાળો બે હાથ જોડીને નમસ્કાર કરતો, પણ જરાક પણ શાક આપતો નહીં. એક દિવસ શાકવાળાએ કહ્યું કે, તમને હું હજારવાર નમસ્કાર કરીશ, પણ શાક તો આપીશ નહીં. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હું તને લાખવાર આશીષ આપીશ, પણ તેનો લાભ તો તને રાખોડા જેવોજ મળશે. તેનો શ્લોક નીચે લખ્યો છે.

નમસ્કાર સહસ્રાણી, શાક પત્ર ન લભ્યતે,<br>
આશીરવાદંચ લક્ષાણી, સસ્પં લાભાય મન્યતે.

* * * *

છોકરી—બાપાજી! મને પોલકો અપાવજો.

બાપ—હારે! હમણાજ તારી માની પેટી ઉઘાડી તેનો પોલકો લઈ લે.

છોકરી—તેનો પોલકો મને આવશે?

બાપ—કાલે મેં પહેર્યો હતો ત મને આવ્યો, ત્યારે તને કેમ નહીં આવે?

* * * *

બાપ (ઓફીસેથી આવીને)—કેમ બુચા! કેમ રડે છે?

બુચો—બહેને મારી પેપરમીંટ લઈ લીધી.

બાપ—પણ પેપરમીંટ આવી કયાંથી?

બુચો—પેલા નસવાનજી શેઠ આવ્યા હતા, તેણે માયજીને બચ્ચી કીધી, અને અમુને પેપરમીંટ આપી.

* * * *

એક માસ્તરે છોકરાઓને સમજાવ્યું કે દુનિયા ગોળ છે. પછી બીજે દિવસે છોકરાઓને સવાલ પૂછવા માંડયા. હવે આગલે દિવસે એક છોકરો ગેર હાજર હતો, તેને ભાગે એવો સવાલ આવ્યો કે દુનીયા કેવી છે? તેને પોતાને સુજ્યું તેમ બોલવા લાગ્યો કે સાહેબ! દુનીયા લુચ્ચી, ફરેબી, મતલબી, જુઠી, પ્રપંચી, નઠારી, હવસખોર, ઈર્ષાખોર, ઇ.............. માસ્તરે કહયું કે બસકર તારૂં ટાયલું.

* * * *

મ્હેતાજી—રણ એટલે શું?
છોકરો—જે જગ્યાપર કંઈ ઉગતું નથી તે.
મ્હેતાજી—એનો દાખલો આપો.
છોકરો—તમારા માથાપર તાલ છે તે રણ કહેવાય.

* * * *

ભીખારી—શેઠ એક પૈસો આપોને?
શેઠ—હું એક શરતે તારૂં કહ્યું માનું.
ભીખારી—કહો શેઠ, શી શરત?
શેઠ—શરત એ કે તારે માંગ્યા વિના અહીંથી ચાલ્યાં જવું.

* * * *

કાછીયાઓ એટલે શાકવાળાઓ એક વખતે ભગવાન પાસે આજીજી કરતા ગયા, ત્યારે ભગવાને કહ્યું કે તમે વાડીમાં વાવણી કરજો, તેમાં તમને નફો થશે. અને જે પાકે તેમાંથી એક ભાગ મને આપજો અને બે ભાગ તમે રાખજો. કાછીયાઓએ પૂછ્યું કે, તમારે ઉપલો ભાગ કે નીચલો ભાગ કે વચલો ભાગ, કે કયો ભાગ જોઈશે? ભગવાને કહ્યું કે ઉપલો ભાગ મને આપજો. કાછીયાઓએ ભગવાનને છેતરવા માટે શેરડી ઉગાડી, અને તેના ઉપલા ભાગનાં બાંડીયાં ભગવાનને ત્યાં

પોંચાડી દીધાં. બીજી વાવણી વખતે ભગવાનને પૂછયું ત્યારે તેમણે કહ્યું કે, મને નીચલો ભાગ આપજો. કાછીયાઓએ જુવાર વાવી અને તેનાં નીચલાં ઠુંઠા ભગવાનને ત્યાં પહોંડયા. ત્રીજી વાવણી વખતે ભગવાને કહ્યું કે આ વખતે તો ઉપલો અને નીચલો બન્ને ભાગ લઈશ. કાછીયાઓએ આ વખતે મકઈ રોપ્યા, વચલા ભાગના મકઈ ઉતારી લઈને, રાડાં ભગવાનને ત્યાં પહોંચાડવા ગયા. ભગવાને કહ્યું તમે મને છેતર્યો છે, તો હવે તમે છેતરીનેજ તમારો નિર્વાહ ચલાવશો, પણ પૈસાવાળા થશો નહીં.

* * * *

છોકરો—માયજી ! મારો એક દોસ્તદાર છે તે જે કંઈ ચીજ જુવે છે, તે માંગે છે.

માયજી—ત્યારે તો તેને અહીં તેડી લાવ. તારી છ બેનોમાંની એકને પણ, તે લઇ જાય તો એક પીડા ટળે.

* * * *

સોમલો—માછતર છાબ ! ચાર જનાવરની નવછારીની ટીકીટ આપો.

ટીકીટ માસ્તર—પણ જનાવર તો ત્રણ છે, ને ચાર ટીકીટ કેમ માંગે છે ?

સોમલો—હઉવે. પણ છાતે હું બી જવાનો કેની ?

---

## ૧૦૦ ના ઉપયોગ.

તમે ૧૦૦પારી ખાઓ છો ?

તમે ૧૦૦મનાથનું દહેરૂં જોયું છે ?

તમારા ગામમાં ૧૦૦ની છે?
મારી પાસે ૧૦૦નાની ઘડીયાળ છે.
૧૦૦નબાઈ પાસે ઢીંગલી છે.
હું ૧૦૦લાપુરમાં રહેતો નથી.
તમે ૧૦૦ગન ખાઓ છો?
૧૦૦રાબજી આવ્યા છે.
૧૦૦ય દોરો લાવો.
મારી વાત તમે માન૧૦૦?
૧૦૦ટી વાગે ચમચમ, વિદ્યા આવે ઘમઘમ.
૧૦૦ળ હાથની સાડી લાવજો.
તમા૧૦૦ જોવા આવો છો?
આ૧૦૦ માસમાં દીવાળી આવે છે.
હું ૧૦૦ગટાબાજી રમતો નથી.

* * * *

સવાલ—હોરાજી! તમારા બાપદાદા કાંસી આવેલા!
જવાબ—ખંભાતસી.
સવાલ—સાથે શું લાવેલા?
જવાબ—સોય દોરો ને સંબુરી.

* * * *

મોટા બાવા—કલાસમાં તું કેટરમો નંબર રાખે છે?
બુચો—આય છ મહીનામાં મેં બીજોજ નંબર રાખ્યો છે.
મોટા બાવા—હું કે બચ્ચા! તારી કલાસમાં છોકરા બેજ છે કે?
બુચો—નહીંરે! હું એકજ, અને બીજી તો એક છોકરી છે.



# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૨ | એ કે | એ |
| ૨૫ | ૫ | મુનીઓ | મુનીમો |
| ૨૭ | ૧૨ | ધર | ઘેર |
| ૨૯ | ૨ | ઘડીમાં ઘડીમાં | ઘડી ઘડીમાં |
| ૩૦ | ૧૦ | + | જેમ બને તેમ કર કસર કરો, પણ રીતસરનો. |
| ૩૧ | ૨ | મારી | બારી |
| ૭૨ | ૧૭ | મો | કામો |
| ૧૧૫ | ૬ | માણુસનો | માણુસને |
| ૧૨૪ | ૧૬ | વીધું | દીધું |
| ૧૩૬ | ૧૨ | કોઇને | કોઇએ |
| ૧૪૯ | ૯ | ખેઠ | ખેડ |
| ૧૬૩ | ૨૦ | શહેરમાં | શહેરથી |
| ૧૮૧ | ૭ | અને | |
| ૧૯૯ | ૧૨ | રાજક | રાજ્ય |
| ૨૨૩ | ૫ | મીઠી | મીઠી |
| ૨૨૯ | ૧૬ | રીતજ | રીતેજ |
| ૨૩૦ | ૪ | ખણા | ખૂણા |
| ૨૪૭ | ૧૯ | પિન્નસનના | પિન્નસના |
| ૨૫૫ | ૫ | ખબર નથી | ખબર હોતી નથી |
| ૨૭૦ | ૪ | રહ્યા | રહ્યો |
| ૨૭૦ | ૧૪ | બેસાને | બેસીને |
| ૨૭૨ | ૧૯ | તલની | તેલની |
| ૨૭૩ | ૭ | તા | તો |
| ૨૭૫ | ૧૫ | ગુસ્સે | ગુસ્સે |
| ૩૨૩ | ૧૮ | બે | એ |
| ૩૩૦ | ૧૦ | સીનીટ | મીનીટ |

# આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થનારા ગૃહસ્થોના મુબારક નામો.

| પુસ્તકની સંખ્યા | ગૃહસ્થનું નામ | |
|---|---|---|
| ૩૫૦ | શા. ચીમનલાલ મોહનલાલની કું. ઝવેરીઓ | મુંબાઈ |
| ૧૦૦ | શા. અભેચંદ મુલચંદ ઝવેરી | ” |
| ૫૦ | શા. મંગળભાઈ હીરાચંદ ઝવેરી | ” |
| ૫૦ | શા. બાબુભાઈ હીરાચંદ ઝવેરી | ” |
| ૫૦ | શા. વાઘાજી પનાજી | મારવાડ |
| ૪૦ | શર્મા બ્રીજલાલ બાલમુકંદ | સુરત |
| ૩૦ | શા. હીરાલાલ મગનલાલ રામદાસ મામાવાળા | ” |
| ૨૫ | શા. નગીનચંદ કપુરચંદ ઝવેરી | ” |
| ૨૫ | શા. દયાચંદ કરમચંદ ઝવેરી | ” |
| ૧૦૦ | શેઠ મુળજી ગોકળદાસ | મુંબાઈ. |

## આભાર.

આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થો, તેમજ હુસ્ત લેખીત કોપી વાંચવાની તસ્દી લઈ પોતાના અભિપ્રાય આપનાર ગૃહસ્થો, તથા જેના લેખોના હમે પાછલા ભાગમાં કઈંક ઉતારા લીધેલા છે તે સર્વનો હમે આભાર માનીએ છીએ.

કર્તા.

# "માસ્તર પીલ્સ"

માસ્તર પીલ્સનાં આટલાં બધાં વખાણ થાય છે, તેનું કારણ એ કે એનામાં નીચે પ્રમાણે ગુણો છે:—

ગયલી જુવાની ફરીથી મેળવી આપે છે અને વિર્ય ઘટ બનાવે છે. ચાલતાં તથા દાદરે ચઢતાં હાંફી જવાતું હોય, સવારમાં પથારીમાંથી ઉઠતી વખતે શરીર દુખતું હોય, આખો દિવસ સાંધાઓમાં દુખાવો થતો હોય, શરીર ફીકકું પડી ગયું હોય. આંખે તમ્મર આવતાં હોય, વાંચતા અથવા બીજું કંઇ એવું કામ કરતાં આંખ તણાતી હોય, લેસનો વાંચે વાંચે પણ ભૂલી જવાતાં હોય, આંખે ઝાંખ મારતી હોય, શરીર પર ખજવાળ આવ્યા કરતી હોય, ખાટા ઓડકાર આવ્યા કરતા હોય. ઘડી ઘડી ઉલટી થશે એવા ઉબળકા આવ્યા કરતા હોય, માથામાં તથા પેટમાં દુખાવા થયા કરતા હોય, સ્વપ્નામાં જંજાળો દેખાયા કરતી હોય, ઝાડા થયા કરતા હોય, ઝાડાનો બંધકોશ હોય, તાપ નહીં હોય છતાં પણ શરીરમાંથી પાણી નીકળ્યા કરતું હોય, એકદમ બીક લાગવાથી છાતી ધડક ધડક થાય છે તેવી રીતે દિવસમાં ઘણી વાર છાતી ધડક ધડક થયા કરતી હોય, દમ થવાથી આખી રાત નહીં ઉંઘાતું હોય, હાડમાં તાવ રહયા કરતો હોય, સંધીવા થશે એવું લાગતું હોય, તો તેના પર આ ગોળી અકસીર કામ કરે છે. સ્ત્રીઓને અધુરે જયા કરતું હોય, પ્રદરનો રોગ થયો હોય, આંકડી આવતી હોય, છોકરું માયકાંકલા જેવું જનમતું હોય, અથવા જનમીને થોડા વખતમાં મરી જતું હોય, આખો દિવસ બેચેની રહેતી હોય તો તેને માટે પણ આ ગોળી રામબાણ છે. મતલબ કે આ ગોળીમાં એવી મેળવણી છે કે એ દરેક રોગ પર સારું કામ કરે છે. દરદ નહીં હોય છતાં પણ રોજ એનું સેવન કરવાથી કાયા કંચન જેવી રહે છે. કોઇ પહેલવાન સાથે કુસ્તી લડવી હોય તો એક માસ પહેલાં આ ગોળીનું સેવન રાખવાની ખાસ જરૂર છે. **કીં. ૩૨ ગોળીના રૂ. ૧.**

---

## —:આ ચોપડી મળવાનાં ઠેકાણાં:—


પ્રગટ કર્તા-સુરત.

ગાંડીવ સાહિત્ય મંદીર-સુરત.

ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ-સુરત.

વર્ધમાન એન્ડ સન્સ, બુકસેલર્સ.

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબાઇ.